## ગુરુચરણે

જેની દયા દ્રગ થકી ઉરમાં ઉમંગ,
જાગે વિચારબળ, ત્યાગતણા પ્રસંગ;
તે પૂજ્યપાદ ગુરુના ચરણારવિન્દ
સેવાર્થે અર્પણ હજો અનુવાદબંધ.

સૌભાગ્ય

# નિવેદન

મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિરનો આ બીજો ગ્રંથ બહાર પડે છે. લેખક મુનિરાજશ્રી વિહારમાં હોવાથી દશવૈકાલિકનું પ્રકાશન ધારવા કરતાં કંઇક મોડું થવા પામ્યું છે. પરંતુ આનીજ સાથે ત્રીજું પ્રકાશન "સાધક સહચરી" પણ તૈયાર થઇ ગયું છે. અને તે ટૂંક સમયમાં પ્રસિદ્ધ થઈ, થોડાજ વખતને અંતરે ગ્રાહકોને મળવાથી અવશ્ય સંતોષ થશે એમ અમે માનીએ છીએ.

શ્રી ઉત્તરાધ્યયનસૂત્રની પ્રથમ આવૃત્તિના પ્રકાશન વખતે જનતાની માગને અમો પહોંચી શકયા નહતા. તેથી આ દશવૈકાલિક સૂત્રની પ્રથમ આવૃત્તિની ૫૦૦૦ પ્રત છપાવી છે.

બને ત્યાં સુધી સ્વદેશી વસ્તુઓજ વાપરવાનો સંસ્થાનો ઉદ્દેશ હોવાથી છીંટના પાકાં પૂંઠાને બદલે કાગળનુંજ પાકું પૂંઠું રાખ્યું છે. આમ કરવાથી ખર્ચ પણ ઓછું થાય છે અને પ્રકાશન ટકાઉ તથા સસ્તું બહાર પડી શકે છે.

આ પછી અમારી સંસ્થાનું ચોથું પ્રકાશન શ્રી આચારાંગ સૂત્ર [ગૂજરાતી અનુવાદન] બહાર પડશે.

આ સંસ્થાની પ્રકાશન સંબંધી યોજના અને તેના નિયમો આગળ જ આપેલા છે. તે વાંચી યોગ્ય લાગે તો જિજ્ઞાસુ બંધુઓએ ગ્રાહક થઇ જવું. તેમ થવાથી તેમને અને સંસ્થાને પોસ્ટખાતાની અને વધુ ખર્ચની તકલીફ રહેશે નહિ.

અમારાં ગ્રાહકોએ અને વિદ્વાનોએ અમારા પ્રથમ પુષ્પ શ્રી ઉત્તરાધ્યયનનો ભાવભીનો સત્કાર કરી સંસ્થાને આગળ ધપાવવાની પ્રેરણા આપી છે તે બદલ અમો તે સૌના આભારી છીએ, અને તેઓની આ સંસ્થાપર આવી શુભ ભાવના વધ્યા કરે એમ અમે ઇચ્છીએ છીએ.

આ સંસ્થાના હંમેશના નિયમમુજબ ખર્ચની વિગત પણ આગળ આપેલી છે.

મંત્રી

## પ્રવેશતાં પહેલાં

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રની પહેલી આવૃત્તિ બહાર પડી ત્યારે શ્રી દશવૈકાલિક સૂત્રનું અનુવાદન બહાર પાડવાની ઇચ્છા હતી, અને તેનો આરંભ પણ થઇ ચૂકેલો. પરંતુ અનેક સંયોગોની વચ્ચે પ્રબળ ઇચ્છા હોવા છતાં અમદાવાદમાં તો પૂર્ણ ન જ થયું.

અમદાવાદથી જેમ જેમ વિહાર કરી આગળ વધતા ગયા તેમ તેમ ત્યાં માર્ગમાં જેટલો અવકાશ મળે તેટલો લઇ તે તથા "સાધક સહચરી" (જે પુસ્તક તૈયાર થઇ છપાઇ રહ્યું છે તે) વૃદ્ધિ પામ્યે જતાં હતાં. પરંતુ તેની સમાપ્તિ તો કઠોર મુકામે જ થઈ. આ પરથી આ ગ્રંથનું પ્રસિદ્ધિકરણ કેમ મોડું થયું તે સમજી શકાશે.

ઉત્તરાધ્યયન જેટલું દશવૈકાલિક પ્રચાર પામશે કે કેમ તે અણ-ઉકેલ્યો પ્રશ્ન છે. કેમકે ઉત્તરાધ્યયન સૂત્રમાં તો અનેક કથાપ્રસંગો, સુંદર ઐતિહાસિક ઘટનાઓ તથા ઇષુકારીય, ચિત્તસંભૂતીય અને રથનેમીયમાં આવતા ચેતનવંતા સંવાદો સામાન્ય વાચકના હૃદયમાં પણ રસવૃત્તિ જગાડે તેવા છે. દશવૈકાલિકમાં નથી કથાવિભાગો કે નથી રોચક સંવાદો. તેમ છતાં પણ દશવૈકાલિકમાં એક એવું આકર્ષક તત્ત્વ તો જરૂર છે કે જેના તરફ જિજ્ઞાસુ વાચક આકર્ષાયા વગર રહી શકે નહિ.

આજે ભારતવર્ષમાં જેટલે અંશે આર્થિક સમસ્યાનું કોકડું ગુંચવાયેલું છે તેટલુંજ ચારિત્ર વિષયનું પણ ગુંચવાયેલું છે. કારણકે આર્થિક નિર્બળતાનું મૂળ જ આ છે, તેનો આજે કોઇ અસ્વીકાર કરી શકશે નહિ. આધુનિક યુગમાં જેટલું મનુષ્ય વાંચે અને વિચારે તેના

કરતાં શતાંશ પણ વર્તનમાં મૂકે એ વધુ આવશ્યક છે. એ આવશ્યક તત્ત્વ દશવૈકાલિકમાંથી મળી શકે તેમ છે કારણ કે તેમાં સંયમી જીવનના કડક નિયમો અને સાથે સાથે તેના પાલનની પ્રેરણા પણ છે. તે અપેક્ષાએ જિજ્ઞાસુ વર્ગમાં જેટલું ઉત્તરાધ્યયન આદર પામ્યું છે તેટલુંજ દશવૈકાલિક પણ પામે તે આશા અસ્થાને નથી.

**પદ્ધતિ**

ઉત્તરાધ્યયનની પદ્ધત્તિમાં જે જે દ્રષ્ટિબિંદુઓ રાખવામાં આવ્યાં હતાં તે તે દશવૈકાલિકમાં પણ રાખવામાં આવ્યા છે. માત્ર ફેર એટલોજ કે ઉત્તરાધ્યયન કરતાં દશવૈકાલિકમાં સંપાદકીય નોંધનો ઉમેરો વધુ પ્રમાણમાં કર્યો છે. જો તે ન કર્યો હોત તો મૂળ શ્લોકોના અર્થને સમજવામાં મુશ્કેલી પડત. એટલે તેમ સમજી એટલા ઉપયોગી ઉમેરાની આવશ્યકતા પૂરી પાડવામાં આવી છે.

જો કે અમુક વર્ગ માત્ર ભાષાદ્રષ્ટિએજ મૂળનો અનુવાદ કરવો, તેટલુંજ અનુવાદકનું કાર્યક્ષેત્ર માને છે. પણ મને લાગે છે કે મૂળ, કથનનો ઉદ્દેશ જ્યાં જ્યાં મૂળ કથનના વાક્યોમાં પરિપૂર્ણ ન થતો. હોય અથવા તે કથન કઇ અપેક્ષાએ કહેવાયેલું છે તે સ્પષ્ટ થતું ન હોય ત્યાં ત્યાં તેને વ્યક્ત કરવા ઘટતો પ્રયત્ન કરવો તે પણ અનુવાદકનું અનિવાર્ય કર્તવ્ય છે.

કોઈપણ ભાષાના ગદ્યાનુવાદ કરતાં પદ્યાનુવાદ કરવામાં આ: વસ્તુની વિશેષ ચોકસી રાખવાની હોય છે. જો કે સમર્થ જ્ઞાની. પુરુષોના કથનમાં ન્યૂનતા સંભવતી નથી. કે તેની પૂર્તિની આવશ્યકતા હોય. પરંતુ જ્ઞાનીજનોના વક્તવ્યમાં ગાંભીર્ય અવશ્ય હોય છે. અને. તે ગાંભીર્યનો સ્પષ્ટાર્થ જો ન આપવામાં આવે તો વાચકવર્ગની જિજ્ઞાસા ઘણીવાર અતૃપ્ત રહી જવાનો સંભવ છે. તેવા પ્રસંગે એ વક્તવ્યના હૃદયને સ્પષ્ટ અને રોચક ભાષામાં વ્યક્ત કરવા સારુ અનુવાદક પોતાની વિવેકશક્તિ અને ભાવનાનો શુભ ઉપયોગ કરે તો તે અપ્રાસંગિક તો ન જ ગણાય.

જો કે આથી હું એમ નથી માનતો કે આમ કરવાથી જિજ્ઞાસુ-વર્ગની ઇચ્છા સંપૂર્ણ સંતોષાઈ જાય. પરંતુ હું એમ તો અવસ્ય માનું છું કે તેમની વિચારણામાં યત્કિંચિત્ પણ એ નોંધો ઉપયોગી થઇ પડશે. અને તે ઉપયોગિતા મેં ઉત્તરાધ્યયનના વાચકો પાસેથી જાણીને જ અહીં પણ ઉચિત પ્રસંગે સંક્ષિપ્ત કિંવા વિસ્તૃત નોંધો આપવી યોગ્ય ધારીને આપી છે.

જે જે અનુવાદકની નોંધો છે તેના 'ટાઇપો' મૂળ શ્લોકથી ભિન્ન રાખવામાં આવ્યા છે અને તેથી અનુવાદક પોતાનો માત્ર અભિપ્રાય આપે છે તેટલુંજ સમજવાનું છે.

દશવૈકાલિકનાં વાચકોને તેટલો નિર્દેશ કર્યા પછી તેમને ખાસ જાણવા યોગ્ય વસ્તુ તરફ પ્રેરણા કરું છું કે જે આ પુસ્તકના વાંચન પહેલાં જાણવી જરૂરી છે.

### જૈનદર્શનની અનેકાંતતા

જૈનદર્શન એ અનેકાંતદર્શન હોવાથી તેમાં આવતાં સૂત્રો બહુધા સાપેક્ષ (અપેક્ષાપૂર્વકના) હોય છે. અપેક્ષા એટલે દ્રષ્ટિબિંદુ. મનુષ્ય જ્યાંસુધી સાધકદશામાં હોય ત્યાંસુધી તે દ્વારા સ્ખલના, દોષ અને પતન થવું એ સહજ સંભવિત હોવાથી તેવા સાધકોના સંયમી જીવનની રક્ષા માટે ધર્મધુરંધરોએ પ્રસંગને અનુલક્ષી વિધેય અને નિષેધાત્મક નિયમો તથા ઉપનિયમો સ્થાપિત કર્યા હોય છે, અને તેમાં ભિન્નભિન્ન દ્રષ્ટિબિંદુઓ રહ્યા હોય છે.

આવા નિયમો વેદધર્મ, બૌદ્ધધર્મ તથા ઇતર ધર્મોમાં પણ મળે છે, અને સાધકદશામાં તેની પૂર્ણ આવશ્યકતા પણ છે. તે વાત તો નિઃસંશયપણે બુદ્ધિમાન સજ્જનો પણ સ્વીકારશે.

હવે અહીં પ્રશ્ન થાય છે કે નિયમો તો નિશ્ચયાત્મકજ હોવા જોઇએ. તેમાં અનેકાંતતા અને ભિન્નભિન્ન દ્રષ્ટિબિંદુઓ શામાટે?

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે જે જે નિયમો જ્યારે જ્યારે ઘડાય છે ત્યારે તે તે ધર્મસંસ્થાપકોએ ત્યારની સંઘદશા અને સાધ-

કોની પરિસ્થિતિના બલાબલનો વિચાર કરી નિયમો ઘડયા હોય છે, અને તે નિયમોની વ્યવસ્થા જાળવવા ઉપનિયમો પણ રચ્યા હોય છે. જો કે સાધકોનું ધ્યેય તો કેવળ આત્મવિકાસનું હોય છે, પરંતુ તે વિકાસને સાધવા માટે આવા નિયમો અને ઉપનિયમોની પણ મહાન આવશ્યકતા છે.

### ઉત્સર્ગ અને અપવાદ

તેમાંનાં જે જે નિયમો વિકાસની તદ્દન સાનિધ્યમાં છે તેમાં અપવાદ હોતો નથી. અર્થાત્ તે નિશ્ચયાત્મક હોય છે. પરંતુ જે નિયમો કે ઉપનિયમો મૂળ ગુણોની પુષ્ટિ માટે યોજાયા હોય તેમાં તો અપવાદ અવશ્ય હોઈ શકે. આવી રીતે જૈનદર્શનમાં ઉત્સર્ગ અને અપવાદ એમ બન્ને માર્ગો છે.

### અપવાદમાર્ગની આવશ્યકતા

આજે લોકમાનસનું વલણ કઈ તરફ છે? સમાજ આજે કઈ પરિસ્થિતિમાં છે? હું કયા પ્રદેશમાં ઉભોછું? એ બધા બળોનો ખ્યાલ કરી જે જે નિયમો ત્યાં બાધક થતા હોય તેનો વિવેકપૂર્વક તોડ કાઢી આત્મવિકાસનું ધ્યેય ન ચૂકાય તેજ દ્રષ્ટિબિંદુ જાળવી અપવાદ-માર્ગનો ઉપયોગ કરવો તેજ અનેકાંતવાદનું પ્રયોજન છે. આવા અનિવાર્ય સંયોગોમાંજ અપવાદમાર્ગની ઉત્પત્તિ થાય છે અને હોઇ શકે.

### જૈનદર્શનની વિકાસશ્રેણી

જૈનદર્શનનો વિકાસ બે વિભાગોમાં વિભક્ત છે. (૧) ગૃહસ્થ-જીવનમાં રહી વિકાસ સાધનાર સાધક અને (૨) ત્યાગાશ્રમી સાધક. તે બન્ને વર્ગનો આદર્શ તો સમાન જ હોય છે. પરંતુ વિકાસ સાધવાની ઝડપમાં જેટલું તારતમ્ય હોય છે તેટલું તે તે સાધકના સાધનોમાં પણ તારતમ્ય હોય છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ બધ વિકાસનાં સાધનો ગણાય. તેનું પાલન કરવામાં ગૃહસ્થસાધકને મર્યાદા હોય છે. કારણ કે તેને ગૃહસ્થધર્મ સાચવીને સાથે સાથે આત્મધર્મમાં આગળ વધવાનું હોય છે, અને તેથી બધાં વ્રતોમાં તેને માટે મર્યાદા રાખવામાં આવી

છે. કે જે મર્યાદા તેના જીવનમા સુસાધ્ય થાય પરંતુ શ્રમણ સાધકોને તેનું સપૂર્ણ પાલન કરવાનું હોય છે. આથીજ ગૃહસ્થસાધકના વ્રતો અણુવ્રતો કહેવાય છે અને શ્રમણસાધકના વ્રતો મહાવ્રતો કહેવાય છે આ પ્રમાણે ગૃહસ્થસાધિકા તેમજ સાધ્વીનું પણ અંતર સમજી લેવુ ઘટે

આ આખુયે સૂત્ર જો કે શ્રમણસાધકને ઉદ્દેશીને કહેવાયેલું છે. એટલે શ્રમણજીવનને સ્પર્શતી ઘટના વિશેષ હોય તે સાવ સ્વાભાવિક છે (પણ તે સંસ્કૃતિ સાથે ગૃહસ્થસાધકનો સબધ સોય દોરા જેવો છે તે તો આપણે પહેલે વિચારી ગયા)

અહીં આપણે શ્રમણજીવનના કેટલાક અગત્યના પ્રશ્નો વિચારીએ અને તેમા ઉત્સર્ગ અને અપવાદમાર્ગને સ્થાન છે કે કેમ? અને છે તો ક્યાસુધી અને કયા હેતુએ તે જોઇએ

સયમી જીવનમા અહિસાનુ મન, વાણી અને કર્મથી સપૂર્ણ પાલન કરવા સારુ વનસ્પતિ, અગ્નિ, જળ, વાયુ ઇત્યાદિ જીવનના આવશ્યક તત્ત્વો પણ જ્યા સુધી સજીવ હોય ત્યાસુધી તેવા સૂક્ષ્મ જીવોની પણ હિસા કરવાનો નિષેધ છે * પરતુ તે નિષેધ સયમમા બાધાકર ન થઇ પડે તે માટે તેજ અધ્યયનમા તેનો ઉકેલ પણ સાથે જ સમજાવ્યો છે કારણકે સયમી એ કાષ્ઠનુ પુતળુ નથી, પરતુ દેહધારી પુરુષ છે. તેને પણ ખાવ, પીવુ સૂવુ, ચાલવ, ઇત્યાદિ ક્રિયાઓ કરવાની હોય છે તે આવશ્યક ક્રિયાઓના જ્યા જ્યા અનિવાર્ય હિસા છે ત્યા અપવાદ પણ છે જેમકે —

(૧) ચાલવામા વાયુની હિસા થાય પણ તે પાલન કરતાં આત્મસની વૃદ્ધિ થાય એ સયમને વધુ હાનિ ર છે, માટે જ કહ્યું કે ઉપયોગપૂર્વક તે ક્રિયા કરે તો પાપકર્મના બધન થતા નથી

* જુઓ દશવૈકાલિક સૂત્ર અધ્યયન ૪ થુ

(૨) ત્યાં પણ ખોરાક અને પાણી માટે તો સચેત ખાવાનો અપવાદ નથી. કારણકે નિર્જીવ પાણી અને ખોરાક દુઃશકય ભલે હો છતાં અલક્ષ્ય તો નથી. તેથીજ ત્યાગી માટે સચિત્ત આહાર પાણીનો અડકવા સુધીનો પણ સર્વથા નિષેધ છે. પરંતુ ચાલતાં ચાલતાં નદી નાળાનાં પાણી આવે તો શું કરવું ? ત્યારે બતાવ્યું કે બીજો માર્ગ ન હોય તો નદીઓ ઓળંગી શકાય અને પ્રાયશ્ચિત લઇ તે પાપથી નિવૃત્ત થઇ શકાય. પરંતુ ચાલવાનો ત્યાં નિષેધ ન કર્યો. કારણકે તે છૂટ આપવામાં પણ સંયમની રક્ષા છે. વસુધામાં સ્થળે સ્થળે વિચરી સંયમધર્મનો પ્રચાર કરવાનો તેમાં ગભીર હેતુ રહેલો છે.

(૩) વરસાદ વરસતો હોય તો ખોરાક નિમિત્તે બહાર ન જઈ શકાય. (પરંતુ ત્યાં) પણ મળવિસર્જન સારુ નીકળવાની છૂટ આપી છે. કારણકે તે ક્રિયા અનિવાર્ય છે.

(૪) ગૃહસ્થના ઘરમાં ન ઉતરવું એમ શ્રમણુસાધકને જૈન-શાસ્ત્ર આજ્ઞા કરે છે. પણ બીજી બાજુ એકાદ દિવસ અનિવાર્ય રહેવું પડે તો છૂટ પણ આપી ત્યાં રહી શ્રમણધર્મ કેમ સાચવવો તેનો વિવેક સમજાવે છે. પરંતુ કનક અને કામિનીના સંગથી તો સર્વથા મુક્ત જ રહેવું. તેમાં શ્રમણુસાધકને લેશમાત્ર અપવાદ કે છૂટ આપી નથી. કારણકે અબ્રહ્મચર્ય અને પરિગ્રહ એ બન્ને અંગો સંયમના રોધક અને સીધી રીતે આત્માના ઘાતક છે. તેજ રીતે જે જે સંયમજીવનને બાધક હોય તે તે ક્રિયાઓનો અને પદાર્થોનો સખ્ત નિષેધ છે સારાંશ કે ત્યાગી સાધકે વિવેકપૂર્વક સંયમી જીવન વહન કરવું તેજ તેનો નિષ્કર્ષ છે.

આ રીતે દશવૈકાલિકમાં આવતા નિયમોનો વિવેકપૂર્વક ઉકેલ કરવા સારુ દશવૈકાલિકના વાચકોને અનેકાંતવાદના સિદ્ધાંતનો આ માત્ર અંગુલિનિર્દેશ છે.

સહાયકો

આ સૂત્રનો અનુવાદ કરતી વખતે તેની સાથે ડૉ. શુબ્રિંગ, પ્રો૦ અભ્યંકર, ડૉ. જીવરાજભાઈ, પૂજ્યશ્રી અમુલખઋષિજી તથા ઉપાધ્યાય શ્રી આત્મારામજી મહારાજ તરફથી પ્રગટ થયેલા અનુવાદોનો સમન્વય કરવામાં આવ્યો છે. અને પ્રો૦ અભ્યંકર, ડૉ. શુબ્રિગ તથા ઉપાધ્યાયજીની પ્રસ્તાવનામાંથી તો ઉપયોગી પ્રમાણો પણ લીધા છે તેથી તે પણ મારા સહાયકોજ ગણાય.

મારા પૂજ્ય ગુરુદેવના નિરીક્ષણનો ફાળો એ આ અનુવાદમાં ઉત્તરાધ્યયન કરતાં ઓછો નથી. તેમનો આભાર શબ્દોમાં શી રીતે વર્ણવી શકાય ! અને ઇતર સજ્જનો કે જેનો આ પુસ્તક અને અન્ય પ્રકાશનો પાછળ પુષ્કળ શ્રમ અને ઉત્સાહ છે તે સૌની સેવાનું દશવૈકાલિકના વાચકોને સંસ્મરણ કરાવી વિરમું છું.

સુરત
૧ : ૨ : '૩૫

સંતબાલ



# પ્રસ્તાવના

દશવૈકાલિકસૂત્ર એ જૈન આગમમાં મૂળસૂત્ર તરીકે ઓળખાય છે. આગમ સાહિત્યના (શ્વે૦મૂ૦ અને શ્વે૦સ્થા૦ ને માન્ય ગણાતા) અંગ, ઉપાંગ, મૂળ અને છેદ એમ ચાર વિભાગો છે. તેની સંખ્યા ૩૧ અને એક આવશ્યક સૂત્ર મળી કુલ્લે ૩૨ સૂત્રો સર્વમાન્ય છે. તે પૈકી મૂળના વિભાગમાં દશવૈકાલિકનો સમાવેશ થાય છે.

આચારાંગ, સૂયગડાંગ આદિ બાર સૂત્રોની ગણના અંગવિભાગમાં થાય છે. પરંતુ તેમાંનું દૃષ્ટિવાદ નામનું એક સમૃદ્ધ અને સુંદર અંગસૂત્ર હાલ આપણી પાસે ઉપલબ્ધ નથી તેથી અગિયારજ અંગો ગણાય છે. ઉવવાઇ, રાયપસેણી ઇત્યાદિની ગણના ઉપાંગમાં; ઉત્તરાધ્યયન, દશવૈકાલિક વગેરેની ગણના મૂળમાં અને વ્યવહાર બૃહત્કલ્પ વગેરેની ગણના છેદસૂત્રોમાં થાય છે.

અંગ અને ઉપાંગોમાં જૈનધર્મના મૂળભૂત સિદ્ધાંતો સિવાય વિશ્વનાં આવશ્યક તત્ત્વો જેવાંકે જીવ( આત્મા ), અજીવ( કર્મ ) અને તેના કાર્યકારણની પરંપરા તથા કર્મબંધનથી મુક્ત થવાના ઉપાયો પણ દર્શાવ્યા છે. મૂળસૂત્રોમાં સારભૂત તત્ત્વોનું વર્ણન તથા ત્યાગી જીવનના યમનિયમો અને તેને લગતો ઉપદેશ વિશેષ અંશે

છે. જ્યારે છેદસૂત્રોમાં શ્રમણજીવનના યમનિયમ સંબંધી થયેલ ભૂલોનું પ્રાયશ્ચિત લઈ વિશુદ્ધ થવાના ઉપાયો છે.

દશવૈકાલિકમાં સાધુજીવનના યમનિયમોનું વર્ણન મુખ્યતયા હોવાથી ઠાણાંગ સૂત્રના ચોથા ઠાણામાં વર્ણવેલા ચાર યોગો પૈકી ચરણકરણાનુયોગમાં તેનો સમાવેશ કરી શકાય.

**મૂળ સંજ્ઞા શા માટે ?**

અંગ, ઉપાંગ અને છેદ એ ત્રણે વિભાગોના સંબંધમાં તે તે સંજ્ઞા તેને કેમ મળી તે તો તેના અર્થ અને વિષયપરથી સ્પષ્ટ સમજાય છે. તેથી તેમાં કોઇ પણ પાશ્ચિમાત્ય કે પૌર્વાત્ય વિદ્વાનોનો લેશમાત્ર મતભેદ નથી. પરંતુ મૂળસૂત્ર શા માટે કહેવાયાં તે સંબંધમાં ભિન્નભિન્ન વિદ્વાનો ભિન્નભિન્ન કલ્પનાઓ કરે છે.

શાર્પેન્ટિયર નામના એક જર્મન વિદ્વાન મૂળસંજ્ઞાનું કારણ બતાવે છે કે તેમાં " Mahavir's own words "[1] એટલે કે તે સૂત્રોમાં ભગવાન મહાવીરનાં જ શબ્દો ગ્રથિત થયા છે અને તેથીજ તેને મૂળ સંજ્ઞા મળી હશે.

આ કથન શંકાસ્પદ છે. કારણકે ભગવાન મહાવીરના શબ્દો તેમાં છે અને ઇતરમાં નથી એવું કહી શકાય નહિ અને દશવૈકાલિકના ઘણા કથનો ઇતર આગમોમાંથી લીધા હોય એમ સ્પષ્ટ દેખાય છે, તેથી તે અભિપ્રાયનું નિરાકરણ કરવા સારુ Dr. Walther Schubring (ડૉ. શુબ્રિંગ) કહે છે કેઃ—

"This designation seems to mean that these four works are intended to serve the Jain Monks and Nuns in the beginning ( મૂલ ) of their career."

આ સૂત્રો જૈન સાધુ તેમજ સાધ્વીને સાધુજીવનના મૂળમાં જે યમનિયમાદિ ( વર્તણૂક )ની આવશ્યકતા છે તેની આરાધના

1 See:- Utt. Su. Introduction. Page no. 79

સારુ ઉપદેશ્યાં છે, માટેજ તે મૂળસૂત્રો કહેવાયાં હોય તેવું મૂળસંજ્ઞા પરથી સૂચિત થાય છે.

પરંતુ Prof. Guerinot ( પ્રો. ગેરીનો ) એમ માને છે કે આ ગ્રંથો Traites Originaux[2] અર્થાત્ કે અસલ ગ્રંથો છે. કારણકે તેના પર અનેક ટીકાઓ અને નિર્યુક્તિઓ થઇ છે. ટીકા ગ્રંથનો અભ્યાસ કરતાં આપણે પણ જે ગ્રંથપર ટીકા કરવી હોય તે ગ્રંથને મૂળ ગ્રંથ કહીએ છીએ. જૈન ધાર્મિક ગ્રંથોમાં આ ગ્રંથો ઉપર સૌથી વધારે ટીકાનાં પુસ્તકો છે, તેથી ટીકાઓની અપેક્ષાએ આ ગ્રંથોને મૂળસૂત્રો કહેવાની જૈન આગમમાં પ્રથા પડી હશે તેવી તેમની કલ્પના છે.

આ ત્રણે પાશ્ચિમાત્ય વિદ્વાનોએ ભિન્નભિન્ન દૃષ્ટિબિંદુઓને મોખરે કરી કલ્પનાઓ કરી હોય તેમ જણાય છે.

તેમાંની પ્રથમ કલ્પના ઉત્તરાધ્યયનને લાગુ પડી શકે. કારણકે ભગવાન મહાવીરે તેમના અંતિમ ચાતુર્માસમાં જે છત્રીસ અણપૂછ્યા સવાલોના ઉત્તરો આપેલા તે ઉત્તરોજ આ ગ્રંથમાં સંગૃહીત છે. પરંતુ આ વસ્તુ દશવૈકાલિકને તો સીધી રીતે લાગુ પડી શકતી નથી. એટલે બીજો મત દશવૈકાલિકની વસ્તુને અનુસરીને કદાચ નક્કી કરવામાં આવ્યો હોય. પણ આ બીજા મતને માન્ય ગણવા જતાં ઉત્તરાધ્યયન સૂત્ર આપણને રોધ કરે છે. કારણકે તેમાં કેવળ શ્રમણજીવનના યમનિયમોજ નહિ બલ્કે અનેક કથાઓ, શિક્ષાપદો, મોક્ષપ્રાપ્તિના ઉપાયો, લોકવર્ણનો વગેરે જૈન આગમોની મૂળભૂત ઘણી ઘણી વસ્તુઓ છે. સારાંશકે તેમાં યમનિયમાદિ વસ્તુ મુખ્યતયા ન હોવાથી દશવૈકાલિકની જેમ તેને ઘટાવી શકાય નહિ. તે ઉકેલ લાવવા માટે ત્રીજો મત બહાર આવ્યો

2 See:-Lr. Religion Dyaina. Page no. 79.

હોય તેમ અનુમાન થાય છે. પરંતુ તે માન્યતાની દલીલ પૂરતુ વજનદાર જણાતી નથી. કારણકે જેમ દશવૈકાલિક અને ઉત્તરાધ્યયન ઉપર અનેક ટીકાઓ રચાઈ છે તેમ ઇતર એટલે અંગ ઉપાંગોની પણ પુષ્કળ ટીકાઓ ઉપલબ્ધ છે. તેથી ટીકાઓ ઉપરથી તેની મૂળસંજ્ઞા માનવામાં આપણને પૂર્ણ સંતોષ થતો નથી.

ત્યારે હવે મૂળ સંજ્ઞા શા માટે મળી હશે તે સંબંધમાં વિચારણા કરતાં એમ જણાય છે કે આખાયે જૈનદર્શનના સિદ્ધાંતોનું અને જૈનજીવનનું રહસ્ય સંક્ષિપ્તમાં અને યથાર્થ સમજવું હોય તો તેને માટે આ મૂળ ગ્રંથોજ સુસાધ્ય ગ્રંથો ગણી શકાય છે. અને તે અંગેજ તે મૂળ ગ્રંથો તરીકે સ્વીકારાયાં હોય તે સુસંગત લાગે છે.

દશવૈકાલિક પોતેજ આપણને તેમ માનવા માટે વધુ પ્રેરણા કરે છે, અને આજ માન્યતાને શ્રી હેમચંદ્રાચાર્ય પણ પુષ્ટ કરે છે.

From this mixture of contents it can easily be understood why tradition, as represented in Hemacandra's Parisistaparvan 5. 81 ff. in accordance with earlier models should ascribe the origin of the Dasaveyaliya Sutt to an intention to condense the essence of the sacred lore into an anthology.

"અહીં જુદી જુદી વસ્તુઓનો સમાવેશ થયેલો હોવાને લીધે દંતકથા પ્રમાણે હેમચંદ્રાચાર્યના પરિશિષ્ટપર્વ ૫, ૮૧ માં દશવૈકાલિક સૂત્રને જૈનધર્મનું તત્ત્વબોધ સમજાવનાર તરીકે આ પુસ્તક માન્યું છે." આ પ્રમાણે ડૉ. શુબ્રિંગ પણ આ મતને પોતાની પ્રસ્તાવનામાં રજુ કરી પોતે પણ તેને સ્વીકારે છે.

## મૂળ સંજ્ઞાનો પ્રારંભકાળ

વાસ્તવિકરીતે તો આ ગ્રંથોને મૂળ સંજ્ઞા શ્રી હેમચંદ્રાચાર્યના કાળમાંજ (૧૨ માં સૈકાની આસપાસ) પ્રાપ્ત થઇ હોય તેમ અનુમાન થાય છે. કારણ કે અન્ય સૂત્રગ્રંથોમાં ક્યાંય તેવો ઉલ્લેખ નથી. નંદીસૂત્રમાં આગમગ્રંથના બે વિભાગ છે. (૧) અંગપ્રવિષ્ટ અને (૨) અંગબાહ્ય. તેમજ અંગબાહ્યના પણ બે ભેદો છે. (૧) કાલિક (૨) ઉત્કાલિક. તેમાં દશવૈકાલિક સૂત્રની ઉત્કાલિકમાં ગણના બતાવી છે. પરંતુ ત્યાં મૂળ સંજ્ઞાનો ઉલ્લેખ મળતો નથી.

## ગ્રંથકાર કોણ?

સંજ્ઞા સંબંધમાં આટલો ઉહાપોહ કર્યા પછી દશવૈકાલિકના રચયિતા કોણ? તે પ્રશ્ન સહેજે ઉપસ્થિત થાય છે.

અન્ય આગમોમાં ભગવાન મહાવીર કથિત શબ્દોનો સંગ્રહ શ્રી સુધર્મસ્વામીએ કરેલો અને તે પ્રવચનો પોતાના સુશિષ્ય જંબૂસ્વામીને ઉદ્દેશીને કહેલાં. જેમકેઃ–सुयमे आउस तेण भगवया एवमक्खायं। એ પરથી સિદ્ધ થાય છે કે તેવાંજ સૂક્તો દશવૈકાલિકમાં પણ મળી આવતા હોવાથી એક એવી માન્યતા ચાલી આવે છે કે દશવૈકાલિક પણ સુધર્મસ્વામીએ જંબૂસ્વામીને ઉદ્દેશીને કહેલું. પરંતુ આ માન્યતા સર્વમાન્ય થઈ શકી નથી. એટલે કે તેના રચયિતા સંબંધી મતભેદ પ્રવર્તે છે.

નિર્યુક્તિકાર કહે છે કેઃ–निज्जूड विर सेज्जंभवेण दसकालियं तेण ॥ भद्रवाहु० नि० १२. અર્થાત્ શય્યંભવ નામના આચાર્યપ્રણીત આ સૂત્ર છે. હેમચંદ્રાચાર્યે પણ આજ વસ્તુને સિદ્ધ કરી છે.

દશવૈકાલિક સૂત્રની સળંગ સંકલના પણ તે મતમાં પુષ્ટી કરે છે.

### સળંગ સંકલના

પ્રથમ અધ્યયનની પ્રથમ ગાથામાં જૈનધર્મનું સંપૂર્ણ રહસ્ય દર્શાવ્યું છે. જૈનદર્શનનું ધ્યેય સંપૂર્ણ આત્મસ્વરૂપની પ્રાપ્તિનું છે. કર્મથી સંપૂર્ણ મોક્ષ થયા વિના સંપૂર્ણ અધ્યાત્મભાવની પ્રાપ્તિ થઈ શકે નહિ, અને સંપૂર્ણ મુક્તિ તો ક્રોધાદિ ષડ્રિપુઓના સંપૂર્ણ ક્ષય વિના સાવ અશક્ય છે. તેથીજ તે રિપુઓનો સંહાર કરવા સારુ તે अप्पाण मेव जुज्झाहि । अप्पाचेव दमे यत्तो । આત્મા સાથે યુદ્ધ કરવાનું સૂચવે છે, અને સાધનરૂપ અહિંસા, સંયમઅને તપશ્ચર્યાને ધર્મ બતાવી ગૃહસ્થ અને શ્રમણને માટે વિકાસના રાજમાર્ગનો નિર્દેશ કરે છે. ત્યારથી માંડીને એકી સંખ્યાના બધાં અધ્યયનો માત્ર શ્રમણને કેમ વર્તવું તે સંબંધમાં સાંકળરૂપે ચાલ્યા આવે છે. અને ચોથાથી માંડીને બેકી સંખ્યાના બધા અધ્યયનો વિશેષતઃ સાધુ-જીવનની શિક્ષા સંબંધમાં છે.

આવી સળંગ સંકલના પરથી સિદ્ધ થાય છે કે આ સૂત્ર કોઇ શ્રમણશિષ્યને ઉદ્દેશીને જ તેમના ગુરુદેવે બનાવ્યું હોય.

### ગ્રંથકારની પોતાની જ કૃતિ છે?

જો કે આ સૂત્રના લેખક શય્યંભવ પોતે સ્વતંત્ર લાગતા નથી. કારણકે જો તેમની સ્વતંત્ર કૃતિ હોત તો ફરી ફરી એકને એક વસ્તુ ન આવે. પરંતુ આમાં કેટલેક સ્થળે એકને એક વસ્તુ વારંવાર આવે છે. એટલે જાણે કોઇ પોતાના પ્રિયજનને સરળ અને સુંદર શિક્ષા આપી ન રહ્યું હોય! તેમ જણાય છે. અને આથીજ શય્યંભવ આચાર્યે પોતાના લઘુશિષ્ય મનકને ઉદ્દેશીને આ ગ્રંથનું સંપાદન કર્યું હોય તેમ માનવાનું સમુચિત પ્રમાણ પ્રાપ્ત થાય છે.

આ ગ્રંથ તેમની સ્વતઃકૃતિ નથી પણ ભિન્ન ભિન્ન આગમોમાંથી સારાસાર ચૂંટી તેને વિસ્તૃત રૂપ આપ્યું હોય તેમ નીચેના પ્રમાણોથી સ્વયંસિદ્ધ થાય છે.

પ્રમાણોઃ—

પહેલું અધ્યયન

उरग गिरि जलन सागर
नहतल तरुगण समो य जो होइ।
भमर मिय धरणि जल रुह
रविपवण समो अ सो समणो ॥

એ અનુયોગદ્વાર સૂત્રની બાર ઉપમાઓ પૈકીની ભમરની ઉપમાનું વિસ્તૃત સ્વરૂપ છે.

બીજું અધ્યયન

ઉત્તરાધ્યયન સૂત્ર બાવીસમાં અધ્યયનની સાથે મળતું આવે છે. અને તેની કેટલીક ગાથાઓ પણ સમાન છે.

ત્રીજું અધ્યયન

નિશીથ આદિ સૂત્રમાંથી લીધું હોય તેમ જણાય છે.

ચોથું અધ્યયન

આચારાંગના ચોવીસમા અધ્યયનને મળતું છે.

પાંચમું અધ્યયન

આચારાંગસૂત્રના બીજા શ્રુતસ્કંધના પિંડેષણા નામના પ્રથમ અધ્યયનનો પ્રાયઃ અનુવાદ છે. પણ અહીં ઘણી સુંદર રીતે લખવામાં આવ્યું છે.

છઠ્ઠું અધ્યયન

સમવાયાંગ સૂત્રનાં અઢાર સમવાયની અઢાર શિક્ષાનું વિવેચન છે.

સાતમું અધ્યયન

આચારાંગસૂત્રના બીજા શ્રુતસ્કંધના ૧૩ મા ભાષા નામના અધ્યયનનું વિસ્તૃત રૂપ છે.

### આઠમું અધ્યયન

ઠાણુંગસૂત્રના આઠમા અધ્યયનની વસ્તુ છે.

### નવમું અધ્યયન

આમાં ઉત્તરાધ્યયનના પ્રથમ અધ્યયનની વસ્તુનું માત્ર ભિન્ન સ્વરૂપ છે.

### દસમું અધ્યયન

ઉત્તરાધ્યયનના પંદરમા અધ્યયનને મળતું છે. અને તેની ગાથાઓ પણ તેને મળતી છે. એટલે કે ઇંદ્રવજ્રા, ઉપેન્દ્રવજ્રા, વંશસ્થ, વૈતાલીય વગેરે પદ્યબંધોનું એવું એવું મિશ્રણ છે.

છેવટની બે ચૂલિકાઓ છે તેનું સંપાદન દશ અધ્યયનો પછી કંઇક પાછળથી થયું હોય તેમ લાગે છે. કારણકે પ્રથમ અધ્યયનના પ્રથમ શ્લોકમાં આદિ મંગળ છે. સાતમા અધ્યયનમાં મધ્યમ મંગળ છે અને દસમા અધ્યયનમાં જ અંત્ય મંગળ છે. ચૂલિકામાં નથી. પરંતુ ભાષાદૃષ્ટિએ જોતાં આગળના દસ અધ્યયન કરતાં તે બહુ અર્વાચીન હોય તેમ લાગતું નથી. અને તેના સંપાદક પણ શ્રી. શય્યંભવ હોય એમ માનવામાં ખાસ હરકત જણાતી નથી.

### દશવૈકાલિકનો કાળનિર્ણય

ભગવાન મહાવીરના નિર્વાણ પછી તેમની પાટે શ્રી સુધર્મસ્વામી ગણધર થયા. ત્યારબાદ જંબૂસ્વામી અને તેમની પછી પ્રભવ સ્વામી આવ્યા.

પ્રભવસ્વામીના ઉત્તરાધિકારી જે શય્યંભવસ્વામી થયા તે જ આ ગ્રંથના નિર્માતા. તેઓ વીર સંવત ૭૫ થી ૯૮ ની વચ્ચે આચાર્યપદ વિભૂષિત હતા. તે નિમ્નોક્ત પ્રમાણથી સિદ્ધ થાય છે.

तदनु श्री शय्यंभवोऽपि शायानमुक्तनिजभार्याप्रसूतमनकाख्य-पुत्रहिताय श्री दशवैकालिकं कृतवान् । क्रमेण च श्री यशोभद्र स्वपदे संस्थाप्य श्री वीरादष्टनवत्या ( ९८) वर्षैः स्वर्जगामः ॥

"श्री शय्यंभव स्वामीએ ગૃહસ્થવાસમાં સગર્ભા મૂકેલ પત્નીથી ઉત્પન્ન થયેલ મનક નામના શિષ્યના કલ્યાણ માટે દશવૈકાલિક સૂત્ર રચ્યુ. અને કેટલાક વખત પછી યશોભદ્ર સ્વામીને પોતાના પદ પર સ્થાપી ભગવાન મહાવીર પછી વીર સંવત્ ૯૮ મે વર્ષે તેઓશ્રી કાળધર્મ પામ્યા*

આ પરથી એમ પણ સિદ્ધ થાય છે કે આ સૂત્ર પોતાના પુત્ર મનકને ઉદ્દેશીને જ તેમણે રચેલું.+

## ભાષાદૃષ્ટિએ પ્રાચીનતા

દશવૈકાલિકની લેખન પદ્ધતિમાં જે ભાષા વપરાઈ છે તે દૃષ્ટિએ પણ આપણે કહી શકીએ કે તે પ્રાચીન સૂત્ર છે.

તેમાંનાં ઘણા ક્રિયાપ્રયોગો અને શબ્દોનો સમન્વય આચારાંગ અને સૂયગડાંગ સાથે કરી શકાય તેમ છે. અહીં માત્ર વિરલ પ્રયોગો દૃષ્ટાંતરૂપે જોઈએ.

प्रा० किच्चा सं. कृत्वा તે અર્થમાં જ દશવૈકાલિક પ્રથમ ચૂલિકામાં कट्टु વપરાયો છે.

જુઓ આચારાંગ સૂ. નં. ૧૪૪. कट्टु અ. ૫ ઉ૦-૧

* જુઓ કલ્પસૂત્રની સુબોધિની વ્યાખ્યા. આગમોદય સમિતિ મુદ્રિત. પૃષ્ઠ ૧૬૧.

+ લોકવાયકા ચાલે છે કે મનકનું મૃત્યુ થવાને છ જ માસ બાકી હતા ત્યારે તેવા જ ટૂંક સમયમાં સરળતાથી સમજાય તે સારુ અન્ય સૂત્ર ગ્રંથોમાથી દશવૈકાલિકની તે આચાર્યે રચના કરી.

તેજ પ્રમાણે પ્રા૦ नच्चा સ૦ ज्ञात्वा અર્થમાં દશવૈકાલિક ૮ મા અધ્યયનમાં जाणं * તેજ પ્રમાણે જુઓ सूत्रकृतांग–जाण–૧–૧–૧.

આ સિવાય झोसइ, सवेइम, सुइय, लिसइ, सत्ता, महलग, अयपिरो વગેરેમાં કેટલાક તો Archaic (આર્ષ) પ્રયોગો અને કેટલાક શ્રીઆચારાંગ, શ્રી સૂયગડાંગ અને શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં વપરાયેલી પ્રાચીન ભાષાના પ્રયોગો છે.

આ રીતે દશવૈકાલિકની પ્રાચીનતા, ઉપયોગિતા અને પ્રમાણિકતા અનેક દૃષ્ટિબિંદુથી સિદ્ધ થાય છે.

**દશવૈકાલિક નામ શા માટે ?**

નિર્યુક્તિકાર કહે છે કેઃ–" वेयालियाए ठविया तम्हा दसकालियं नाम ।" દસ વિકાલમાં (સાંઝે) દશ અધ્યયનો કહ્યાં માટે તે સમગ્રનું નામ પણ દશવૈકાલિક રખાયું

બન્ને ચૂલિકાઓ+ તો પાછળથી જ લખાઇ છે. તેથી આ ઘટના પ્રમાણિત હોવાનો સંભવ છે.

**દશવૈકાલિકમાં શું વસ્તુ છે ?**

પ્રથમ અધ્યયનમાં ધર્મની પ્રશંસા અને ભ્રમર સાથે સાધુજીવનની બહુ સુંદર સરખામણી આપી છે.

બીજું અધ્યયન પ્રાચીન વાર્તાને લઇને ખૂબ ઉપયોગી છે.

ત્રીજું અધ્યયન સાધુજીવનના સુંદર નિયમો અને વ્યવસ્થા સૂચિત કરે છે.

ચોથા અધ્યયનમાં જૈનધર્મના સિદ્ધાંતો, દુનિયાના જીવોનું જીવન અને શ્રમણજીવનના મૂળ વ્રતો એટલે કે કેમ વર્તવું તે બતાવ્યું છે.

પાંચમા અધ્યયનમાં ભિક્ષાવૃત્તિએ કેમ જીવવું તે સમજણ

---

* જોકે આનો અર્થ ક્વચિત્ વર્તમાન કૃદંતમાં પણ जानन् તરીકે વપરાયેલો છે છતાં ઉપરનો અર્થ અહીં વધુ સંગત છે.

+ ચૂલિકાના સંબંધમાં પરંપરાથી એક કિંવદન્તી ચાલી આવે છે. પણ તેની વાસ્તવિકતા બુદ્ધિગમ્ય ન હોવાથી આપણે પ્રમાણભૂત ન માની શકીએ, તેથી અહીં લીધી નથી.

આપેલી છે. આ અધ્યયનમાં આવતાં શિક્ષાપદો કુંદનમાં જડેલા હીરાની માફક ઝળકી રહે છે.

છઠ્ઠા અને આઠમા અધ્યયનમાં પણ અઢાર સ્થાનોનું નિરૂપણ કરીને સાધુજીવનના નિયમો તથા ઉપનિયમો બતાવ્યા છે.

સાતમા અધ્યયનમાં ભાષાશિક્ષા, નવમા અધ્યયનમાં ગુરુભક્તિનું માહાત્મ્ય અને દસમા અધ્યયનમાં આદર્શ સાધુની વ્યાખ્યા આપી છે.

પ્રથમ ચૂલિકામાં બાહ્ય તેમજ આંતરિક મુશ્કેલીઓને લીધે સંયમી જીવનને છોડી દઇ ગૃહસંસારી થઇ જવાની સાધુની મનોદશાની શક્યતા બતાવી માત્ર જૈનદર્શનના સિદ્ધાંતોનુંજ નહિ બલ્કે મનુષ્ય માત્રના માનસમાં ઉત્પન્ન થતી સારી કે માઠી, નબળી કે સબળ સ્વાભાવિક લાગણીઓનો આબેહૂબ ખ્યાલ આપે છે. આ અધ્યયન તેના સંપાદક માનસશાસ્ત્રના કેટલા ઊંડા અભ્યાસી હતા તેની પણ સાક્ષી પૂરે છે.

દ્વિતીય ચૂલિકામાં આર્યના નિયમો આપે છે.

આ રીતે દશવૈકાલિકનું સાદ્યંત સુંદર સંકલન પૂરું થાય છે.

## દશવૈકાલિકની વિશિષ્ટતા

દશવૈકાલિકમાં પ્રવેશતાંજ તે આપણને સીધો મોક્ષનો માર્ગ બતાવે છે. મોક્ષ એટલે વીતરાગ ભાવની પરાકાષ્ઠા; તેનો માર્ગ તેજ ધર્મ.

ધર્મ એટલે વસ્તુનો સ્વભાવ. અહીં આત્મસ્વભાવની પ્રાપ્તિ કરાવે તે ધર્મની સુંદર વ્યાખ્યા આપી છે. અને તેવા આત્મધર્મના અધિકારી અને તે ધર્મની સાધનાનો અનુક્રમ પણ બતાવ્યો છે.

જ્યાં સુધી માનવ પોતાની યોગ્યતાને પ્રાપ્ત ન કરે અર્થાત્ કે માનવધર્મને ન પામે ત્યાંસુધી તે આત્મધર્મની સાધનામાં સફળ થઇ શકે નહિ. એ અનુક્રમ સમજાવવા સારુ ધર્મ સાથે વૃક્ષની સુઘટિત ઉપમા આપી ધર્મનું મૂળ વિશિષ્ટનીતિ સમજાવ્યું છે.

વિશિષ્ટનીતિમાં માનવતા, સજ્જનતા, શિષ્ટતા અને સાધુતાનો સમાવેશ થાય છે અને એ બધાં મોક્ષમાર્ગનાં પગથિયાં છે.

વેદધર્મમાં પણ બ્રહ્મજિજ્ઞાસુની યોગ્યતાનાં ચાર લક્ષણો બતાવ્યાં છેઃ—

विवेकीनो विरक्तस्य शमादिगुणशालिनः ।
मुमुक्षोरेव हि ब्रह्म जिज्ञासा योग्यता मता ॥

विवेक चूडामणि

વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટ્સંપત્તિ અને મુમુક્ષુતા એ ચાર બ્રહ્મજિજ્ઞાસુનાં લક્ષણો છે. તેટલી યોગ્યતા ઉત્પન્ન ન થાય ત્યાંસુધી તે સાધક બ્રહ્મપ્રાપ્તિને યોગ્ય થઇ શકતો નથી.

બૌદ્ધધર્મ પણ ચાર આર્યસત્યોને બતાવી દુઃખ, સમુદય, માર્ગ અને નિરોધ એ ચાર વસ્તુના વિવેકથી જે સ્મૃતિમાન થાય છે તેજ નિર્વાણનો અધિકારી થાય છે તેમ સમજાવે છે.

આ રીતે એ ભારતના ત્રણ પ્રાચીન ધર્મોનાં તત્ત્વો ભિન્ન-ભિન્ન હોવા છતાં એકજ માર્ગ દિશાનાં સૂચક છે તેમ જોઇ આવાં ધર્મસમન્વય પ્રબોધક ધર્મસૂત્રોને આ બુદ્ધિવાદ અને સર્વધર્મ-સમન્વયના જમાનામાં સ્વીકારવા કયો જિજ્ઞાસુ તૈયાર ન હોય?

**આવૃત્તિઓ.**

દશવૈકાલિક સૂત્રની નીચે પ્રમાણે આવૃત્તિઓ બહાર પડી છે.

દશવૈકાલિક પર સૌથી પ્રાચીન શ્રીભદ્રબાહુ સ્વામીની, નિર્યુક્તિ ત્યારબાદ હરિભદ્રસૂરિની ટીકા અને સમયસુંદરગણીની દીપિકા એમ આ ત્રણે ટીકાઓ સુંદર, અને સર્વમાન્ય છે અને ત્યારબાદ સુમતિ-સૂરિની લઘુટીકા અને પ્રાકૃત ચૂર્ણિ સંસ્કૃત અવચૂરિ તથા બાલાવબોધ ગુજરાતી ટીકા વગેરે ટીકાઓ અનુક્રમે શ્રી તિલોકસૂરિ, શ્રી જ્ઞાન સાગર અને તેમના શિષ્યે રચેલી છે.

સંવત ૧૬૪૩ માં રાજહંસ મહોપાધ્યાય કે જે ખરતરગચ્છના જિનરાજસૂરિના પ્રશિષ્ય હતા તેમણે ગુજરાતી ટીકા બનાવેલી.

ઇ. સ. ૧૮૯૨ માં Dr. Ernest Leuman (Journal of the German Oriental Society) ડૉ. લ્યુમેને દશવૈકા-લિકની પ્રથમ આવૃત્તિ છપાવી. ત્યાર પહેલા બધી આવૃત્તિઓ હસ્ત-લિખિત હતી. ત્યાર પછી ઘણી આવૃત્તિઓ હિંદુસ્તાનમાં છપાઇ છે.

સંવત ૧૯૫૭ માં રાયધનપતિ સિંહબહાદુરની આવૃત્તિ છપાઇ હતી. જે પંચાગી સહિત અર્થાત્ મૂળ હરિભદ્રસૂરિની બૃહદ્‌વૃત્તિ, નિર્યુક્તિ ગૂજરાતી અનુવાદ, અવચૂરિ અને દીપિકા સહિત હતી.

ડૉ. જીવરાજ ઘેલાભાઇએ દશવૈકાલિકની ત્રણ ચાર આવૃત્તિઓ બહાર પાડેલી. ઇ. સ. ૧૯૩૨ માં ડૉ. શૂબ્રિંગે જર્મનીમાં અમદાવાદના શેઠ આણંદજી કલ્યાણજીની માગણીથી છપાવી; અને તેજ અરસામાં પ્રો. અભ્યંકરે જૈન સાહિત્યના અભ્યાસી કોલેજીયનોની સગવડ માટે શ્રી ભદ્રબાહુ નિર્યુક્તિ સહિત સંપૂર્ણ અંગ્રેજી અનુવાદ સાથે દશવૈકાલિક પ્રકાશિત કર્યું.

આ પુસ્તક ટિપ્પણી તથા નોટોથી અલંકૃત થઇ સુંદર આકારમાં પ્રસિદ્ધ થયુ છે.

આ સિવાય આગમોદય સમિતિ : સુરત. જૈનધર્મ પ્રસારક સભાઃ ભાવનગર. અજરામર જૈન વિદ્યાશાળાઃ લિંબડી તથા ઋષિ સમિતિ હૈદ્રાબાદ તરફથી પણ મૂળ. સંસ્કૃત અનુવાદ, હિન્દી અનુવાદ વગેરે સહિત પ્રગટ થયાં છે. તેમ છતાં ગુજરાતી આલમમાં વધારે પ્રચાર ન થયેલો હોવાને અંગે તે આવશ્યકતા પૂરી પાડવા મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર તરફથી આ બીજો ગ્રંથ બહાર પડે છે.

આ ગ્રંથમાં પણ ઉત્તરાધ્યયન સૂત્રની જેમ ઉપયોગી નોંધો દાખલ કરી સૂત્રનું હાર્દ સરળતાથી સમજાય તે દ્રષ્ટિથી સરળ ભાષા લાવવા અને ગાથાનો પ્રવાહ ન તૂટે તેવી રીતે અવિચ્છિન્ન ચાલુ રાખવા યથા-શક્ય પ્રયત્ન સેવ્યો છે.

અંતિમમાં જણાવવાનું કે આ ગ્રંથમાં અજાણતાં કોઇ ત્રુટિ રહી ગઇ હોય તો તે લક્ષમાં લાવવા તજજ્ઞ વિદ્વાનો સૂચવશે તો તેને બીજી આવૃત્તિમાં ઘટતો ન્યાય અવશ્ય મળશે એ અભિલાષા સાથે વિરમું છું.

સુરત
તા. ૨૯ : ૧ : '૩૫ — સંતબાલ

## અનુક્રમણિકા

માંડીને મુક્તિની પ્રાપ્તિ સુધીની બધી ભૂમિકાઓનું ક્રમપૂર્વક વિસ્તૃત વર્ણન–કયો સાધક સદ્ગતિ અને કયો સાધક દુર્ગતિને પામે? સાધકના આવશ્યક ગુણો કયા?



ભિક્ષાની વ્યાખ્યા–ભિક્ષાનો અધિકારી કોણ? –ભિક્ષાની ગવેષણા વિધિ–જેમાં કયા માર્ગે અને કેવી રીતે જવું?–ચાલવામાં, બોલવામાં વગેરે ક્રિયામાં કેટલું જાગૃત રહેવું?–કયાથી ભિક્ષા મેળવવી?–કેવી રીતે મેળવવી?–ગૃહસ્થને ઘેર કેમ ઉભા રહેવું?–નિર્દોષ ભિક્ષા કોને કહેવાય?–કેવા દાતાર પાસેથી ભિક્ષા લઇ શકાય?–ભોજન કેમ કરવું? પ્રાપ્ત થયેલા આહારમાં સંતોષવૃત્તિ કેમ જાળવવી વગેરે વર્ણન છે.

દ્વિતીય ઉદ્દેશક

ભિક્ષાને સમયેજ ભિક્ષા સારુ નિર્ગમન–થોડી પણ ભિક્ષાનો અસંગ્રહ–ભેદ રાખ્યા સિવાય શુદ્ધ આચારવિચારવાળા પ્રત્યેક ઘરમાંથી ભિક્ષાની ગવેષણા–રસવૃત્તિનો ત્યાગ.



મોક્ષમાર્ગનું સાધન શું?–ત્યાગનો સ્તંભ કોણ–શ્રમણજીવનના અતિ ઉપયોગી અઢાર નિયમોનું સચોટ વર્ણન–અહિંસા શા માટે?–સત્ય અને અસત્ય વ્રતની ઉપયોગિતા કેવી અને કેટલી?–મૈથુનવૃત્તિમાંથી કયા કયા દોષો જન્મે છે?–બ્રહ્મચર્યની આવશ્યકતા પરિગ્રહની જીવનસ્પર્શી વ્યાખ્યા–રાત્રિભોજન શા માટે વર્જ્ય છે?–સૂક્ષ્મ જીવોની દયા કયા જીવનમાં અને કેટલી શક્ય છે?– ભિક્ષુઓને અકલ્પ્ય પદાર્થો કયા?–વિભૂષાનો ત્યાગ વગેરે વિષયોનું તલસ્પર્શી ધ્યાન.



વચન શુદ્ધિની આવશ્યકતા– વાણી એ શું છે?– વાણીના અતિ વ્યયથી થતી હાનિનું દિગ્દર્શન– ભાષાના પ્રકારો– તેમાંની કઇ કઇ ભાષાઓ વર્જ્ય છે? અને તે શા માટે? તેનું વિસ્તૃત વિવેચન–સત્યવાણી પણ કેવી રીતે બોલવી તેની શિખામણ–કોઇનું દિલ ન દુભાય, વ્યવહાર પણ બરાબર જળવાય અને સંયમી જીવનને

બાધક ન હોય તેવું સત્ય બોલવું પણ વિવેક હોય તો શક્ય છે ઇત્યાદિ ભાષાનું સમૃદ્ધ સમાલોચન.



સદ્‌ગુણોની સાચી લગની કોને હોય?-સદાચારના માર્ગની કઠિનતા- સદ્વર્તનના સાધકને કેવી મુશ્કેલીમાં કઈ રીતે પ્રસાર થવું તેની સળંગ વિચારણા અને વસ્તુનિર્દેશ-ક્રોધાદિ આત્મરિપુઓ પર વિજય શી રીતે મેળવવો?-માનસિક, વાચિક અને કાયિક એ ત્રણે સાધનોથી બ્રહ્મચર્યની રક્ષા શી રીતે કરવી?-આસક્તિ ને અભિમાનને કેમ નિવારવા?-જ્ઞાનનો સદુપયોગ કઈ રીતે કરવો? કઈ કઈ ક્રિયાઓનો સાધુજીવનમાં આદર કરવો અને કઈ કઈનો ત્યાગ કરવો? વગેરે સાધક જીવનના પ્રત્યેક કોયડાને ઉકેલતું વિવેચન.



વિનયની વિશાળ વ્યાખ્યા-ગુરુકુળના શ્રમણ સાધકોના ઉપકારી ગુરુદેવો પ્રત્યે વિવેકપૂર્ણ ભક્તિનું દર્શન-અવિનીત સાધક પોતાની મેળેજ પોતાનું પતન કેમ નોતરે છે તેનો સ્પષ્ટ ચિતાર-જ્ઞાન ને વયમાં લઘુ જાણી જે સાધકો ગુરુનું અપમાન કરે છે તેના પરિણામની ભયંકરતા-જ્ઞાની સાધકને પણ ગુરુભક્તિની આવશ્યકતા-ગુરુભક્તિમાં શિષ્યનો વિકાસ- વિનીત સાધકનાં વિશિષ્ટ લક્ષણો.

બીજો ઉદ્દેશક

વૃક્ષના ક્રમિક વિકાસની સાથે આધ્યાત્મિક માર્ગના વિકાસની તુલના-ધર્મથી માંડીને તેના અંતિમ પરિણામ સુધીનું દિગ્દર્શન-વિનય અથવા અવિનયના ફળની સરખામણી—વિનયસખાના કટ્ટા શત્રુઓનું આબેહૂબ વર્ણન.

ત્રીજો ઉદ્દેશક

પૂજ્યતાની આવશ્યકતા છે કે? આદર્શ પૂજ્યતા કઈ?-પૂજ્યતા પ્રાપ્ત કરવા માટે કયા કયા ગુણોની આવશ્યકતા છે?-કર્મ, વાણી અને મન એ ત્રણેને વિનીત સાધક કયાં કયાં અને કેવી કેવી રીતે યોજે તેનું વિસ્તૃત વર્ણન અને વિનીત સાધકની અંતિમ ગતિનો નિર્દેશ.

માંડીને મુક્તિની પ્રાપ્તિ સુધીની બધી ભૂમિકાઓનું ક્રમપૂર્વક વિસ્તૃત વર્ણન–કયો સાધક સદ્‌ગતિ અને કયો સાધક દુર્ગતિને પામે ? સાધકના આવશ્યક ગુણો કયા ?



ભિક્ષાની વ્યાખ્યા–ભિક્ષાનો અધિકારી કોણ ? –ભિક્ષાની ગવેષણા વિધિ–જેમાં કયા માર્ગે અને કેવી રીતે જવું ?–ચાલવામાં, બોલવામાં વગેરે ક્રિયામાં કેટલું જાગૃત રહેવું ?–ક્યાંથી ભિક્ષા મેળવવી ?–કેવી રીતે મેળવવી ?–ગૃહસ્થને ઘેર કેમ ઉભા રહેવું ?–નિર્દોષ ભિક્ષા કોને કહેવાય ?–કેવા દાતાર પાસેથી ભિક્ષા લઇ શકાય ?–ભોજન કેમ કરવું ? પ્રાપ્ત થયેલા આહારમાં સંતોષવૃત્તિ કેમ જાળવવી વગેરે વર્ણન છે.

દ્વિતીય ઉદ્દેશક

ભિક્ષાને સમયેજ ભિક્ષા સારુ નિર્ગમન–થોડી પણ ભિક્ષાનો અસંગ્રહ–ભેદ રાખ્યા સિવાય શુદ્ધ આચારવિચારવાળા પ્રત્યેક ઘરમાંથી ભિક્ષાની ગવેષણા–રસવૃત્તિનો ત્યાગ.



મોક્ષમાર્ગનુ સાધન શું ?–ત્યાગનો સ્તંભ કોણ–શ્રમણજીવનના અતિ ઉપયોગી અઢાર નિયમોનું સચોટ વર્ણન–અહિંસા શા માટે ?–સત્ય અને અસત્ય વ્રતની ઉપયોગિતા કેવી અને કેટલી ?–મૈથુનવૃત્તિમાંથી કયા કયા દોષો જન્મે છે ?–બ્રહ્મચર્યની આવશ્યક્તા પરિગ્રહની જીવનસ્પર્શી વ્યાખ્યા–રાત્રિભોજન શા માટે વર્જ્ય છે ?–સૂક્ષ્મ જીવોની દયા કયા જીવનમાં અને કેટલી શક્ય છે ?– ભિક્ષુઓને અકલ્પ્ય પદાર્થો કયા ?–વિભૂષાનો ત્યાગ વગેરે વિષયોનું તલસ્પર્શી ધ્યાન.



વચન શુદ્ધિની આવશ્યક્તા– વાણી એ શું છે ?– વાણીના અતિ વ્યયથી થતી હાનિનું દિગ્દર્શન– ભાષાના પ્રકારો– તેમાંની કઇ કઇ ભાષાઓ વર્જ્ય છે ? અને તે શા માટે ? તેનું વિસ્તૃત વિવેચન–સત્યવાણી પણ કેવી રીતે બોલવી તેની શિખામણ–કોઇનું દિલ ન દુભાય, વ્યવહાર પણ બરાબર જળવાય અને સંયમી જીવનને

બાધક ન હોય તેવું સત્ય બોલવું પણ વિવેક હોય તો શકય છે ઇત્યાદિ ભાષાનું સમૃદ્ધ સમાલોચન.

## ૮ આચારપ્રણિધિ ૧૦૧

સદ્‌ગુણોની સાચી લગની કોને હોય?–સદાચારના માર્ગની કઠિનતા– સદ્વર્તનના સાધકને કેવી મુશ્કેલીમાં કઈ રીતે પ્રસાર થવું તેની સળગ વિચારણા અને વસ્તુનિર્દેશ–ક્રોધાદિ આત્મરિપુઓ પર વિજય શી રીતે મેળવવો?–માનસિક, વાચિક અને કાયિક એ ત્રણે સાધનોથી બ્રહ્મચર્યની રક્ષા શી રીતે કરવી?–આસક્તિ ને અભિમાનને કેમ નિવારવા?–જ્ઞાનનો સદુપયોગ કઇ રીતે કરવો? કઇ કઇ ક્રિયાઓનો સાધુજીવનમાં આદર કરવો અને કઇ કઇનો ત્યાગ કરવો? વગેરે સાધક જીવનના પ્રત્યેક કાયદાને ઉકેલતું વિવેચન.

## ૯ વિનયસમાધિ પહેલો ઉદ્દેશક ૧૧૯

વિનયની વિશાળ વ્યાખ્યા–ગુરુકુળના શ્રમણ સાધકોના ઉપકારી ગુરુદેવો પ્રત્યે વિવેકપૂર્ણ ભક્તિનું દર્શન–અવિનીત સાધક પોતાની મેળેજ પોતાનું પતન કેમ નોતરે છે તેનો સ્પષ્ટ ચિતાર–જ્ઞાન ને વયમાં લઘુ જાણી જે સાધકો ગુરુનું અપમાન કરે છે તેના પરિણામની ભયંકરતા–જ્ઞાની સાધકને પણ ગુરુભક્તિની આવશ્યકતા–ગુરુભક્તિમાં શિષ્યનો વિકાસ– વિનીત સાધકનાં વિશિષ્ટ લક્ષણો.

### બીજો ઉદ્દેશક

વૃક્ષના ક્રમિક વિકાસની સાથે આધ્યાત્મિક માર્ગના વિકાસની તુલના–ધર્મથી માંડીને તેના અંતિમ પરિણામ સુધીનું દિગ્દર્શન– વિનય અથવા અવિનયના ફળની સરખામણી—વિનયસખાના કટ્ટા શત્રુઓનું આબેહૂબ વર્ણન.

### ત્રીજો ઉદ્દેશક

પૂજ્યતાની અવશ્યકતા છે કે? આદર્શ પૂજ્યતા કઈ?–પૂજ્યતા પ્રાપ્ત કરવા માટે કયા કયા ગુણોની આવશ્યકતા છે?–કર્મ, વાણી અને મન એ ત્રણેને વિનીત સાધક કયાં કયાં અને કેવી કેવી રીતે યોજે તેનું વિસ્તૃત વર્ણન અને વિનીત સાધકની અંતિમ ગતિનો નિર્દેશ.

तत्थिमं पढमं ठाणं, महावीरेण देसिअं ।
अहिंसा निउणा दिट्ठा, सव्व भूएसु संजमो ॥

तत्रेदं प्रथमं स्थानं, महावीरेण देशितम् ।
अहिंसा निपुणा दृष्टा, सर्वभूतेषु संयमः ॥

વ્રતોમાં સર્વથી શ્રેષ્ઠ, અહિંસા વીર વર્ણવે;
સર્વ જીવો દયા પાળો, દયાનું મૂળ સંયમ.

દશ૦ અ૦ ૬ : ૯

# દ્રુમ પુષ્પિકા

(વૃક્ષના ફૂલસંબંધી)

૧

વસ્તુનો સ્વભાવ એજ ધર્મ, તેના ઘણા પ્રકારો હોઇ શકે જેવાં કે:— દેહધર્મ, મનોધર્મ, આત્મધર્મ. તેજ પ્રકારે વ્યક્તિધર્મ સમાજધર્મ, રાષ્ટ્રધર્મ, વિશ્વધર્મ વગેરે. અહીં તો ખાસ કરીને સાધુતા જાળવવાનો સાધુધર્મ સમજાવવામાં આવ્યો છે કે જે સાધુ ધર્મમાં મુખ્યતયા નહિ તો ગૌણતાએ પણ ઇતર ધર્મોનો (વ્યક્તિ-ધર્મ, સમાજધર્મ, રાષ્ટ્રધર્મ, અને વિશ્વધર્મનો) સમાવેશ થાય છે.

ભગવાન મહાવીરની પાટે બેસી તેમનાં જે પ્રવચનો શ્રીસુધર્મ-સ્વામીએ જંબૂને ઉદ્દેશીને કહ્યાં હતાં તેજ પ્રવચનોને પોતાના સુશિષ્ય મનકને શ્રી સ્વયંભવ સ્વામીએ કહ્યાં.

ગુરુદેવ બોલ્યા:—

[૧] ધર્મ એ સર્વોત્તમ (ઉચ્ચ પ્રકારનું) મંગળ છે. અહિંસા, સંયમ અને તપ એજ ધર્મનું સ્વરૂપ છે. આવા ધર્મમાં જેનું મન હમેશાં લીન રહે છે તેવા પુરુષને દેવો પણ નમસ્કાર કરે છે.

નોંધ—કોઇ મનુષ્ય મંગળ જોયા વિના કોઇ પણ શુભ કાર્યનો પ્રારંભ કરતું નથી માટે મંગળની સૌ કોઇને આવશ્યકતા છે. મંગળ પાંચ પ્રકારનાં છે (૧) શુદ્ધ મંગળ-પુત્રાદિનો જન્મ (૨) અશુદ્ધ મંગળ-ગૃહાદિ

નૂતન બનાવવાં (૩) ચમત્કારિક મંગળ-વિવાહાદિ કાર્ય (૪) ક્ષીણમંગળ-ધનાદિની પ્રાપ્તિ અને (૫) સદા મંગળ-ધર્મપાલન. તે બધાં પૈકી સર્વોત્તમ મંગળ જો કોઇ હોય તો તે ધર્મજ છે. બીજા મંગલોમાં અમંગળનો સંભવ છે. ધર્મરૂપ મંગળમાં તેમ બનતું નથી. તે સદા મંગળમય રહે છે અને પાળનારને પણ મંગળમય રાખે છે. માટે જ તે સર્વોત્તમ મંગળ છે.

દુર્ગતિમાં જતા જીવોને બચાવે તે ધર્મ. તેવો ધર્મ આ ત્રણ વસ્તુમાં સમાઈ જાય છે.

અહિંસા:—અહિંસા એટલે પ્રાણાતિપાતથી વિરતિ. શુદ્ધ-પ્રેમ, દયા કે અનુકંપાથી હૃદય છલકાય છે ત્યારે જ સાચો મિત્રભાવ જાગે છે. સર્વ પ્રાણી પ્રત્યે મિત્રભાવ રાખવો, ઉપયોગપૂર્વક કોઇને દુભવવાની ઇચ્છા રાખ્યા વિના દૈહિક, માનસિક કે આત્મિક કોઈ પણ તેવી ક્રિયા કરવી તે વાસ્તવિક રીતે આહસક ક્રિયા છે. આવી અહિંસાનો આરાધક માત્ર અહિંસક જ નથી હોતો બલ્કે હિંસાનો પ્રબળ વિરોધક હોય છે.

સંયમ:—આસ્રવદ્વારથી ઉપરતિ (પાપકાર્યોને રોકવાં). સંયમના ત્રણ પ્રકાર છે. (૧) કાયિક સંયમ, (૨) વાચિક સંયમ અને (૩) માનસિક સંયમ. દેહને લગતા પદાર્થોની જેમ અને તેમ જરૂરિયાતો ઘટાડવી તે કાયિક સંયમ છે. વાણીને દુષ્ટમાર્ગથી નિવારીને સુમાર્ગમાં પ્રવર્તાવવી તે વાચિક સંયમ અને મનને દુર્વિકલ્પોમાંથી છોડાવીને સુવ્યવસ્થિત રાખવું તે માનસિક સંયમ છે. સંયમના વિસ્તૃત સત્તર ભેદોનું વર્ણન આગળ આવશે.

તપ:—વાસનાનો નિરોધ કરવો તેનું નામ તપ. ઊંડી ઊંડી મલિન ચિત્તવૃત્તિની શુદ્ધિ માટે આંતરિક તથા બાહ્યક્રિયા કરવી તે તપશ્ચર્યા છે. તે તપના બાર ભેદોનું વર્ણન ઉત્તરાધ્યયન સૂત્રમાં છે.

અહિંસામાં સ્વ અને પરનું હિત છે. સૌ કોઇને શાન્તિ મળે છે. માટે જ અહિંસા એ ધર્મ છે. સંયમથી પાપી પ્રવૃત્તિ અટકે છે, તૃષ્ણા મંદ પડે છે અને તેવા સંયમીપુરુષો જ રાષ્ટ્રશાન્તિમાં સાચા ઉપકારક થઇ પડે છે. અનેક દુઃખિતોને તે દ્વારા આશ્વાસન મળે છે. [illegible] યમમાં ધર્મ છે. તપશ્ચર્યાથી અંતઃકરણની વિશુદ્ધિ થાય છે માટે [illegible] ધર્મ છે. આ રીતે તે તત્ત્વો દ્વારા સામાજિક, રાષ્ટ્રીય અને [illegible] દૃષ્ટિઓનો [illegible] વિકાસ થાય છે. [illegible] ક્રિયા તે [illegible] જેઓનું મન [illegible] દેવોને

હોય તેમા કશું જ આશ્ચર્ય નથી અર્થાત્ કે તેવા ધર્મિષ્ઠનુ વાતાવરણ જ એટલું સુદર હોય છે કે ત્યા દેવો પણ સહેજે નમી પડે છે.

[૨] જેમ ભમરો વૃક્ષોના ફૂલોમાથી મધ ચૂસે છે (રસ પીએ છે) ત્યારે તે ફૂલોને ઈજા પહોચાડયા વિના પણ પોતાની જાતને પોષી શકે છે,

[૩] તેમ સસારના રાગબધનથી (ગ્રથીથી) રહિત એવા પવિત્ર સાધુઓ આ વિશ્વમા વસે છે, કે જેઓ ફૂલમા ભમરાની માફક આ સસારમા માત્ર પોતાની ઉપયોગી સામગ્રી (વસ્ત્રપાત્રાદિ) તથા શુદ્ધ–નિર્દોષ ભિક્ષા (અન્નપાન) અને તે પણ ગૃહસ્થે આપેલી તે મેળવીને સતુષ્ટ રહે છે

નોધ—બીજાને પીડા ન આપવી તે અહિસા પરને પીડા ન ઉપજે તેવી રીતે બહુ થોડામા જીવનનિર્વાહ કરી લેવો તે સયમ અને તેમ કરવા જતા પોતાની ઇચ્છાનો નિરોધ થાય તે તપ આવી રીતે સાધક જીવનમા સ્વાભાવિક ધર્મનું વ્યવહારિક અને નિશ્ચય એમ બન્ને દ્રષ્ટિએ પાલન સ્વય થતુ રહે છે. ભમર અને સાધુ એ બન્નેમા ભિક્ષુની વિશેષતા એ છે કે ભમરો તો વૃક્ષનું પુષ્પ ઈચ્છે કે ન ઇચ્છે તો પણ તેમાથી રસને ચૂસે છે પરતુ ભિક્ષુઓ તો ગૃહસ્થ પોતાનામાથી રાજીખુશીથી આપે તેજ ગ્રહણ કરે છે

[૪] તે ધર્મિષ્ઠ શ્રમણ સાધકો કહે છે કે " અમે અમારી ભિક્ષા તેવી રીતે મેળવીશુ કે જે ભિક્ષાદ્વારા કોઈ પણ દાતારને દુઃખ ન થાય અથવા અમે એવુ જીવન ગાળીશુ કે જે જીવનમાં કોઈ પણ પ્રાણી જાતને અમારા નિમિત્તે હાનિ ન પહોચે " વળી ભમરાઓ જેમ અકસ્માત પ્રાપ્ત થયેના ફૂલો પર બેસી જાય છે, તેમ તેવા શ્રમણવરો અપરિચિત ઘરોમા (પોતાના નિમિત્તે જ્યા ભોજન ન થયુ હોય તેવા ઘરોમા (ભિક્ષાર્થે) જ ગમન કરે છે

નૂતન બનાવવા (૩) ચમત્કારિક મગળ-વિવાહાદિ કાર્ય (૪) ક્ષીણમગળ-ધનાદિની પ્રાપ્તિ અને (૫) સદા મગળ-ધર્મપાલન તે બધા પૈકી સર્વોત્તમ મગળ જે કોઇ હોય તો તે ધર્મ જ છે બીજા મગળોમા અમગળનો સભવ છે ધર્મરૂપ મગળમા તેમ બનતુ નથી તે સદા મંગળમય રહે છે અને પાળનારને પણ મગળમય રાખે છે માટે જ તે સર્વોત્તમ મગળ છે

દુર્ગતિમા જતા જીવોને બચાવે તે ધર્મ. તેવો ધર્મ આ ત્રણ વસ્તુમા સમાઈ જાય છે

અહિંસા—અહિંસા એટલે પ્રાણાતિપાતથી વિરતિ શુદ્ધ-પ્રેમ, દયા કે અનુકપાથી હૃદય છલકાય છે ત્યારે જ સાચો મિત્રભાવ જાગે છે સર્વ પ્રાણી પ્રત્યે મિત્રભાવ રાખવો, ઉપયોગપૂર્વક કોઇને દુભવવાની ઇચ્છા રાખ્યા વિના દૈહિક, માનસિક કે આત્મિક કોઈ પણ તેવી ક્રિયા કરવી તે વાસ્તવિક રીતે અહિંસક ક્રિયા છે આવી અહિંસાનો આરાધક માત્ર અહિંસક જ નથી હોતો બલ્કે હિંસાનો પ્રબળ વિરોધક હોય છે

સયમ—આસ્રવદ્વારથી ઉપરતિ ( પાપકાર્યોને રોકવા ) સયમના ત્રણ પ્રકાર છે (૧) કાયિક સયમ, (૨) વાચિક સયમ અને (૩) માનસિક સયમ દેહને લગતા પદાર્થોની જેમ બને તેમ જરૂરિયાતો ઘટાડવી તે કાયિક સયમ છે વાણીને દુષ્ટમાર્ગથી નિવારીને સુમાર્ગમા પ્રવર્તાવવી તે વાચિક સયમ અને મનને દુર્વિકલ્પોમાથી છોડાવીને સુવ્યવસ્થિત રાખવુ તે માનસિક સયમ છે સયમના વિસ્તૃત સત્તર ભેદોનું વર્ણન આગળ આવશે

તપ—વાસનાનો નિરોધ કરવો તેનું નામ તપ ઊડી ઊડી મલિન ચિત્તવૃત્તિની શુદ્ધિ માટે આતરિક તથા બાહ્યક્રિયા કરવી તે તપશ્ચર્યા છે તે તપના બાર ભેદોનુ વર્ણન ઉત્તરાધ્યયન સૂત્રમા છે

અહિંસામા સ્વ અને પરનુ હિત છે સૌ કોઇને શાન્તિ મળે છે માટે જ અહિંસા એ ધર્મ છે સયમથી પાપી પ્રવૃત્તિ અટકે છે, તૃષ્ણા મદ પડે છે અને તેવા સયમીપુરુષો જ રાષ્ટ્રશાન્તિમા સાચા ઉપકારક થઇ પડે છે અનેક દુખિતોને તે દ્વારા આશ્વાસન મળે છે માટે સયમમા ધર્મ છે તપશ્ચર્યાથી અત કરણની વિશુદ્ધિ થાય છે માટે જ તપશ્ચર્યામા ધર્મ છે આ રીતે તે તત્ત્વો દ્વારા સામાજિક, રાષ્ટ્રીય અને આધ્યાત્મિક ત્રણે દ્રષ્ટિઓનો સમન્વય, શુદ્ધિ તથા વિકાસ થાય છે માટે જ તે ત્રણે તત્ત્વોની ક્રિયા તે ધર્મક્રિયા છે આવા ધર્મમા જેઓનુ મન છે તેઓ મનુજ અને દેવોને પણ વદ

હોય તેમા કશું જ આશ્ચર્ય નથી. અર્થાત્ કે તેવા ધર્મિષ્ઠનું વાતાવરણ જ એટલું સુદર હોય છે કે ત્યા દેવો પણ સહેજે નમી પડે છે

[૨] જેમ ભમરો વૃક્ષોના ફૂલોમાથી મધ ચૂસે છે (રસ પીએ છે) ત્યારે તે ફૂલોને ઈજા પહોચાડયા વિના પણ પોતાની જાતને પોષી શકે છે,

[૩] તેમ સંસારના ગગમત્વનથી (ગ્રથીથી) રહિત એવા પવિત્ર સાધુઓ આ વિશ્વમા વસે છે, કે જેઓ ફૂલમા ભમરાની માફક આ સંસારમા માત્ર પોતાની ઉપયોગી સામગ્રી (વસ્ત્રપાત્રાદિ) તથા શુદ્ધ-નિર્દોષ ભિક્ષા (અન્નપાન) અને તે પણ ગૃહસ્થે આપેલી તે મેળવીને સતુષ્ટ રહે છે

**નોંધઃ**—બીજાને પીડા ન આપવી તે અહિંસા પરને પીડા ન ઉપજે તેવી રીતે બહુ થોડામા જીવનનિર્વાહ કરી લેવો તે સયમ અને તેમ કરવા જતા પોતાની ઇચ્છાનો નિરોધ થાય તે તપ. આવી રીતે સાધક જીવનમા સ્વાભાવિક ધર્મનું વ્યવહારિક અને નિશ્ચય એમ બન્ને દ્રષ્ટિએ પાલન સ્વય થતુ રહે છે. ભમર અને સાધુ એ બન્નેમા ભિક્ષુની વિશેષતા એ છે કે ભમરો તો વૃક્ષનું પુષ્પ ઈચ્છે કે ન ઇચ્છે તો પણ તેમાથી રસને ચૂસે છે પરતુ ભિક્ષુઓ તો ગૃહસ્થ પોતાનામાથી રાજીખુશીથી આપે તેજ ગ્રહણ કરે છે.

[૪] તે ધર્મિષ્ઠ શ્રમણ સાધકો કહે છે કે "અમે અમારી ભિક્ષા તેવી રીતે મેળવીશુ કે જે ભિક્ષાદ્વારા કોઈ પણ દાતાને દુઃખ ન થાય અથવા અમે એવુ જીવન ગાળીશુ કે જે જીવનમા કોઈ પણ પ્રાણી જાતને અમારા નિમિત્તે હાનિ ન પહોચે" વળી ભમરાઓ જેમ અકસ્માત પ્રાપ્ત થયેના ફૂલો પર બેસી જાય છે, તેમ તેવા શ્રમણવરો અપરિચિત ઘરોમા (પોતાના નિમિત્તે જ્યાં ભોજન ન થયુ હોય તેવા ઘરોમા (ભિક્ષાર્થે) જ ગમન કરે છે.

નૂતન બનાવવા (૩) ચમત્કારિક મગળ-વિવાહાદિ કાર્ય (૪) ક્ષીણમગળ-ધનાદિની પ્રાપ્તિ અને (૫) સદા મગળ-ધર્મપાલન તે બધા પૈકી સર્વોત્તમ મગળ જો કોઇ હોય તો તે ધર્મ જ છે બીજા મગળોમા અમગળનો સભવ છે ધર્મરૂપ મગળમા તેમ બનતુ નથી તે સદા મંગળમય રહે છે અને પાળનારને પણ મગળમય રાખે છે માટે જ તે સર્વોત્તમ મંગળ છે.

દુર્ગતિમા જતા જીવોને બચાવે તે ધર્મ. તેવો ધર્મ આ ત્રણ વસ્તુમા સમાઈ જાય છે

**અહિંસા**—અહિંસા એટલે પ્રાણાતિપાતથી વિરતિ શુદ્ધ-પ્રેમ, દયા કે અનુકપાથી હૃદય છનકાય છે ત્યારે જ સાચો મિત્રભાવ જાગે છે. સર્વ પ્રાણી પ્રત્યે મિત્રભાવ રાખવો, ઉપયોગપૂર્વક કોઇને દુભવવાની ઇચ્છા રાખ્યા વિના દેહિક, માનસિક કે આત્મિક કોઈ પણ તેવી ક્રિયા કરવી તે વાસ્તવિક રીતે અહિસક ક્રિયા છે આવી અહિંસાનો આરાધક માત્ર અહિસક જ નથી હોતો બલ્કે હિંસાનો પ્રબળ વિરોધક હોય છે

**સંયમ**—આસ્રાવદ્વારથી ઉપરતિ ( પાપકાર્યોને રોકવા ) સંયમના ત્રણ પ્રકાર છે. (૧) કાયિક સયમ, (૨) વાચિક સયમ અને (૩) માનસિક સયમ. દેહને લગતા પદાર્થોની જેમ બને તેમ જરૂરિયાતો ઘટાડવી તે કાયિક સયમ છે. વાણીને દુષ્ટમાર્ગથી નિવારીને સુમાર્ગમા પ્રવર્તાવવી તે વાચિક સયમ અને,મનને દુર્વિકલ્પોમાથી છોડાવીને સુવ્યવસ્થિત રાખવુ તે માનસિક સયમ છે સયમના વિસ્તૃત સત્તર ભેદોનુ વર્ણન આગળ આવશે.

**તપ**—વાસનાનો નિરોધ કરવો તેનું નામ તપ ઊડી ઊડી મલિન ચિત્તવૃત્તિની શુદ્ધિ માટે આતરિક તથા બાહ્યક્રિયા કરવી તે તપશ્ચર્યા છે તે તપના બાર ભેદોનુ વર્ણન ઉત્તરાધ્યયન સૂત્રમા છે

અહિંસામા સ્વ અને પરનુ હિત છે સૌ કોઇને શાન્તિ મળે છે. માટે જ અહિંસા એ ધર્મ છે સયમથી પાપી પ્રવૃત્તિ અટકે છે, તૃષ્ણા મદ પડે છે અને તેવા સયમીપુરુષો જ રાષ્ટ્રશાન્તિમા સાચા ઉપકારક થઇ પડે છે અનેક દુખિતોને તે દ્વારા આશ્વાસન મળે છે, માટે સયમમા ધર્મ છે. તપશ્ચર્યાથી અતકરણની વિશુદ્ધિ થાય છે માટે જ તપશ્ચર્યામા ધર્મ છે આ રીતે તે તત્ત્વો દ્વારા સામાજિક, રાષ્ટ્રીય અને આધ્યાત્મિક ત્રણે દ્રષ્ટિઓનો સમન્વય, શુદ્ધિ તથા વિકાસ થાય છે માટે જ તે ત્રણે તત્ત્વોની ક્રિયા તે ધર્મક્રિયા છે આવા ધર્મમા જેઓનું મન છે તેઓ મનુજ અને દેવોને પણ વંદ્ય

હોય તેમાં કશું જ આશ્ચર્ય નથી. અર્થાત્ કે તેવા ધર્મિષ્ઠનું વાતાવરણ જ એટલું સુંદર હોય છે કે ત્યાં દેવો પણ સહેજે નમી પડે છે.

[૨] જેમ ભમરો વૃક્ષોનાં ફૂલોમાંથી મધ ચૂસે છે (રસ પીએ છે) ત્યારે તે ફૂલોને ઈજા પહોંચાડયા વિના પણ પોતાની જાતને પોષી શકે છે,

[૩] તેમ સંસારના રાગબંધનથી (ગ્રંથીથી) રહિત એવા પવિત્ર સાધુઓ આ વિશ્વમાં વસે છે, કે જેઓ ફૂલમાં ભમરાની માફક આ સંસારમાં માત્ર પોતાની ઉપયોગી સામગ્રી (વસ્ત્રપાત્રાદિ) તથા શુદ્ધ-નિર્દોષ ભિક્ષા (અન્નપાન) અને તે પણ ગૃહસ્થે આપેલી તે મેળવીને સતુષ્ટ રહે છે.

નોંધઃ—બીજાને પીડા ન આપવી તે અહિંસા. પરને પીડા ન ઉપજે તેવી રીતે બહુ થોડામા જીવનનિર્વાહ કરી લેવો તે સંયમ અને તેમ કરવા જતા પોતાની ઇચ્છાનો નિરોધ થાય તે તપ. આવી રીતે સાધક જીવનમા સ્વાભાવિક ધર્મનું વ્યવહારિક અને નિશ્ચય એમ બન્ને દ્રષ્ટિએ પાલન સ્વયં થતું રહે છે. ભ્રમર અને સાધુ એ બન્નેમા ભિક્ષુની વિશેષતા એ છે કે ભ્રમરો તો વૃક્ષનું પુષ્પ ઈચ્છે કે ન ઇચ્છે તો પણ તેમાથી રસને ચૂસે છે પરંતુ ભિક્ષુઓ તો ગૃહસ્થ પોતાનામાથી રાજીખુશીથી આપે તેજ ગ્રહણ કરે છે.

[૪] તે ધર્મિષ્ઠ શ્રમણ સાધકો કહે છે કે " અમે અમારી ભિક્ષા તેવી રીતે મેળવીશું કે જે ભિક્ષાદ્વારા કોઈ પણ દાતારને દુઃખ ન થાય અથવા અમે એવુ જીવન ગાળીશું કે જે જીવનમાં કોઈ પણ પ્રાણી જાતને અમારા નિમિત્તે હાનિ ન પહોંચે. " વળી ભમરાઓ જેમ અકસ્માત પ્રાપ્ત થયેલાં ફૂલો પર બેસી જાય છે, તેમ તેવા શ્રમણવરો અપરિચિત ઘરોમાં (પોતાના નિમિત્તે જ્યાં ભોજન ન થયું હોય તેવા ઘરોમાં (ભિક્ષાર્થે) જ ગમન કરે છે.

નોંધઃ—જે અંતઃકરણની શુદ્ધિ કરી સર્વ જીવો પર સમભાવ રાખે છે અને તપશ્ચર્યામાં રક્ત રહે છે તે શ્રમણ કહેવાય છે. શ્રમણનું જીવન સ્વાવલંબી હોવું જોઈએ. તેની પ્રત્યેક ક્રિયા હળવી હોવી જોઇએ. તેની આવશ્યકતાઓ હલકી હોવી જોઇએ. અર્થાત્ કે સાધુજીવન નિઃસ્વાર્થી અને નિષ્પક્ષપાતી જીવન છે અને તે આવા નિ:સંગ ભાવથી જ સુરક્ષિત રહી શકે.

[૫] મધુકર જેવા શાણામુનિઓ (કે જેઓ ઘર અને કુટુંબથી) અનાસક્ત (બંધનરહિત) તથા કોઈ પણ જાતના ખોરાકમાં સંતુષ્ટ રહેવાની ટેવવાળા દમિતેન્દ્રિય હોય છે તેથીજ તેઓ શ્રમણો કહેવાય છે.

નોંધઃ—અનાસક્તિ, દાન્તતા અને મળેલામાં સંતોષ એમ આ ત્રણ ઉચ્ચ ગુણો એજ સાધુતા છે. અથવા તો શરીર, વચન અને મનનું દમન, બ્રહ્મચર્યનું પાલન, કષાયોનો ત્યાગ અને તપશ્ચર્યા વડે આત્મ સાધના કરે એ જ સાધુ.

એમ કહું છું.

એ પ્રમાણે દ્રુમપુષ્પિકા નામનું પ્રથમ અધ્યયન પૂર્ણ થયું.



# શ્રામણ્યપૂર્વક

( સાધુત્વ સૂચક )

૨

ઇચ્છા આકાશ જેવી અનંત છે. એટલે આખાએ વિશ્વના પદાર્થો ભલે ને હો ! તેમ છતાં તે પરિમિતજ છે. તેથી ઇચ્છાની અનંતતા તેમાં કયાંથી સમાય ! ઇચ્છાનો પાર સંસારની વસ્તુઓમાં કયાંથી પમાય !

તેથીજ જ્યાં ઇચ્છા, તૃષ્ણા કે વાસના છે ત્યાં અતૃપ્તિ શોક અને ખેદ છે. જ્યાં ખેદ છે ત્યાંજ વિકલ્પો છે અને વિકલ્પો છે ત્યાં શમતા નથી તેથી શમરસના પિપાસુ સાધુએ બાહ્ય ઇચ્છાઓનેજ તિલાંજલિ આપી દેવી ઘટે. અને જ્યાં અનંતતા છે એવા આત્મસ્વરૂપમાંજ તેને જોડી દેવી જોઇએ. તેજ સાચું શ્રામણ્ય છે.

ગુરુદેવ બોલ્યા:—

[૧] જે વિષયવાસના કિંવા દુષ્ટ ઇચ્છાઓને નિવારી શકે નહિ તે સાધુ, સાધુતા કેમ પાળી શકે ? અને તેવી ઇચ્છાઓને આધીન થયેલો તે પગલે પગલે ખેદ પામીને સંકલ્પ વિકલ્પોને વશ થાય.

નોંધ:—વાસના એજ અનર્થનું મૂળ છે. તેનો વેગ ન દબાવાય તો સાધુધર્મનો લોપ થાય. વિકલ્પોની વૃદ્ધિ થવાથી મન ડોલાયમાન થાય અને ચિત્તની ચંચળતા ડગલે અને પગલે ખેદ ઉત્પન્ન કરી ઉત્તમ યોગીને પણ પતિત કરી દે.

[૨] વસ્ત્રો, કસ્તુરી, અગર કે તેવા સુગંધી પદાર્થો, મુકુટાદિ અલંકારો, સ્ત્રીઓ તથા પલંગ વગેરે સુખશય્યાઓને પરવશપણે જે ન ભોગવે તે કંઈ ત્યાગી કહી શકાય નહિ.

નોંધઃ—પરવશપણે અર્થાત્ કાતો ઉપરના સાધનો ન જ મળ્યાં હોય અને ન ભોગવે અથવા મળવા છતા રોગ કે તેવા બીજા કોઈ કારણે ભોગવી ન શકે તો તે ન ભોગવવા છતાં આદર્શ ત્યાગી કહી શકાય નહિ. કારણ કે ત્યા પદાર્થોનો ભોગ ભલે ન હોય પણ પદાર્થ ભોગવવાની લાલસા તો છે જ.

[૩] પરંતુ જે મનોહર તથા ઈષ્ટ એવા કામભોગો સ્વતંત્ર રીતે પ્રાપ્ત થવા છતાં તેને શુભ ભાવનાઓથી પ્રેરાઈ પોતાથી અળગા કરી ત્યાગી દે છે તેજ આદર્શ ત્યાગી કહેવાય છે.

નોંધઃ—મનોરમ્ય અને દિવ્ય ભોગોની સંપૂર્ણ સામગ્રી હોય, તેને ભોગવી શકે તેવું શરીર હોય, સંપૂર્ણ સ્વતંત્રતા હોય છતાં આવા પ્રસંગમાં પણ વૈરાગ્યપૂર્વક તેનો ત્યાગ કરે તે આદર્શ ત્યાગી ગણાય છે. જો કે ભોગો ન મળવા છતાં તેવા સમયે પણ તેના ત્યાગની ભાવના થવી દુર્લભ જ છે. પરંતુ આ શ્લોકમાં ઉત્તમ ત્યાગની અપેક્ષાએ ઉપર્યુક્ત કથન છે.

[૪] સમદ્રષ્ટિથી (સંયમની અભિમુખ દ્રષ્ટિ રાખી) સંયમમાં વિચરવા છતાં કદાચિત્ (ભોગવેલા ભોગોના સ્મરણથી અથવા નહિ ભોગવેલાને ભોગવવાની વાસના થવાથી) તે સંયમી સાધુનું મન સંયમમાર્ગથી બહાર જાય (ચલિત થાય) તો તેને આ પ્રમાણે ચિંતવવું જોઇએ કે "વિષયભોગની સામગ્રી મારી નથી અને હું પણ તેનો નથી. અથવા તે સ્ત્રી મારી નથી તેમ હું પણ તેનો નથી." આવી રીતે સુવિચારના અંકુશથી તે પરનો સ્નેહ (આસક્તિ) હઠાવી લે.

નોંધઃ—વાસનાનું બીજ એટલું સૂક્ષ્મ છે કે ઘણી વખત તે નિર્મૂળ થયું હોય તેમ લાગે છે પરંતુ ક્વચિત્ સહજ નિમિત્ત મળતાં તે અંકુર ફૂટી નીકળે છે. રથનેમિ અને રાજીમતી દેવીનો ઉત્તરાધ્યયનમાં

આપેલો પ્રસંગ તેની પ્રતીતિ આપે છે કદાચિત્ સંયમથી અસ્થિર ચિત્ત થાય તો તેને સ્થિર કરવાના સચોટ વિચારો અને ઉપાયો માટે જુઓ આજ સૂત્રની પાછળ આપેલી ચૂલિકા ૧.

## જો માત્ર ચિંતનથી મનોનિગ્રહ ન થાય તો શું કરવું ?

[૫] ( મહાપુરુષો કહે છે કે— ) "શરીરનું સુકોમળપણું ત્યાગી ઋતુ પ્રમાણે શીત કે તાપની આતાપના લો અથવા પોતાને અનુકૂળ બીજી તપશ્ચર્યા કરો. અને આવી રીતે કામભોગોની વાછાને ઓળગશો તો દુઃખ પણ ઉલ્લઘી શકશો દ્વેષને છેદી નાખો અને આસક્તિને દૂર કરો. બસ આમ કરવાથી આ સંસારમાં સુખી થશો. "

**નોંધ**—કામથી ક્રોધ, ક્રોધથી સમ્મોહ, સમ્મોહથી રાગ અને દ્વેષ અને રાગદ્વેષથી દુઃખ એમ દુઃખની પરંપરાનુ મૂળ વાસના જ છે. માટે વાસનાનો ક્ષય કરવાની ક્રિયારૂપ તપશ્ચર્યા કરવી તેજ દુઃખનાશનો ઉપાય છે.

## અહીં રથનેમિ તથા રાજીમતીનું દૃષ્ટાંત આપી તે વસ્તુને વિશેષ સ્પષ્ટ કરે છે

સોરઠ દેશમા એક અલકાપુરી સમાન વિશાળ દ્વારિકા નામે નગરી હતી ત્યા બહોળા યાદવકુળ સહિત શ્રીકૃષ્ણ રાજ્ય કરી રહ્યા હતા. તેમના પિતાશ્રીનું નામ વસુદેવ અને વસુદેવના મોટેરા ભાઈનું નામ સમુદ્રવિજય હતું તે સમુદ્રવિજયના શિવાદેવી નામના પટરાણીના અંગજાત સુપુત્રનું નામ નેમિનાથ હતું

નેમિનાથ જ્યારે યુવાનવયના થયા ત્યારે કૃષ્ણ મહારાજની પ્રબળ પ્રેરણાથી તેમનું વેવિશાળ ઉગ્રસેન ( જેનું અપર નામ *ભોજરાજ કિંવા ભોગરાજ હતું તે ) રાજાના ધારણી નામના રાણીની અંગપ્રસૂત રાજીમતી નામની સૌંદર્યવતી કન્યા સાથે થયેલુ

* ડૉ. હર્મન જેકોબી તેને ભોજરાજ તરીકે સિદ્ધ કરે છે

શ્રાવણ સુદ છઠ્ઠના શુભ મુહૂર્તે મોટા ઠાઠમાઠ સાથે તે કુમાર ઠરાવેલા નિયમ પ્રમાણે પરણવા સારૂ શ્વસુર ગૃહે પધારતા હતા. તેવામાં માર્ગે ચાલતાં પાંજરામાં પૂરેલાં પશુઓનો પીડિત પોકાર તેના કર્ણદ્વારે અથડાયો. સારથિને પૂછતાં તેને ખબર પડી કે આ તો પોતાના જ લગ્નનિમિત્તે આટલા પશુઓની હિંસા થવાની છે.

આ સાંભળતાં જ તેને આ અને એવા અનેક અનર્થો એકે એક કાર્યમાં દેખાવા લાગ્યા. આ સંસારના સ્વાર્થો પર તેને વૈરાગ્યની સ્ફુરણા જાગી. પૂર્વના સંસ્કારોનો તેમાં વેગ મળ્યો અને તેની ભાવનાનો પ્રવાહ સહજ વારમાં પલટી ગયો. ત્યાંથીજ રથ પાછો વાળીને તે ઘેર આવ્યા અને ખૂબ ચિંતન કરી આખરે તેણે ત્યાગમાર્ગને અંગીકૃત કર્યો. તેની ઉત્કટ ભાવનાથી બીજા પણ એક હજાર સાધકો તેની સાથે યોગમાર્ગને આરાધવા સારુ નીકળી પડયા.

પાછળથી રાજીમતી પણ આ નિમિત્તે પ્રબળ વૈરાગ્યપૂર્વક સાધ્વી થયાં. સાતસો સહચરીઓ સાથે તેણે પ્રવ્રજ્યા અંગીકાર કરી લીધી.

એકદા રૈવતક પર્વત પર નેમિનાથ ભગવાનને વંદન કરવા જતાં માર્ગમાં ખૂબ મેઘવૃષ્ટિ થતાં તેનાં વસ્ત્રો ભિંજાયાં. એક એકાંત ગુફામાં તે પોતાના બધાં વસ્ત્રો ઉતારીને સુકવવા લાગ્યાં.

તેવામાં તેજ ગુફામાં ધ્યાનસ્થ રહેલા નેમનાથના નાનાભાઇ રથનેમિ કે જે બાળવયથી યોગમાર્ગમાં પ્રવૃત્ત થયા હતા; તેની દ્રષ્ટિ રાજીમતીના દેહ પર પડી. સૌંદર્યમય શરીર અને એકાંતવાસમાં તેને નહિ અનુભવેલ વેદના થઈ આવી. વિકારની વાસનાએ તેને વ્યાકુળ બનાવ્યા. તેને પોતાની યોગદશાનું ભાન ન રહ્યું. છેવટે તે સાધ્વી સ્ત્રીરથનેમિને કેવી રીતે સંયમ માર્ગમાં સ્થિર કરે છે તે વાંચવા માટે તેમનો તથા સતી રાજીમતીનો પરસ્પર વાર્તાલાપ ઉત્તરાધ્યયન સૂત્રના બાવીસમા અધ્યયનમાં જોઇ લો.*

* ઉત્તરાધ્યયન સૂત્રનું અનુવાદન. પાનું १८५ थी २१२.

યોગેશ્વરી રાજીમતી દેવીએ જે વચનરૂપ અંકુશથી રથનેમિને માર્ગ પર દોર્યા તે વચનોનો સારાંશ નીચેની ગાથાઓમાં છે.

[૬] અગંધન કુળમાં ઉત્પન્ન થયેલા સર્પો ઝળહળતી અગ્નિમાં બળી મરવું પસંદ કરે છે. પરંતુ વમેલું વિષ ફરીથી પીવાનું ઈચ્છતા નથી.

[૭] અપયશના અભિલાષિન્! તને ધિક્કાર હો! કે જે તું વાસનામય જીવન માટે વમેલા ભોગોને ભોગવવા ઈચ્છે છે. એવા પતિત જીવન કરતાં તારું મૃત્યુ વધારે ઉત્તમ છે.

[૮] હું ભોજકવિષ્ણુની પૌત્રી અને ઉગ્રસેન મહારાજાની પુત્રી છું. અને તું અંધક વિષ્ણુનો પૌત્ર અને સમુદ્રવિજય મહારાજાનો પુત્ર છે. રખે આપણે ગંધનકુળના સર્પ જેવા થઇએ! ઓ સંયમીશ્વર! નિશ્ચળ થઈ સંયમમાં સ્થિર થા.

નોંધઃ—હરિભદ્રસૂરિના કથનના આધારે ડૅા. હર્મન જેકોબી પોતાની નોંધમાં લખે છે કે ભોગરાજ કિંવા ભોજરાજ એ ઉગ્રસેન મહારાજાનું અપરનામ છે. અંધકવિષ્ણુ એ સમુદ્રવિજય મહારાજાનું અપરનામ છે.

[૯] હે મુનિ! જે જે સ્ત્રીઓને જેઇશ અને તે સ્ત્રીઓને જોયા પછી જો આમ કામભોગની વાંછના રાખ્યા કરીશ તો સમુદ્ર કિનારે હડ નામનો વૃક્ષ જેમ પવનથી ઉખડી જાય છે તેમ તારો આત્મા ઉચ્ચ ભૂમિકાથી પતિત થશે.

[૧૦] બ્રહ્મચારિણી અને સાધ્વીનાં આ આત્મસ્પર્શી અને સચોટ વચનોને સાંભળી જેમ અંકુશ વડે (મદોન્મત્ત) હાથી વશ થાય તેમ રથનેમિ શીઘ્ર વશ થયા અને સંયમધર્મમાં બરાબર સ્થિર થયા.

નોંધઃ—ત્યાં હાથીરૂપ રથનેમિ, માવતરૂપ રાજીમતી અને અંકુશરૂપ વચનો હતાં. રથનેમિનો વિકાર ક્ષણવારમાં ઉપશાંત થયો અને પોતાનું ભાન થવાથી તે પશ્ચાતાપપૂર્વક પોતાના માર્ગમાં સ્થિર થયા. ચારિત્રનો પ્રભાવ શું ન કરે?

[૧૧] જેમ તે પુરુષશ્રેષ્ઠ રથનેમિએ વિષયભોગથી મનને શીઘ્ર હટાવી લીધું તેમ વિચક્ષણ અને તત્વજ્ઞ પુરુષો પણ વિષય ભોગોથી નિવૃત્ત થઇ પરમ પુરુષાર્થ કરે.

નોંધઃ—ચિત્તની ચંચલતા મર્કટ જેવી છે. મનનો વેગ વાયુ જેવો છે. સંયમમાં સતત જાગૃતિ અને વૈરાગ્ય એ બન્ને તેની લગામો છે. લગામો શિથિલ થાય કે તુરતજ ચિંતનથી તેને સજ્જડ કરવી.

માનસિક ચિંતનની સાથેજ શારીરિક સંયમની પણ પ્રમાણ પુરતી આવશ્યકતા છે. તે વિવેક ભુલાવો ન જોઇએ.

શરીર, પ્રાણ અને મન એ ત્રણે પર કાબુ રાખવાથી ઇચ્છાઓનો નિરોધ થાય છે અને શાંતિની ઉપાસના (સાધના) સિદ્ધ થતી રહે છે. જેમ જેમ રાગ અને દ્વેષનો ક્રમશઃ ક્ષય થતો રહે છે તેમ તેમ આનંદનો સાક્ષાત્કાર થતો જાય છે.

એમ કહું છું.

એ પ્રમાણે શ્રામણ્યપૂર્વક નામનું બીજું અધ્યયન પૂર્ણ થયું.



# ક્ષુલ્લકાચાર

## ( લઘુ આચાર )

૩

ત્યાગ એ જેટલો વ્યક્તિગત આધ્યાત્મિક વિકાસમાં સહાયક છે તેટલોજ સમાજ, રાષ્ટ્ર અને વિશ્વને પણ પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે ઉપકારક થઈ પડે છે.

જે સમાજમાં આદર્શ ત્યાગની પૂજા છે તે સમાજ નિઃસ્વાર્થી સંતોષી અને પ્રશાન્ત હોવાનો. તેની નિઃસ્વાર્થતા રાષ્ટ્રની પીડાતી પ્રજાને આશ્વાસન આપી શકે અને તેની શાંતિના આંદોલનો વિશ્વમાં શાંતિનો પ્રચાર કરી શકે.

આથી જે રાષ્ટ્રમાં ત્યાગની મહત્તા છે ત્યાં સુખનો સાગર સ્વયં ઉલટવાનો, તે સાગરની લહેરમાં વૈરીનાં વૈમનસ્ય લય થવાનાં અને વિરોધક શક્તિના પ્રચંડ બળો પણ શમી જવાનાં.

પરંતુ જે રાષ્ટ્રની પ્રજામાં ભોગવાસનાનુંજ પ્રાધાન્ય છે તે દેશમાં ધન હોવા છતાં સ્વાર્થ, મદાંધતા, રાષ્ટ્રદ્રોહ ઈત્યાદિ શાંતિના શત્રુઓનું સ્વરાજ્ય વ્યાપી રાષ્ટ્રશાંતિનું આજે, કાલે કે પછી અપહરણ થવાનું. સારાંશકે આદર્શ ત્યાગમાં વિશ્વશાંતિનું મૂળ છે, અને વાસનાનુ પોષણ વિશ્વની અશાંતિનું કારણ છે.

આદર્શ ત્યાગીને ત્યાગ એજ જીવન છે. જીવનમાં સાંપ્રદાયિકતાના વિષ ન ભળે કે તે જીવન કલુષિત ન થાય તે સારુ સાધક

દશામાં ત્યાગીને ખુબ સાવધ રહેવું પડે છે. તથી તે સાવધાનતા અને વ્યવસ્થા જાળવવા માટેજ આધ્યાત્મિક દર્દોના પ્રબળ ચિકિત્સક મહર્ષિ દેવોએ માનસિક મંથનથી સંશોધન કરી અહીં સાધુતાના સંરક્ષણ સારુ સૂક્ષ્મથી માંડીને મોટા આકાર સુધીના બાવન અનાચીર્ણ ( નિષેધાત્મક ) નિયમોનું આ અધ્યયનમાં વર્ણન આપ્યું છે.

ગુરુદેવ બોલ્યાઃ—

[૧] જેઓનો આત્મા સંયમમાં સુસ્થિર થયો છે. જેઓ સાંસારિક વાસનાથી કિંવા આંતરિક અને બાહ્ય પરિગ્રહથી મુક્ત રહ્યા છે, જેઓ પોતાના અને પરના આત્માને દુર્માર્ગેથી બચાવી શકે છે અથવા જેઓ છકાય ( દુન્યવી પ્રાણીમાત્ર )ના રક્ષક છે, જેઓ આંતરિક ગ્રંથીથી રહિત છે તેવા મહર્ષિઓનું જે અનાચીર્ણ ( નહિ આચારવા યોગ્ય ) છે. તે નીચે પ્રમાણે છે.

નોંધ—સ્ત્રી, ધન, પરિવાર ઈત્યાદિ બાહ્ય પરિગ્રહ અને ક્રોધાદિ જે આત્મદોષો છે તે આંતરિક પરિગ્રહ કહેવાય છે. ત્રાયી શબ્દ રક્ષણ વાચી છે.

છકાયમાં પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને ત્રસ ( હાલતા ચાલતા બધા જીવો ) એમ સૌ જીવોનો સમાવેશ થાય છે.

[૨] બાવન પ્રકારનાં અનાચીર્ણોનાં નામો ક્રમશઃ આ પ્રમાણે છેઃ— (૧) ઔદ્દેશિક ( પોતાને ઉદ્દેશીને બનાવેલો આહાર હોય તેને સાધુ લે તો આ આધાકર્મિક દોષ લાગે, ) (૨) ક્રીતકૃત ( સાધુ માટે ખરીદીને બનાવેલો આહાર લેવો તે દોષ ). (૩) નિત્યક ( હમેશાં એકજ ઘરે આમંત્રણ આપી જાય ત્યાં આહાર લેવો તે ), (૪) અભિહૃત ( દૂરથી સાધુ માટે ઉપાશ્રયાદિ સ્થાનમાં સન્મુખ લવાયેલો આહાર લેવો તે ), (૫) રાત્રિભક્ત ( રાત્રિ ભોજન કરવું ), (૬) સ્નાન કરવું. (૭)

ચંદન વગેરેની ગંધોનો ઉપયોગ કરવો, (૮) પુષ્પોનો ઉપયોગ કરવો, (૯) પંખાથી પવન નાખવો,

નોંધઃ—આમંત્રણ આપે તેમાં પોતાનું નિમિત્ત હોવાનો પાકો સંભવ છે માટે તે આહાર શાસ્ત્રીય દૃષ્ટિએ સાધુ માટે વર્જ્ય કહ્યો છે.

[૩] (૧૦) સંનિધિ ( પોતાને કે પરને માટે ઘી, ગોળ કે કોઈપણ પ્રકારના આહારનો રાત્રિએ સંગ્રહ કરી રાખવો તે ), (૧૧) ગૃહિપાત્ર (ગૃહસ્થના પાત્રમાં આહારાદિ કરવો તે ). (૧૨) રાજપિંડ ( ધનિક લોકો પોતાને માટે બલિષ્ઠ ઔષધિ નાખી ખોરાક બનાવે છે તે ), (૧૩) કિમિચ્છક ( તમોને શું જોઈએ એમ પૂછીને બનાવેલો આહાર લેવો તે અથવા દાનશાળાનો આહાર લેવો તે ), (૧૪) હાડ, માંસ, ત્વચા, રોમ ઇત્યાદિને સુખ થાય તેવું તૈલાદિકનું મર્દન કરાવવું તે, (૧૫) દંતપ્રધાવન ( દાતણ કરવું ), (૧૬) સંપ્રશ્ન ( ગૃહસ્થોના શરીર કે ગૃહ સંબંધી કુશળક્ષેમ પૂછી તેની વાર્તામાં રસ લેવો તે ), (૧૭) દેહપ્રલોકન ( આરસો કે તેવા સાધનથી શરીરની શોભા નીરખવી,

નોંધઃ—બલિષ્ઠ આહાર કરવાથી શરીરમાં વિકાર થવા સંભવ છે. અને વિકાર વધવાથી સંયમમા હાનિ પહોંચવાનો સંભવ રહે, માટે તે વર્જ્ય છે. દાનશાળાનો આહાર લેવાથી અન્ય યાચકોની લાગણી દુભાવાનો સંભવ છે.

[૪] (૧૮) અષ્ટાપદ ( જુગાર ખેલવો ), (૧૯) નાલિકા (શેતરંજ વગેરે બીજી રમતો રમવી), (૨૦) છત્રનું ધારણ કરવું, (૨૧) ચિકિત્સા (જે દ્વારા હિંસા થાય તેવું વૈદું કરાવવું તે), (૨૨) પગમાં પગરખાં પહેરવાં, (૨૩) અગ્નિનો સમારંભ કરવો,

નોંધઃ—નાલિકા એ એક જાતની પ્રાચીન રમત છે. પરંતુ તે શબ્દથી ચોપાટ, ગંજીપો, શેતરંજ વગેરે સૌ રમતો સમજી લેવી, તે રમતો સાધુજન માટે વર્જ્ય છે. કારણકે તેમાં અનેક દોષોનો સંભવ છે.

[૫] (૨૪) શય્યાતરપિંડ ( જે ગૃહસ્થે રહેવા માટે આશ્રય આપ્યો હોય તેનું ભોજન લેવું તે), (૨૫) આસંદી–પર્યંકનો ઉપયોગ (સાંગામાચી કે પલંગ પર બેસવું), (૨૬) ગૃહાન્તર નિષદ્યા (બે ઘરની વચ્ચે બેસવું અથવા ગૃહસ્થને ત્યાં બેસી રહેવું), (૨૭) શરીરનું ઉદ્વર્તન કરે (શરીરને પીઠી વગેરે ચોળે),

**નોંધ**—જેની આજ્ઞાથી મકાનમાં સાધુ રહ્યા હોય તેના ઘરના આહાર પાણી લેવાની મનાઇનું કારણ એ છે કે પોતાને ત્યાં મીજમાન આવ્યા છે તેમ ધારી સાધુને ઉદ્દેશીને ખોરાક થાય અને તેથી દોષ થવાનો સંભવ છે.

આસંદી એ હીંડોળાખાટ કે સાંગામાંચી જેવું ગૃહસ્થનું આસન હોય છે. તેવે સ્થળે બેસવાથી પ્રમાદાદિ દોષોનો સંભવ છે.

બે ઘરની વચ્ચે બેસવાથી તે તે ઘરના માણસોને આ કોઇ ચોર હશે તેવી શંકા થવાનો સંભવ છે.

ગૃહસ્થને ત્યાં રોગી, અશક્ત કે તપસ્વી સાધુ દેહની અશક્તિના કારણે બેસે તેને છૂટ છે. તે સિવાય ગૃહસ્થને ત્યાં બેસી ન રહે. ગૃહસ્થને ત્યાં બેસવાથી પરિચય વધે અને પરિચયથી સંયમી જીવનને બાધા પહોંચે.

[૬] (૨૮) ગૃહસ્થની સેવા કરવી અથવા ગૃહસ્થની સેવા લેવી, (૨૯) પોતાનું કુળ કે જાતિ ઓળખાવી ભિક્ષા મેળવવી, (૩૦) તપ્તાનિર્વૃતભોજિત્વ ( જે ગરમ પાણી બરાબર અગ્નિનું શસ્ત્ર લાગી ઉકળ્યું નહોય તેવું સચેત પાણી લેવું ), (૩૧) રોગ કિંવા ક્ષુધાની પીડા ઉપસ્થિત થાય ત્યારે વહાલાનું સ્મરણ કરવું કે કોઇનું શરણુ ઇચ્છવું તે.

**નોંધ**—અહીં સેવાનો અર્થ અંગ વગેરે દબાવવાં ઇત્યાદિ ક્રિયાઓ છે. વિના કારણ આવી સેવાઓ લેવાથી આળસ વગેરે દોષોનો સંભવ છે. વાસણના ઉપર, નીચે અને મધ્ય એ ત્રણે ભાગમાં બરાબર તપેલું હોય તેવું ગરમ પાણી અચિત્ત ગણાય છે.

[૭] (૩૨) મૂળો, (૩૩) આદુ કે (૩૪) શેરડીના કકડા જે નિર્વૃત ન હોય અર્થાત્ સચિત્ત હોય તે ભોગવવાં તે, (૩૫) સચેત

સૂરણ વગેરે કંદ કે (૩૬) સચિત્ત જડીબુટ્ટી,× (૩૭) સચિત્ત ફળ, (૩૮) કે સચિત્ત બીજ ગ્રહણ કરવાં તે.

નોંધઃ—જીવસહિત હોય તો સચિત્ત ગણાય અને જીવરહિત હોય તે અચિત્ત ગણાય. અન્ય જાતિના કોઇ પણ શસ્ત્રથી પરિણત થયેલી કિંવા પકાવેલી વસ્તુઓ અચિત્ત થઇ જાય છે.

(૮) (૩૯) ખાણનું સંચળ, (૪૦) સિંધાલૂણ, (૪૧) સામાન્ય મીઠું, (૪૨) રોમદેશનું (રોમક) મીઠું, (૪૩) સમુદ્રનું મીઠું, (૪૪) ખારો (પાંશુ લવણ) તથા (૪૫) કાળું મીઠું એમ અનેક પ્રકારનું મીઠું જો સચેત ગ્રહણ કરાય તો તે દૂષિત છે.

[૯] (૪૬) ધૂપન (ધૂપ દેવો કિંવા બીડી વગેરે પીવાં), (૪૭) વમન (ઔષધદ્વારા ઉલટી કરવી), (૪૮) બસ્તિકર્મ (ગુહ્યસ્થાનદ્વારા બલિષ્ઠ ઔષધિનો શરીર માટે ઉપયોગ કરવો કિંવા હઠયોગની તેવી ક્રિયા કરવી), (૪૯) વિરેચન (વિના કારણે ઔષધદ્વારા જુલાબ લેવો), (૫૦) નેત્રશોભાર્થે અંજન ઇત્યાદિનો ઉપયોગ કરવો, (૫૧) દાંતને રંગવા, (૫૨) ગાત્રાભ્યંગ (શરીરની ટાપટીપ કરવી કિંવા શરીરની વિભૂષા કરવી).

નોંધઃ—ધૂપનનો અર્થ વસ્ત્રાદિકને ધૂપ દેવો એવો પણ થાય છે. *ઘણું ખાઈ પછી તેને ઔષધદ્વારા મ્હોંથી ઉલટી કરીને કે વિરેચનથી* કાઢવાનો પ્રયત્ન કરવો તે દૂષણ છે તે દૃષ્ટિએ વમન અને વિરેચન એ બન્નેનો નિષેધ કર્યો છે.

[૧૦] સંયમમાંજ યોજાયેલા અને દ્રવ્યથી (ઉપકરણથી) હળવા તેમજ આભ્યંતર (ક્રોધાદિ કષાયો)થી હળવા એવા નિર્ગ્રંથ મહર્ષિઓ માટે ઉપર કહેલાં બાવન અનાચીર્ણો (નહિ આચરવા યોગ્ય વસ્તુઓ) છે.

× કેટલીક વસ્તુઓ સંબંધી સચિત્ત-અચિત્તનો નિર્ણય સામાન્ય રીતે ન થઈ શકે તે સારુ સચિત્ત-અચિત્ત નિર્ણાયક કમિટિનો નિબંધ કોન્ફરન્સ રિપોર્ટમાં વાંચી લેવો.

[૧૧] ઉપરના અનાચીર્ણોથી રહિત, પાંચ આસ્રવદ્વારોના ત્યાગી, મન, વચન અને કાયા એ ત્રણે ગુપ્તિઓથી ગુપ્ત, છકાય જીવોના પ્રતિપાલક (અહિંસક), પાંચ ઇન્દ્રિયોનો નિગ્રહ કરનારા, ધીર અને સરળ સ્વભાવી જે નિર્ગ્રંથ મુનિઓ હોય છે;

**નોંધઃ**—મિથ્યાત્વ (અજ્ઞાન), અવ્રત, કષાય, પ્રમાદ અને અશુભયોગ એ પાંચ વસ્તુઓથી જ પાપનું આગમન થાય તે આસ્રવદ્વાર કહેવાય છે.

[૧૨] તે સમાધિવંત સંયમી પુરુષો ગ્રીષ્મ ઋતુમાં આતાપના લે છે. હેમંત (શીત) ઋતુમાં વસ્ત્રને વેગળાં કરી ઠંડી સહન કરે છે અને વર્ષા ઋતુમાં માત્ર પોતાના સ્થાનમાંજ અંગોપાંગનું સંવરણ કરી બેસી રહે છે.

**નોંધઃ**—સાધુજનો ત્રણે ઋતુઓમાં ભિન્નભિન્ન પ્રકારની શરીરને અને મનને કસવા માટે તપશ્ચર્યા કરે છે. અહિંસા, સંયમ અને તપની ત્રિપુટિની આરાધના કરવી તેજ સાધુતા છે. ભિન્ન ભિન્ન ઋતુઓમાં કષ્ટ પડે તેનો પ્રતિકાર કરવો નહિ તેમાં સાધુતાની રક્ષા છે.

[૧૩] પરિષહ (આકસ્મિક આવી પડેલાં સંકટો) રૂપ શત્રુઓનું દમન કરવાવાળા, મોહને દૂર કરનારા અને જિતેન્દ્રિય (ઇંદ્રિયોના વિષયોને જીતનારા) મહર્ષિઓ સર્વ દુઃખનો નાશ કરવા માટે સંયમ અને તપમાં પ્રવૃત્ત થાય છે.

[૧૪] અને તેમાંના કેટલાક સાધુઓ દુષ્કર એવું (તપ) કરીને તથા ન સહન થઈ શકે તેવું (કષ્ટ) સહીને ઉચ્ચ પ્રકારના દેવલોકમાં ગમન કરે છે અને કેટલાક કર્મરૂપ રજથી સાવ મુક્ત થઈને સાધ્યસિદ્ધ થાય છે. અર્થાત્ મુક્તિ પામે છે.

[૧૫] (જેઓ દેવગતિને પામે છે તે સંયમી પુરુષો પણ ફરીથી મૃત્યુલોકમાં આવીને) છ કાયના પ્રતિપાલકો સંયમ અને તપશ્ચર્યા દ્વારા પૂર્વ કર્મોનો ક્ષય કરીને સિદ્ધિ માર્ગને આરાધીને ક્રમશઃ નિર્વાણ પામે છે.

નોંધઃ—જીવનપર્યંત પોતાના નિમિત્તે કોઇને દુઃખ ન થાય તેવી જરૂરવૃત્તિથી જીવવું અને સાધના કર્યે જવી એ શ્રમણધર્મનું શુદ્ધ ધ્યેય છે.

તે ધ્યેય નિભાવવા સારુ અપરિગ્રહ બુદ્ધિ, આહાર શુદ્ધિ, ગૃહસ્થજીવનની આસક્તિમાંથી નિજ સાધુતાનું સંરક્ષણ, ભોજનમાં પરિમિતતા અને રસાસક્તિનો ત્યાગઃ આ બધા કાયિક સંયમના નિયમો છે. જેવી રીતે માનસિક અને વાચિક સંયમ આવશ્યક છે તેજ રીતે કાયિક સંયમની પણ અપેક્ષા છે. કારણ કે કાયિક સંયમ એ માનસિક અને વાચિક સંયમની ઇમારતનો પાયો છે. તે મજબૂત રહે તેમાં સાધુતાના સ્થાનની સુરક્ષા છે, અને સાધુજીવન જેટલું સ્વાવલંબી અને નિઃસ્વાર્થી બને તેટલું જ તે ગૃહસ્થજીવનને ઉપકારક છે.

એમ કહું છું.

એ પ્રમાણે ક્ષુલ્લકાચાર સંબંધી ત્રીજું અધ્યયન સમાપ્ત થયું.



તેવી યોગ્યતા પછી તે કોઈ પીઠ, મેધાવી, સમયજ્ઞ અને સમભાવી ગુરુને શોધી લે છે અને શ્રમણભાવની આરાધના સારુ ગૃહસ્થસ્વાંગ તજી દીક્ષિત થઈ શ્રમણકુળમાં પ્રવેશે છે.

પ્રવેશતા પહેલાં ગુરુદેવ શિષ્યના માનસની સંપૂર્ણ ચિકિત્સા કરે છે અને સાધકની યોગ્યતા જોઇ ત્યાગમાર્ગની જવાબદારીનું ભાન કરાવે છે તથા શ્રમણધર્મનું બોધમય ભાવથી યથાર્થ રહસ્ય સમજાવી અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચેનું સંપૂર્ણ પાલન અને છઠ્ઠા અણુવ્રતમાં રાત્રિભોજનનાં ત્યાગની કડક પ્રતિજ્ઞા લેવડાવે છે. એ પ્રતિજ્ઞા યાવતજીવન પાળવાની હોય છે. તે આત્માર્થી સાધક વિવેકપૂર્વક પ્રતિજ્ઞા સ્વીકારી લે છે અને સ્વીકાર્યા પછી પોતાના સંયમમય જીવનને નિભાવવા છતાં પૃથ્વીથી માંડીને વનસ્પતિ સુધીના સ્થિર જીવો, ક્ષુદ્ર નાના મોટા જંતુઓ તથા અન્ય પ્રાણીઓની રક્ષા કેવી રીતે કરી શકે? તેનો સંપૂર્ણ ખ્યાલ આ અધ્યયનમાં આપે છેઃ—

ગુરુદેવ બોલ્યાઃ—

સુધર્મ સ્વામીએ પોતાના સુશિષ્ય જંબૂસ્વામીને કહ્યુ હતું કેઃ— હે આયુષ્મન્ જંબૂ! મેં સાંભળ્યુ છે કે ષડ્જીવનિકા નામનું અધ્યયન છે તે કાસ્યપ ગોત્રીય શ્રમણ તપસ્વી ભગવાન મહાવીરે કહ્યુ છે. ખરેખર તે પ્રભુએ આ લોકમા તે ષડ્જીવનિકાની પ્રરૂપણા કરી છે, સુંદર રીતે તેની પ્રસિદ્ધિ કરી છે અને સુંદર રીતે તેનો સદ્બોધ પણ કરાવ્યો છે.

શિષ્યે કહ્યુંઃ—શું તે અધ્યયનને શીખવામાં મારુ કલ્યાણ છે?

.ગુરુએ કહ્યુંઃ—હા, તેથી ધર્મનો બોધ થાય છે.

શિષ્યે કહ્યુ.—હે ગુરુદેવ! તે કયું ષડ્જીવનિકા નામનું અધ્યયન જે કાસ્યપ ગોત્રીય શ્રમણ ભગવાન મહાવીર પ્રભુએ ફરમાવ્યું છે, જેની પ્રરૂપણા અને પ્રસિદ્ધિ કર્યાં છે? અને જે અધ્યયનનું પઠન કરવાથી મારું કલ્યાણ અને ધર્મબોધ થવાનાં છે તે અધ્યયન કયું?

ગુરુએ કહ્યું:—ખરેખર તે આ ષડ્જીવનિકા નામનું અધ્યયન કાશ્યપ ગોત્રીય શ્રમણ ભગવાન મહાવીરે ફરમાવ્યુ છે, પ્રરૂપ્યું છે અને પ્રસિદ્ધ કર્યું છે. વળી એ અધ્યયન શીખવાથી કલ્યાણ અને ધર્મબોધ પણ થઇ શકશે. તે આ પ્રમાણેઃ—(છ કાય જીવનાં પૃથક્ પૃથક્ નામો કહે છે) (૧) પૃથ્વીકાય સંબંધીના જીવો, (૨) જળકાય સંબંધીના જીવો, (૩) અગ્નિકાય સંબંધીના જીવો, (૪) વાયુકાય સંબંધીના જીવો, (૫) વનસ્પતિકાય સંબંધીના જીવો અને (૬) ત્રસકાય સંબંધીના જીવો.

*નોંધઃ—દુઃખાદિથી જે જીવોની દુભાતી લાગણી પ્રત્યક્ષ ન દેખી શકાય પરંતુ અનુમાનથી જાણી શકાય અને જે સ્થિર હોય તેનો સમાવેશ સ્થાવરમા થાય છે. પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિના જીવોને સ્થાવર કહેવાય છે અને દુઃખાદિથી જેની દુભાતી લાગણી પ્રત્યક્ષ દેખી શકાય છે તેવા બધા હાલતા ચાલતા જીવોનો સમાવેશ ત્રસજીવોમા થાય છે.*

[૧] પૃથ્વીકાયમાં અનેક જીવો હોય છે. પૃથ્વીકાયની જુદી જુદી ખંડકાયામાં પણ ઘણાં જીવો રહ્યા હોય છે. પૃથ્વીને અગ્નિ ઇત્યાદિ બીજું (પૃથ્વી સિવાયનું) શસ્ત્ર પરિણમે (લાગે) નહિ (તે શસ્ત્રદ્વારા હણાય નહિ). ત્યાંસુધી પૃથ્વી પોતે સચેત કહેવાય છે. પૃથ્વીનાં જીવોનો અગ્નિ વગેરેથી નાશ થાય છે.

[૨] એક પાણીના બિંદુમાં અસંખ્યાત (અનેક) પૃથક્ પૃથક્ જીવો રહ્યા હોય છે. તેને બીજુ અગ્નિ વગેરે શસ્ત્ર પરિણમે (લાગે) નહિ ત્યાંસુધી તે સચેત (જીવસહિત) કહેવાય છે. પરંતુ જ્યારે તેને બીજું શસ્ત્ર લાગે છે ત્યારે તે જીવોનો નાશ થાય છે. અને તેથી અમુક કાળ સુધી તે અચિત (જીવરહિત) રહે છે.

*નોંધઃ—હમણાં હમણાં વૈજ્ઞાનિક શોધથી એક પાણીના બિંદુમાં સેંકડો જીવો રહે છે તેવો પ્રયોગ જગજાહેર થઈ ચૂકયો છે.*

[૩] એક અગ્નિના તણખામાં પૃથક્ પૃથક્ અસંખ્યાત અગ્નિના જીવો હોય છે તેથી તેને જો બીજું (પાણી વગેરે) શસ્ત્ર પરિણમે (લાગે) નહિ તો તે સચેત કહેવાય છે અને શસ્ત્ર પરિણમ્યા પછી તે અજીવ (જીવ રહિત) થવાથી અચેત કહેવાય છે.

[૪] વાયુકાયમાં પણ પૃથક્ પૃથક્ રહેલા અનેક જીવો હોય છે અને તેને બીજું શસ્ત્ર પરિણમે (લાગે) નહિ ત્યાંસુધી સચેત કહેવાય છે. પણ અન્ય શસ્ત્ર વાગે ત્યારે તો અચેત જ થાય છે.

નોંધઃ—વીંજણા ઇત્યાદિ વતી વીંજવાથી વાયુકાયના જીવો નાશ પામે છે તેથી તે વાયુનાં શસ્ત્રો ગણાય છે.

[૫] વનસ્પતિકાયમાં પણ જુદા જુદા શરીરોમાં સંખ્યાત, અસંખ્યાત અને અનંત જીવો પૃથક્ પૃથક્ રહેલા છે તેથી વનસ્પતિને જ્યાંસુધી અગ્નિ કે લવણ ઇત્યાદિ શસ્ત્ર પરિણમે (સ્પર્શે) નહિ ત્યાંસુધી તે સચેત કહેવાય છે.

હવે તે વનસ્પતિના ભેદો કહે છેઃ—

(૧) જેની ટોચ પર બીજ છે તેવી અગ્રબીજા વનસ્પતિ (કોરંટાદિ વૃક્ષ), (૨) જેના મૂળમાં બીજ છે તે મૂળબીજા વનસ્પતિ (ઉત્પલ કંદાદિ), (૩) જેના પર્વ (કાતળીઓ)માં બીજ હોય છે તે પર્વબીજા વનસ્પતિ (શેરડી વગેરે), (૪) જેના સ્કંધમાં બીજ છે તે સ્કંધબીજા વનસ્પતિ (વડ, પીપળો વગેરે), (૫) જેના બીજમાં બીજ રહે તે બીજરૂહા વનસ્પતિ (ચોવીસ પ્રકારનાં અનાજ), (૬) સંમૂર્છિમ (પોતાની મેળે ઉગે તે) વનસ્પતિ (અંકુરાઓ વગેરે), (૭) તૃણ તરણાં તે ઘાસ વગેરે, (૮) લતા–ચંપા વગેરે વેલો. એવા એવા પ્રકારના બીજોવાળી વનસ્પતિમાં પૃથક્ પૃથક્ અનેક જીવો રહેલા છે અને તેને બીજું શસ્ત્ર લાગે નહિ ત્યાંસુધી તે સચેત કહેવાય છે.

### હવે ત્રસકાય જીવોના ભેદો કહે છે:—

વળી આ હાલતા ચાલતા ત્રસ (બે ઈંદ્રિયાદિ) જીવો પણ અનેક પ્રકારના કહ્યા છે. તે જીવોને ઉત્પન્ન થવાનાં મુખ્યતયા આઠ સ્થાનો છે તે કહે છે:—(૧) અંડજ (ઈંડાથી ઉત્પન્ન થાય) તે પક્ષી વગેરે, (૨) પોતજ (ચર્મથી વિંટાયેલા જન્મ પામે) તે હાથી વગેરે, (૩) જરાયુજ (ઓરથી વિંટાયેલા જન્મે) તે ગાય ભેંસ વગેરે, (૪) રસજ (બગડી ગયેલા રસમાં ઉત્પન્ન થાય) તે બે ઈંદ્રિય વગેરે, (૫) સ્વેદજ (પરસેવાથી ઉત્પન્ન થાય) તે જૂ, માકડ વગેરે, (૬) સંમૂર્છિમ (નરમાદાના સંયોગ વિના જન્મે) તે માખી, કીડી વગેરે, (૭) ઉદ્‌ભિજ્જ (ધરતી ફાડીને નીકળે) તે તીડ, પતંગ વગેરે, (૮) ઔપપાતિક (ગર્ભ વિના સ્થાનમાં ઉત્પન્ન થાય) તે દેવ તથા નારકીના જીવો.

### તેનાં લક્ષણો કહે છે:—

જે કોઇ પ્રાણીઓનું સન્મુખ આવવું, પાછું જવું, સંકોચાઈ જવું, વિસ્તૃત થવું, શબ્દોચ્ચાર કરવો, ભયભ્રાન્ત થવું, ત્રાસ પામવો, ભાગી જવું, આગમન થવું અને ગમન કરવું ઈત્યાદિ ક્રિયાઓ સ્પષ્ટ થતી દેખાય તે પરથી તે ત્રસ જીવો છે તેવી પ્રતીતિ જાણવી.

હવે તેના ભેદો કહે છે:—જે કીડા, કુંથવા વગેરે બે ઈંદ્રિય વાળા, કીડી વગેરે ત્રણ ઇન્દ્રિયવાળા, પતંગ, ભમરા વગેરે ચતુરિન્દ્રિય વાળા જીવો તથા પાંચ ઇન્દ્રિયવાળા તિર્યંચ યોનિના જીવો તેમજ સર્વ નારકી, સર્વ મનુષ્ય અને સર્વ દેવતાઓ એ બધા પંચેન્દ્રિયના જીવો કહેવાય છે.

ઉપર કહ્યા તે તથા બધા પરમાધાર્મિક (નરકયોનિમાં નારકીના જીવોને દુઃખ આપનાર) દેવો પણ પાંચ ઈંદ્રિયોવાળા હોય છે અને તે બધા જીવોનો આ છઠ્ઠો જીવનિકાય તે ત્રસકાયના નામે ઓળખાય છે.

એ સૌ જીવો સુખનાજ અભિલાષી છે. માટે એ છએ જીવ-નિકાયો પૈકી કોઈ પર સ્વયં (પોતે) દંડ આરંભવો નહિ (હિંસા કરવી નહિ), બીજા પાસે દંડ આરંભાવવો નહિ (ઘાત કરાવવી નહિ), તેમજ જે કોઈ બીજા માણસો દંડ આરંભતાં (હિંસા કરતાં) હોય તેને અનુમોદન સુદ્ધાં આપવું નહિ.

ઉપરની પ્રતિજ્ઞા ગુરુદેવે કહી ત્યારે શિષ્ય કહે છે કે હે ભગવન્! હું પણ જીવનપર્યંત મન, વચન અને કાયા એ ત્રણ યોગથી હિંસા નહિ કરું, નહિ કરાવું કે બીજા કરતા હોય તેને અનુમોદન પણ નહિ આપું.

અને હે ભદંત! પૂર્વ કાળમાં થયેલા પાપથી હું નિવૃત્ત થાઉં છું. મારા આત્માની સાક્ષીએ તે પાપને નિંદું છું. આપની સાક્ષીએ તે પાપની અવગણના કરું છું અને હવે તેવા પાપકારી કર્મથી મારા આત્માને સર્વથા અળગો કરું છું.

## હવે ઉપરના છ કાય જીવોની રક્ષા માટે પાંચ મહાવ્રતોની વિગત કહે છેઃ—

શિષ્યે કહ્યુંઃ—હે પૂજ્ય! પહેલા મહાવ્રતમાં શું કરવાનું હોય છે?

ગુરુદેવે કહ્યુંઃ—પહેલા મહાવ્રતમાં જીવની હિંસાથી (પ્રાણાતિ-પાતથી) વિરમવાનું હોય છે.

અહો ભગવન્! હું સર્વપ્રકારે પ્રાણાતિપાતનાં પ્રત્યાખ્યાન કરું છું.

ગુરુએ કહ્યુંઃ—તે પ્રાણીઓ ચાર પ્રકારનાં છેઃ—(૧) સૂક્ષ્મ (નાના શરીરવાળા જીવો) તથા (૨) બાદર (મોટા શરીરવાળા જીવો) તેમજ (૩) ત્રસ (હાલતા ચાલતા) તથા (૪) સ્થાવર (પૃથ્વીથી માંડીને વનસ્પતિ સુધીના) જીવો.

આ પ્રાણીઓનો સ્વયં અતિપાત (ઘાત) કરવો નહિ, અન્ય પાસે કરાવવો નહિ કે ઘાત કરવાવાળાને અનુમોદન આપવું નહિ.

આ સાંભળીને શિષ્યે કહ્યું:—હે ગુરુદેવ ! જીવનપર્યંત હું ત્રણ પ્રકાર અને ત્રણ યોગોથી અર્થાત્ મન, વચન કે કાયાથી હિંસા કરીશ નહિ, કરાવીશ નહિ, કે હિંસા કરનારને અનુમોદન આપીશ નહિ. અને પૂર્વકાળમાં જે હિંસાદ્વારા પાપ કર્યું છે તેથી હું નિવૃત્ત થાઉં છું, મારા આત્માની સાક્ષીએ તે પાપને નિંદું છું, આપની પાસે તેની અવગણના કરું છું અને હવેથી તેવા પાપકારી કર્મથી મારા આત્માને અળગો કરું છું. હે પૂજ્ય ! એ પ્રમાણે પહેલા મહાવ્રતને વિષે પ્રાણાતિપાત (જીવહિંસા)થી નિવૃત્ત થઇ હવે હું સાવધાન થયો છું. ॥ ૧ ॥

શિષ્યે કહ્યું:—હે ભગવન્ ! હવે બીજા મહાવ્રતમાં શું કરવાનું હોય છે ?

ગુરુએ કહ્યું:—બીજા મહાવ્રતમાં મૃષાવાદ ( અસત્ય ભાષણ)થી નિવર્તવાનું હોય છે.

શિષ્યે કહ્યું:—હે પૂજ્ય ! હું સર્વ પ્રકારે મૃષાવાદના પ્રત્યાખ્યાન (પ્રતિજ્ઞા) લઉં છું.

ગુરુએ કહ્યું:—ક્રોધથી, માનથી, માયાથી કે લોભથી અસત્ય સ્વયં ન બોલવું, બીજાઓ દ્વારા ન બોલાવવું કે અસત્ય બોલનારને અનુમોદન પણ ન આપવું.

શિષ્યે કહ્યું:—હે પૂજ્ય ! હું જીવનપર્યંત ત્રણ કરણ અને ત્રણ યોગે કરી અર્થાત્ મન, વચન અને કાયા દ્વારા અસત્ય વદવાનું કાર્ય નહિ કરું, બીજા પાસે નહિ કરાવું, કિંવા અસત્ય બોલનારાને અનુમોદન પણ નહિ આપું. તેમજ પૂર્વ કાળે જે કોઈ તત્ સંબંધી પાપ થયું હોય તેનાથી હું નિવૃત્ત થાઉં છું, આત્મસાક્ષીએ તે પાપને નિંદું છું, આપની પાસે તે પાપની અવગણના કરું છું અને હવેથી *તેવા પાપકારી કર્મથી મારા આત્માને સર્વથા અળગો કરું છું. ॥ ૨ ॥*

શિષ્યે કહ્યુઃ—હે ગુરુદેવ ! હવે ત્રીજા મહાવ્રતમા શુ કરવાનું છે ?

ગુરુએ કહ્યુ —ત્રીજા મહાવ્રતમા અદત્તાદાનથી વિરમવાનું છે

શિષ્યે કહ્યુઃ—હે પૂજ્ય ! હું સર્વ પ્રકારે અદત્તાદાન ( અણુ-હકનું લેવુ કિંવા નહિ દીધેલું લેવુ) તેનો ત્યાગ કરુ છુ

ગુરુએ કહ્યુ —ગામમાં, નગરમા કે અરણ્યમાં કોઈપણ સ્થળે અલ્પ હો કે બહુ હો અથવા નાની ચીજ હો કે મોટી વસ્તુ હો, સચિત્ત (પશુ, મનુષ્ય ઇત્યાદિ સજીવ વસ્તુ) હો કે અચિત્ત વસ્તુ હો, તેમાંનું કાઇપણ અણદીધેલું સ્વય ન ગ્રહણ કરવુ, ન કરાવવુ કે ગ્રહણ કરનારાને અનુમોદન પણ ન આપવુ.

શિષ્યે કહ્યું —હે પૂજ્ય ! હું જીવનપર્યંત ત્રણ કરણ અને ત્રણ યોગે કરી અર્થાત્ મન, વચન અને કાયા દ્વારા ચોરી નહિ કરુ, નહિ કરાવુ કે ચોરી કરતો હોય તેને ઠીક કરે છે એમ નહિ માનું. અને પૂર્વકાળે તે સ મધી જે કઇ પાપ થયુ હોય તેથી હું નિવૃત્ત થાઉ છુ આત્મસાક્ષીએ તે પાપને નિંદુ છુ આપની સમક્ષ તેની અવગણના કરુ છુ અને હવેથી તેવા પાપકારી કર્મથી મારા આત્માને અળગો કરુ છુ ॥ ૩ ॥

શિષ્યે કહ્યુ —હે ભગવન્ ! હવે ચોથા મહાવ્રતમા શુ કરવાનું હોય છે ? તે કૃપા કરીને કહો

ગુરુએ કહ્યુ —ચોથા મહાવ્રતમાં મૈથુન (વ્યભિચાર) થી નિવર્તવાનું હોય છે

શિષ્યે કહ્યુ —હે ગુરુદેવ ! હું મૈથુનનો સર્વથા ત્યાગ કરુ છું

ગુરુએ કહ્યુ —દેવ સબધી મનુષ્ય સબધી કે તિર્યંચ સંબધી એમ ત્રણે જાતિ પૈકી કોઇ સાથે સ્વય મૈથુન સેવવુ નહિ, બીજા પાસે મૈથુનસેવન કરાવવુ નહિ કે તેવા મૈથુન સેવનારાને અનુમોદન આપવુ નહિ

શિષ્યે કહ્યું:—હે પૂજ્ય ! હું જીવનપર્યંત ત્રણ કરણ અને ત્રણ યોગે કરી અર્થાત્ મન, વચન અને કાયા દ્વારા મૈથુન નહિ સેવું, બીજા પાસે મૈથુનસેવન નહિ કરાવું કે મૈથુન સેવનારાને અનુમોદન પણ નહિ આપું. તેમજ પૂર્વકાળે તત્ સંબંધી જે કંઈ પાપ થયું હોય તેનાથી હું નિવૃત્ત થાઉં છું, આપની પાસે તે પાપની અવગણના કરું છું અને હવેથી તેવા પાપકારી કર્મથી મારા આત્માને અળગો કરું છું. ॥૪॥

**નોંધઃ**—સાધ્વીજાતિને તથા સાધુજાતિને બન્નેને ઉપરનાં પ્રત્યાખ્યાન પોતાની જાતિ પ્રમાણે લેવાનાં અને પાળવાના હોય છે.

શિષ્યે કહ્યું:—હે ભગવન્! હવે પાંચમા મહાવ્રતમાં શું કરવાનું છે?

ગુરુએ કહ્યું:—પાંચમા મહાવ્રતમાં પરિગ્રહ (પદાર્થપરની આસક્તિ)થી વિરમવાનું છે.

શિષ્યે કહ્યું:—હે પૂજ્ય ! હું સર્વથા પરિગ્રહને પરિહરું (ત્યાગું) છું.

ગુરુએ કહ્યું:—તે થોડું હો કે બહુ હો (થોડા મૂલ્યવાળું તથા ભારથી પણ હલકું તેવું કોડી વગેરે તથા વજનમાં ભારી અને મૂલ્યમાં હલકું તેવું કાષ્ઠાદિ દ્રવ્ય), નાનું હો કે મોટું હો (ભાર થોડો અને મૂલ્ય ઘણું તે હીરા, રત્ન વગેરે તથા ભાર વધુ અને મૂલ્ય પણ ઘણું તે હાથી વગેરે) સચિત્ત (શિષ્ય વગેરે) હો કે અચિત્ત (બીજું દ્રવ્ય) હો તેમાંની કોઇ પણ વસ્તુનો પરિગ્રહ કરવો નહિ, બીજા પાસે પરિગ્રહ કરાવવો નહિ અને પરિગ્રહ કરનારાને અનુમોદન પણ આપવું નહિ.

**નોંધઃ**—પરિગ્રહમાં સચેત ગણાવવાનું કારણ એ છે કે પરિગ્રહના ત્યાગી મુનિઓ શિષ્યાદિને તેના વાલીની રજા વગર સાથે રાખી શકે નહિ અને તેવી પ્રવૃત્તિ કરે તો તેથી પરિગ્રહ નામનું પાંચમું મહાવ્રત ખંડિત થાય છે.

શિષ્યે કહ્યું:—હે પૂજ્ય! જીવનપર્યંત ત્રણ કરણ અને ત્રણ યોગે કરી અર્થાત્ મન, વચન અને કાયાદ્વારા હું પરિગ્રહ કરીશ નહિ. બીજા દ્વારા પરિગ્રહ કરાવીશ નહિ કે પરિગ્રહ કરનારને અનુમોદન પણ આપીશ નહિ. પૂર્વકાળે તત્ સંબંધી જે કંઇ પાપ થઈ ગયું હોય તેનાથી હું નિવૃત્ત થાઉં છું, તે પાપને આત્મસાક્ષીએ નિન્દુ છું, આપની સમક્ષ તે પાપની અવગણના કરું છું અને હવેથી તેવા પાપકારી કર્મથી મારા આત્માને સર્વથા અળગો કરું છું. ॥ ૫ ॥

નોંધઃ—જ્યારે જ્યારે સાધુને બીજી પરિપક્વ દીક્ષા અપાય છે ત્યારે ઉપરનાં પાંચ મહાવ્રતોની જીવનપર્યંતની પ્રતિજ્ઞા આપવામાં આવે છે. અને તે પાકી પ્રવ્રજ્યાને છેદોપસ્થાપનીય ચારિત્ર કહેવાય છે. આ પાંચ મહાવ્રતના વિશેષ ભાંગાએ મળીને તેના ૨૫૨ ભેદો થાય છે.

શિષ્યે કહ્યું:—હે ભગવન્! હવે છઠ્ઠા વ્રતમાં શું કરવાનું છે?

ગુરુએ કહ્યું:—છઠ્ઠા વ્રતમાં રાત્રિભોજનથી નિવર્તવાનું છે.

શિષ્યે કહ્યું:—હે ગુરુદેવ! હું રાત્રિભોજનનો જીવનપર્યંત સર્વથા ત્યાગ કરું છું.

ગુરુએ કહ્યું:—અન્ન, પાણી, ખાદિમ (મેવા વગેરે ખોરાક) તથા સ્વાદિમ (મુખવાસાદિ) એમ ચારે પ્રકારના આહારને રાત્રે સ્વયં ન ભોગવવો, બીજા પાસે રાત્રિએ ભોજન કરાવવું નહિ કે રાત્રિભોજન કરનારને અનુમોદન આપવું નહિ.

શિષ્યે કહ્યું:—હે પૂજ્ય! હું જીવનપર્યંત ત્રણ કરણ અને ત્રણ યોગે કરી અર્થાત્ મન, વચન અને કાયા દ્વારા રાત્રિભોજન કરીશ નહિ, કરાવીશ નહિ કે રાત્રિભોજન કરનારને અનુમોદન પણ આપીશ નહિ. પૂર્વે જે રાત્રિભોજન સંબંધી પાપ કર્યું હોય તેનાથી હું નિવૃત્ત થાઉં છું, આત્મસાક્ષીએ તે પાપને નિંદું છું, આપની પાસે તે પાપને અવગણું છું અને હવેથી તે પાપકારી કર્મથી મારા આત્માને સર્વથા અલગ કરું છું. ॥ ૬ ॥

નોંધઃ—ઉપરનાં વ્રતોનો સંબંધ શરીર કરતાં વિશેષ તો આત્મવૃત્તિની સાથે જ છે જીવનની સાથે દુષ્ટ વૃત્તિઓ અનાદિ કાળના અધ્યાસને લઈને એવી તો દૃઢ થઈ ગઈ હોય છે કે આવી પ્રતિજ્ઞાઓનું સર્વથા પાલન કરવા સારુ સાધકને અખૂટ ધીરજ અને જાગૃતિની આવશ્યકતા રહે છે. અને તેથી જ તે પાંચ વ્રતોને તો મહાવ્રતો તરીકે ઓળખાવ્યાં છે. અને છઠ્ઠું વ્રત નિયમરૂપે યાવજ્જીવન અને ગમે તેવા કષ્ટમાં પણ પાળવાનું હોય છે. છતાં ઉપરનાં વ્રતો જેટલું કઠિન ન હોવાથી તેને વ્રત તરીકેજ ગણાવ્યું છે.

જ્યારે ઉપરના વ્રતોનો સંબંધ પણ માત્ર દેહ પૂરતો જ રહેવા પામે છે ત્યારે તે દંભપૂર્વક પળાય છે અને યથાર્થ ફળ નથી આપી શકતાં. તે વાત ભિક્ષુકે પ્રત્યેક પળે વિચારતા રહેવું ઘટે.

"એ પ્રમાણે એ પાંચ મહાવ્રતો તથા છઠ્ઠું રાત્રિભોજનથી નિવર્તવારૂપ વ્રત મળી એ છ વ્રતોને મારા આત્મહિત અર્થે અંગીકાર કરીને વિહરું છું." આમ શિષ્યે ગુરુ પાસેથી યાવજ્જીવન વ્રતો અંગીકાર કર્યાં.

**આ ચારિત્રધર્મના અધિકાર પછી હવે છકાયના જીવોની શી રીતે રક્ષા કરવી? (જીવનપર્યંત શી રીતે પૂર્ણ દયાધર્મનું પાલન કરવું?) તે વિધિ બતાવે છે.**

ગુરુએ કહ્યુંઃ—સંયમી, પાપથી વિરત અને નવાં પાપકર્મ બાંધવાનાં પ્રત્યાખ્યાન લેનાર ભિક્ષુ હો કે સાધ્વી હો, તેણે દિવસને વિષે કિંવા રાત્રિએ, એકાકી કિંવા સાધુ પરિષદ (સભા)માં, સૂતાં કે જાગતાં કદી પણ પૃથ્વી, ભીંત, શિલા, ઢેફું, સચેત રજવાળું શરીર કે સચેત રજવાળું વસ્ત્ર હોય તેને હાથથી, પગથી, કાષ્ઠથી, કાષ્ઠના ખંડથી, આંગળીથી, લોખંડની સળીથી કે લોખંડની સળીના સમૂહથી ખોતરવું; ખોદવું, હલાવવું (પરસ્પર અફળાવવું) કે છેદન ભેદન કરવું નહિ, તેમજ બીજા પાસે કોતરાવવું, ખોદાવવું, હલાવવું કે છેદન

ભેદન કરાવવું નહિ. કિંવા બીજા કોતરતા હોય, ખોદતા હોય, સંઘટ્ટન કરતા હોય કે ભેદન કરતા હોય તેને અનુમોદન પણ આપવું નહિ.

શિષ્યે કહ્યું:—હે ભગવન્! હું જીવનપર્યંત મનથી, વચનથી કે કાયાથી તેવું કરીશ નહિ, કરાવીશ નહિ તેમજ અનુમોદન પણ આપીશ નહિ. તથા પૂર્વકાળે તત્સંબંધી જે પાપ થયું હોય તેનાથી હવે પાછો ફરું છું, તે પાપને આત્મસાક્ષીએ નિંદુ છું, આપની સાક્ષીએ તે પાપને અવગણું છું તથા હવેથી તેવા પાપકારી કર્મથી આત્માને અળગો કરું છું. ॥ ૭ ॥

ગુરુએ કહ્યું:—સંયમી, પાપથી વિરત અને નવાં પાપકર્મ બાંધવાનાં પ્રત્યાખ્યાન લેનાર ભિક્ષુ હો કે સાધ્વી હો તેણે દિવસે કે રાત્રે એકાકી કે પરિષદમાં, સૂતાં કે જાગતાં કદી પણ કુવા–તળાવનું પાણી, ઓસનું (ઝાકળ) પાણી, બરફ, ધુમસ, કરા કે લીલા છોડવા પર પડેલાં બિન્દુઓ, વર્ષાનું પાણી, સચેત પાણીથી ભિંજેલી કાયા, પાણીથી ભિંજાયેલું વસ્ત્ર, પાણીનાં બિંદુથી સ્નિગ્ધ થયેલી કાયા, કિંવા તેવું સ્નિગ્ધ વસ્ત્ર હોય તેને મસળવું નહિ, તેનો સ્પર્શ કરવો નહિ, તેને કચરવું નહિ, દબાવવું નહિ, ઝાટકવું નહિ, પછાડવું નહિ, સુકાવવું નહિ કે તપાવવું નહિ તેમજ અન્ય પાસે મસળાવવું નહિ, સ્પર્શ કરાવવો નહિ, કચરાવવું નહિ, દબાવવું નહિ, ઝટકાવવું નહિ, પછડાવવું નહિ, સુકાવરાવવું કે તપાવરાવવું પણ નહિ. વળી બીજો કોઇ મસળતો હોય, સ્પર્શ કરતો હોય, કચરતો હોય, દબાવતો હોય, ઝાટકતો હોય, પછાડતો હોય, સુકાવતો હોય કે તપાવતો હોય તે ઠીક કરે છે તેવું માનવું નહિ.

શિષ્યે કહ્યું:—હે પૂજ્ય! હું જીવનપર્યંત મનથી, વચનથી અને કાયાથી તેવું કરીશ નહિ, કરાવીશ નહિ કે અનુમોદન પણ આપીશ નહિ તથા પૂર્વકાળે તત્ સંબંધી જે પાપ થયું હોય તેનાથી પાછો ફરું છું. તે પાપને આત્મસાક્ષીએ નિંદું છું, આપની સાક્ષીએ તે

પાપની અવગણના કરું છું તથા હવેથી તેવા પાપકારી કાર્યથી મારા આત્માને અળગો કરું છું. ॥ ૮ ॥

ગુરુએ કહ્યું:—સંયમી, પાપથી વિરત અને નવાં પાપકર્મ બાંધવાના પ્રત્યાખ્યાન લેનાર પછી તે ભિક્ષુ હો કે સાધ્વી હો તેણે દિવસે કે રાત્રે એકાકી કે પરિષદમાં સૂતાં કે જાગતાં કદી પણ કાષ્ઠનો અગ્નિ, કોલસાના અંગારાનો અગ્નિ, બકરીની લીંડી વગેરેનો અગ્નિ, દીપ વગેરે શિખાનો અગ્નિ, ઉંબાડાનો અગ્નિ, લોઢાનો અગ્નિ, ઉલ્કાપાત વિજળી વગેરેનો અગ્નિ હોય; તે અગ્નિને વાયુથી વધારવો કે ઠારવો નહિ, તેનું પરસ્પર સંઘટ્ટન કરવું (હલાવવો) નહિ, ધૂળ વગેરે નાખી તેને ભેદવો નહિ, કાષ્ઠ નાખી તેને સળગાવવો કે વધારવો નહિ કિંવા ઓલવવો નહિ. બીજા પાસે વાયુથી વૃદ્ધિ કરાવવી નહિ, સંઘટ્ટન કરાવવું નહિ, ધૂળ વગેરે નાખી ભેદાવવો નહિ, કાષ્ઠ નખાવી સળગાવવાની કે વધારવાની ક્રિયા કરાવવી નહિ અને ઓલવાવવો નહિ. તેમજ બીજો કોઈ વાયુથી અગ્નિની વૃદ્ધિ કરતો હોય, પરસ્પર સંઘટ્ટન કરતો હોય, ભેદન કરતો હોય, સળગાવતો કે પેટાવતો હોય કિંવા ઓલવતો હોય તો તે ઠીક કરે છે એમ પણ માનવું નહિ.

શિષ્યે કહ્યું:—હે પૂજ્ય ! હું જીવનપર્યંત મનથી, વચનથી કે કાયાથી તેવું કરીશ નહિ, કરાવીશ નહિ તેમજ અનુમોદન પણ આપીશ નહિ. પૂર્વકાળે પણ તત્ સમ્બંધી જે કાંઈ પાપ થયું હોય તેનાથી હું નિવૃત્ત થાઉં છું, તે પાપને આત્મસાક્ષીએ નિંદું છું, આપની સાક્ષીએ તે પાપને અવગણું છું તથા હવેથી તેવા પાપકારી કાર્યથી મારા આત્માને અળગો કરું છું. ॥ ૯ ॥

ગુરુએ કહ્યું:—સંયમી, પાપથી વિરત અને નવાં પાપકર્મ બાંધવાનાં પ્રત્યાખ્યાન લેનાર ભિક્ષુ હો કે સાધ્વી હો તેણે દિવસે કે રાત્રે, એકાકી કે પરિષદમાં રહી સૂતાં કે જાગતાં કદી પણ ધોળા ચામરથી, પંખાથી, તાડના પાંદડાંના પંખાથી, પાંદડાંથી કે પાંદડાના

કટકાથી, વૃક્ષની શાખાથી કે શાખાના કટકાથી, મોરપીંછથી કે મોરપીંછના હાથાથી, વસ્ત્રથી કે વસ્ત્રના છેડાથી, હાથથી કે મુખથી પોતાની કાયાને (ગરમીથી બચાવવા સારુ) કે બહારના (ઉષ્ણ) પુદ્ગળ (પદાર્થ)ને (ઠારવા માટે) ફૂંક મારવી નહિ કે વીંજણાથી વાયુ નાખવો નહિ, બીજા પાસે ફૂંક મરાવવી નહિ કે વીંજણાથી વાયુ નાખતો હોય તો તે ઠીક કરે છે એમ માનવું નહિ.

શિષ્યે કહ્યું:—હે પૂજ્ય! હું જીવનપર્યંત મનથી, વચનથી કે કાયાથી તેવું કરીશ નહિ, કરાવીશ નહિ તેમજ અનુમોદન પણ આપીશ નહિ. પૂર્વકાળે પણ તત્ સંબંધી જે કંઈ પાપ થયું હોય તેનાથી હું નિવૃત્ત થાઉં છું, તે પાપને આત્મસાક્ષીએ હું નિંદું છું, આપની પાસે તે પાપની અવગણના કરું છું અને હવેથી તેવા પાપકારી કર્મથી મારા આત્માને અળગો કરું છું. ॥ ૧૦ ॥

ગુરુએ કહ્યું:—સંયમી, પાપથી વિરત, અને તેવાં પાપકર્મ બાંધવાના પ્રત્યાખ્યાન લેનાર ભિક્ષુ હો કે સાધ્વી હો તેણે દિવસે કે રાત્રે, એકાકી કે પરિષદમાં, સૂતાં કે જાગતાં કદી પણ બીજ પર કિંવા બીજો પર રહેલી વસ્તુઓ પર અંકુરા ઉપર કે અંકુરા પર રહેલી વસ્તુઓ ઉપર, ઉગેલા ગુચ્છો પર કે ઉગેલા ગુચ્છ પર રહેલી વસ્તુઓ ઉપર, છેદેલી સજીવ વનસ્પતિ પર અથવા તેના પર રહેલી વસ્તુઓ પર અથવા જીવડાની ઉત્પત્તિ થાય તેવા કાષ્ઠ ઉપર ન જવું, ન ઉભા રહેવું, ન બેસવું કે ન પાસાં ફેરવવાં (સૂવું). તેમજ બીજા કોઈને તેના પર ચલાવવા નહિ, ઉભા રાખવા નહિ, બેસાડવા નહિ કે સુવાડવા નહિ. વળી જે કોઈ તેના પર ચાલતો હોય, ઉભો રહેતો હોય, બેસતો હોય કે સૂતો હોય તો તે ઠીક કરે છે તેમ પણ માનવું નહિ.

શિષ્યે કહ્યું:—હે પૂજ્ય! હું જીવનપર્યંત મનથી, વચનથી કે કાયાથી તેવું કરીશ નહિ, કરાવીશ નહિ તેમજ અનુમોદન પણ આપીશ નહિ. પૂર્વકાળે પણ તત્ સંબંધી જે કંઈ પાપ થયું હોય

તેનાથી હું નિવૃત્ત થાઉં છું તે પાપને આત્મસાક્ષીએ હું નિંદું છું, આપની સાક્ષીએ તે પાપને અવગણું છુ અને હવેથી તેવી પાપકારી પ્રવૃત્તિથી મારા આત્માને અળગો કરુ છુ. ॥ ૧૧ ॥

નોંધઃ—અહીં કોઇને એમ પણ લાગે કે પૃથ્વી, પાણી, વાયુ અને વનસ્પતિ એવા સૂક્ષ્મ જીવોને બચાવવા માટે આટલો બધો ભાર શા માટે આપ્યો હશે? આવી અહિંસા શું જીવનમા શક્ય છે? એવી રીતે જીવી જ કેમ શકાય?

આનો ઉત્તર એ છે કે ત્યાગી જીવન એટલે જાગરૂક જીવન. તેથી જ એવા જાગરૂક સાધકો જ સંપૂર્ણ ત્યાગના અધિકારી છે એમ જૈનદર્શન માને છે જે સાધક પ્રત્યેક પળે આટલો જાગૃત હોય તેને આ વસ્તુ લેશ માત્ર અસાધ્ય નથી તેમ અશક્ય પણ નથી. અને ત્યાગીને તો તે સાધ્ય છે તેથી જ આવા કઠિન નિયમો તેના માટે છે. ગૃહસ્થજીવનમા અસાધ્ય છે તેથી તેના સારુ અહિંસાની વ્યાખ્યા પણ મર્યાદિત અને તેને સુસાધ્ય થાય તેવા વ્રત નિયમોનું વિધાન જૈનશાસ્ત્રોમાં સ્પષ્ટ છે.

જેટલી લાગણી અને જેટલું દુઃખનું વેદન મહાપ્રાણીને થાય છે તેટલું જ વેદન સૂક્ષ્માતિસૂક્ષ્મ પ્રાણીને થાય છે તેથી સર્વથા અહિંસાની પ્રતિજ્ઞાવાળા ભિક્ષુકો સંપૂર્ણ અહિંસા પાળે છે અને તેથી જ તે દરેક જીવોના પ્રતિપાલક ગણાય છે. તેવા ભિક્ષુજીવનની ઉપરની પ્રતિજ્ઞા છે

ગુરુએ કહ્યુંઃ—સંયમી, પાપથી વિરત અને નવાં પાપકર્મ બાંધવાનાં પ્રત્યાખ્યાન લેનાર સાધુ હો કે સાધ્વી હો તેણે દિવસે કે રાત્રે એકાકી કે પરિષદમાં, સૂતાં કે જાગતાં, હાથ પર, પગ પર, બાંહ્ય પર, સાથળ પર, ઉદર પર, મસ્તક પર, વસ્ત્ર પર, ભિક્ષાપાત્ર પર, કમલ પર, પાદપુંછના પર, રજોહરણ પર, ગુચ્છા પર, માત્રાના ભાજન પર, દંડ પર, બાજોઠ પર, પાટિયાં પર, શય્યાપર કે સથારા (બેસવાના આસન) પર કે તેવાં કોઈ પણ અન્ય ઉપકરણો (સંયમનાં સાધનો) પર રહેલા કીડાને, પતંગિયાને, કુંથવાને કે કીડીને જુએ તો તેને ઉપયોગપૂર્વક જુએ, જોઇને પરિમાર્જન કરે અને પછી તે

જીવોને (દુઃખ ન થાય તેવા) એકાંતમાં લઈ જાય, પણ તેને પીડા ઉપજાવે નહિ. ॥ ૧૨ ॥

**નોંધઃ**—પ્રતિજ્ઞા એ એક સાધક જીવનને માટે અતિ આવશ્યક અને આદરણીય વસ્તુ છે. સાધક જીવનમાં ક્ષણે ક્ષણે જ્યાં જ્યાં દૃઢ સંકલ્પ બળની અપેક્ષા છે ત્યાં પ્રતિજ્ઞા તે બળને પુરુ પાડવામાં સહચરી જેવું કાર્ય કરે છે.

પ્રતિજ્ઞા એ નિશ્ચળ જીવનનો પ્રાણ અને વિકાસની જનની છે. મનના દુષ્ટ વેગને રોકવામાં તે એક અર્ગલા (આગળિયા) જેટલું જ કાર્ય કરે છે. તેથી જ પ્રતિજ્ઞાની દોરી પર નટની જેમ લક્ષ્ય રાખી શ્રમણ સાધક પોતાનો પંથ કાપે છે અને પ્રતિજ્ઞાના પાલન સારુ આશા, તૃષ્ણા, કામ, મોહ અને એવાં વિશ્વમાં વાગી રહેલાં વાજાંને નહિ ગણકારતાં જીવનના અંત સુધી અડગ અને એકતાર રહે છે.

## પદ્યવિભાગ



**સાધકની જિજ્ઞાસાથી માંડીને સાધકની સાધ્યસિદ્ધિના આખાએ વિકાસક્રમની પ્રત્યેક ભૂમિકાઓનો આ પ્રમાણે ઉલ્લેખ છેઃ—**

[૧] અયત્નાથી (ઉપયોગ રહિત) ચાલનાર પ્રાણિભૂત (નાના પ્રકારના જીવો)ની હિંસા કરે છે અને તેથી તે જે પાપકર્મનો બંધ કરે છે તે કર્મનું કડવું પરિણામ તેને પોતાનેજ ભોગવવું પડે છે.

**નોંધઃ**—ઉપયોગનો અર્થ ખૂબ વ્યાપક છે છતાં અહીં જો તેનો અર્થ જાગૃતિ લેવાય તો તે વધુ ઠીક છે. જાગૃતિ કે સાવધાનતા વગર માણસ ચાલતો હોય તો રસ્તે ચાલતા નાના પ્રકારના જીવોની હિંસા થાય, કોઇ ખાડા વગેરેમાં પડી જવાય કિંવા તેવી અનેક પોતાને અને બીજાને આપત્તિનો સંભવ રહે. તેજ પ્રકારે દરેક ક્રિયામાં સમજી લેવું.

[૨] અયત્નાથી ઉભો રહેનાર ઉભા રહેતાં પ્રાણિભૂતની હિંસા કરે છે અને તેનાથી તે જે પાપકર્મ બાંધે છે તેનું તેને કડવું ફળ ભોગવવું પડે છે.

[૩] અયત્નાથી બેસનાર બેસતાં બેસતાં પ્રાણિભૂતની હિંસા કરે છે અને તે દ્વારા તે જે પાપકર્મ બાંધે છે તેનું કડવું પરિણામ તેને ભોગવવું પડે છે.

[૪] અયત્નાથી શયન કરનાર સૂતાં સૂતાં પણ પ્રાણિભૂતની હિંસા કરે છે અને તેનાથી તે જે પાપકર્મ બાંધે છે તેનું કડવું ફળ તેને ભોગવવું પડે છે.

[૫] અયત્નાથી ( અપ્રકાશિત પાત્રમાં ) ભોજન કરતાં કિંવા રસની આસક્તિથી ભોજન કરતાં ( તે ભોજન કરનાર ) પ્રાણિભૂતની હિંસા કરે છે અને તે જે પાપકર્મ બાંધે છે તેનું તેને કડવું ફળ ભોગવવું પડે છે.

[૬] અયત્નાથી ( વિચાર્યા વગર ) બોલનાર પ્રાણિભૂતની હિંસા કરે છે અને તેનાથી તે જે પાપકર્મ બાંધે છે તેનું તેને કડવું ફળ ભોગવવું પડે છે,

નોંધઃ—કેટલીક ક્રિયાઓમાં સીધી રીતે પ્રાણહિંસા પ્રત્યક્ષરૂપે થતી દેખાતી નથી. જેમકે બોલવામાં. પરંતુ તેમ છતાં અસત્ય કે તેવા પ્રયોગથી સામી વ્યક્તિ કે સમૂહની લાગણી દુભાય તે પણ હિંસા જ છે. અને તેથી તેવી ક્રિયાથી થતું પાપ પરિણામે ખૂબજ પરિતાપ ઉપજાવે છે.

[૭] શિષ્ય પૂછે છે; હે પૂજ્ય ! કેમ ચાલવું ? કેમ ઉભા રહેવું ? કેમ બેસવું ? કેમ સૂવું ? કેમ ખાવું ? અને કેમ બોલવું ? કે જેથી પાપકર્મ ન બંધાય ?

[૮] ગુરુદેવ કહે છેઃ–ઉપયોગપૂર્વક ચાલવું, ઉપયોગપૂર્વક ઉભા રહેવું, ઉપયોગપૂર્વક બેસવું, ઉપયોગપૂર્વક સૂવું, ઉપયોગપૂર્વક ભોજન

કરવું અને ઉપયોગપૂર્વક બોલવું. તેમ કરવાથી પાપકર્મ બંધાય નહિ.

નોંધઃ—ઉપયોગ એજ ધર્મ છે. તેથી ઉપયુક્ત એટલે કે જાગૃત સાધક ઇરાદાપૂર્વક પાપકર્મ કરતો નથી. અને બેસતાં, ઉઠતાં, ચાલતાં, ખાતાં, પીતાં તેવી ક્રિયામાં જે કંઇ પાપકર્મ સહજ ભાવે થઈ જાય તેનું તપશ્ચર્યા અને પશ્ચાત્તાપ દ્વારા શીઘ્ર નિવારણ કરી નાખે છે.

[૯] જે સર્વ પ્રાણીઓને પોતાના આત્મા સમાન જાણનાર તથા પ્રાણી માત્ર પર સમદષ્ટિથી જોનાર અને પાપના આસ્રવો (પાપનાં આગમનો) ને રોકનાર હોય છે તેવા દમિતેન્દ્રિય સંયમીને પાપકર્મનો બંધ થતો નથી.

નોંધઃ—સમભાવ, આત્મભાવ, પાપત્યાગ તથા ઇંદ્રિયદમન આ ચારે વસ્તુઓ પાપકર્મની રોધક છે. તેથી નવાં પાપોનું આવવું થતું નથી અને પૂર્વકૃત પાપો ક્રમશઃ નષ્ટ થતાં જાય છે.

[૧૦] પ્રથમ જ્ઞાન (સમજણ-સારાસારનો વિવેક) અને પછી જ દયાનું સ્થાન છે. આ પ્રમાણે જ્ઞાનપૂર્વક દયા પાળવાથી સાધુ સર્વથા સંયમી રહી શકે છે તેવું જાણીને-સંયમી પુરુષો વર્તે છે કારણ કે અજ્ઞાની જન પોતાને માટે શું કલ્યાણકારી છે કે શું પાપકારી છે તેને જાણી શકતો નથી.

નોંધઃ—ઉપરની બધી ગાથાઓમાં કેવળ પ્રાણીદયાનું વિધાન આપ્યું છે. તેથી રખે કોઈ દયાનો શુષ્ક અર્થ કરે! તે માટે અહીં પ્રથમ જ્ઞાન એટલે વિવેકને સ્થાન આપ્યું છે. જો અહિંસામાં વિવેક ન હોય તો ઉપરથી દેખાતી અહિંસા પણ હિંસા રૂપે પરિણમે છે. માટે દરેક ક્રિયામાં વિવેકનું સ્થાન પહેલું રાખ્યું છે.

હવે ઉત્ક્રાન્તિનો ક્રમ બતાવે છે:—

[૧૧] ધર્મનું યથાર્થ શ્રવણ કરીને જ્ઞાની સાધક કલ્યાણકારી શું છે? તેમજ પાપકારી શું છે? તે બન્નેને જાણી શકે છે અને તે પૈકી જે હિતાવહ છે તેને જ તે આચરે છે.

[૧૨] જે જીવને (ચેતનતત્ત્વને) પણ જાણી શકતો નથી તેમ જ અજીવ (જડતત્ત્વને) પણ જાણી શકતો નથી તે જીવાજીવને નહિ જાણવાથી સંયમને કેમ જાણી શકશે?

**નોંધઃ**—સૌથી પ્રથમ આત્મતત્વને જાણવું ઘટે. તેને જાણવાથી અજીવનું જ્ઞાન થઇ શકે છે અને તે બે તત્ત્વોને યથાર્થ જાણ્યા પછી આખા જગતના સ્વરૂપનો ખ્યાલ આવે છે. અને તેવી સમજ આવ્યા પછી સાચા સંયમને સમજી તેની આરાધના થઇ શકે છે.

[૧૩] જે જીવોને તથા અજીવોને પણ જાણે છે તે જીવાજીવોને જાણીને સંયમને પણ યથાર્થ જાણી શકશે.

**હવે જીવાદિના જ્ઞાનથી માંડીને મુક્તિ સુધીનો ક્રમ કહે છેઃ—**

[૧૪] જ્યારે જીવ તથા અજીવ એમ બન્ને તત્ત્વોને જાણે છે ત્યારે તે સર્વ જીવોની બહુ પ્રકારની (નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ સંબંધી) ગતિને પણ જાણી શકે છે.

[૧૫] જ્યારે બધા જીવોની સર્વ પ્રકારની ગતિ જાણે છે ત્યારે તે સાધક પુણ્ય, પાપ, બંધ અને મોક્ષ એમ ચારે વસ્તુઓને જાણી શકે છે.

**નોંધઃ**—*પાપ અને બંધથી શી ગતિ થાય છે? અને પુણ્યથી કેવું* બાહ્યસુખ અને કર્મમુક્તિથી કેવો આનંદ મળે છે તે તેવો સાધક બરાબર સમજી શકે છે.

[૧૬] જ્યારે પુણ્ય, પાપ, બંધ અને મોક્ષના સ્વરૂપને જાણે છે ત્યારે તે દુઃખના મૂળરૂપ દેવ અને મનુષ્ય ઇત્યાદિ સંબંધીના કામભોગોથી નિર્વેદ પામે છે. (વૈરાગ્ય પામી કામભોગોથી નિવૃત્ત થાય છે.)

[૧૭] જ્યારે દેવતા અને મનુષ્ય સંબંધી ભોગો પરથી નિર્વેદ પામે છે ત્યારે તે આભ્યંતર અને બાહ્ય સંયોગની આસક્તિને તજી શકે છે.

નોંધઃ—આભ્યંતર સંયોગ એટલે કષાયાદિનો સંયોગ અને બાહ્યસંયોગ એટલે કુટુંબાદિનો સંયોગ.

[૧૮] જ્યારે આભ્યંતર અને બાહ્ય સંયોગોને તજે છે ત્યારે જ તે દ્રવ્ય અને ભાવથી મુંડિત બનીને ગાઢ સાધુત્વ અંગીકાર કરે છે.

[૧૯] જ્યારે મુંડિત થઈને તે અણગારપણું સ્વીકારે છે ત્યારે જ તે સંવર (પાપનું રુંધન) રૂપ ઉત્તમ ધર્મનો સ્પર્શ કરે છે.

નોંધઃ—ઉત્તમ ધર્મ એટલે આધ્યાત્મિક ધર્મ. આટલાં સોપાન આગળ વધ્યા પછીજ તે આધ્યાત્મિક ધર્મને આરાધી શકે છે.

[૨૦] જ્યારે સંવરરૂપ ઉત્કૃષ્ટ ધર્મને સ્પર્શ કરે છે ત્યારે અબોધિ (અજ્ઞાન) રૂપ કલુષતાથી સંચિત કરેલા પાપકર્મરૂપી મેલને દૂર કરી શકે છે.

[૨૧] જ્યારે અજ્ઞાનદ્વારા અનાદિ કાળથી એકઠો કરેલો કર્મરૂપી મેલ દૂર કરે છે ત્યારે જ સર્વલોકવ્યાપી ( કેવળ ) જ્ઞાન અને કેવળ દર્શનને સાધક પામી શકે છે.

નોંધઃ—જે દ્વારા ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળના સર્વ ભાવોનું એકી સાથે સંપૂર્ણ જ્ઞાન થાય તે સંપૂર્ણ જ્ઞાનને જૈનદર્શન કેવળજ્ઞાન કહે છે.

[૨૨] જ્યારે તે સર્વલોકવ્યાપી (કેવળ) જ્ઞાન અને કેવળદર્શનને પામે છે ત્યારે તે જિન (રાગ અને દ્વેષરહિત) કેવળી થઈને લોક અને અલોકના સ્વરૂપને જાણી શકે છે.

[૨૩] જ્યારે તે કેવળી જિન લોક અને અલોકના સ્વરૂપને જાણે છે ત્યારે તે મન, વચન અને કાયાના સર્વ વ્યાપારોને રૂંધીને શૈલેશી ( જ્યાં મેરુ જેવી આત્માની અડોલ સ્થિતિ થાય છે તે ) અવસ્થાને પામે છે.

[૨૪] જ્યારે તે યોગોને રૂંધીને શૈલેશી અવસ્થાને પામે છે ત્યારે સર્વ કર્મોનો ક્ષય કરીને કર્મરૂપી રજથી સર્વથા રહિત બની સિદ્ધગતિને પ્રાપ્ત થાય છે.

[૨૫] જ્યારે સર્વ કર્મનો ક્ષય કરીને કર્મરૂપી રજથી રહિત થઈ સિદ્ધગતિને પામે છે ત્યારે સ્વાભાવિક રીતે લોકના મસ્તક પર જઈ તે શાશ્વત સિદ્ધ થાય છે.

નોંધઃ—આત્માનો સહજ સ્વભાવ ઊર્ધ્વ ગમનનો છે છતાં કર્મવશાત્ તેની વિલોમગતિ થયા કરે છે. જ્યારે તે કર્મથી સર્વથા રહિત થાય છે ત્યારે તે કર્મથી રહિત બની સરલગતિએ ઊર્ધ્વ જઈ રહે છે.

[૨૬] જે સુખનો સ્વાદક અર્થાત્ માત્ર બાહ્ય સુખનો જ અભિલાષી હોય, પોતાને કેમ સુખ મળે તે માટે સદા આકુળ રહેતો હોય, ઘણું ઊંઘી રહેવાના સ્વભાવવાળો હોય અને સતત હાથ પગ ઇત્યાદિ અંગોને વિભૂષા અર્થે ધોયા કરવાનો જેને સ્વભાવ હોય તેવા સાધુને સુગતિ દુર્લભ છે.

નોંધઃ—પોતાનાં શરીર તથા ઇંદ્રિયોને કેમ સુખ થાય તે માટે સતત ચિંતા રાખતો હોય, આળસુ હોય અને શરીરવિભૂષામા રાચતો હોય તેનું ચિત્ત સંયમ પ્રત્યે સ્વાભાવિક રીતે જ ઓછું રહે છે અને તેવા સાધકનો વિકાસ રૂંધાય છે.

નિકામશાયિન્ શબ્દમાં ઈન્ પ્રત્યયનો પ્રયોગ સ્વભાવાર્થમાં વપરાયો છે.

[૨૭] જેનામાં આભ્યંતર તથા બાહ્ય તપશ્ચર્યાના ગુણ પ્રધાનપણે છે, પ્રકૃતિથી સરળ, ક્ષમા તથા સં[illegible] રક્ત, બાવીસ પરિષહોને જીતનાર એવા સાધકને સુગ[illegible] સુલભ છે.

નોં[illegible] વર્ણન ઉત્તરા[illegible] અધ્યયનમાં અને તપશ્ચર્યાનું [illegible] સૂત્રના [illegible] જુઓ.

[૨૮] [illegible] મા [illegible]

થયેલા ) સાધકો શીઘ્રતાથી અમરભવનો ( ઉચ્ચ પ્રકારનાં દેવ-લોકનાં સ્થાનો )ને પામે છે.

નોંધઃ—અલ્પકાળનો પણ ઉચ્ચ સંયમ ઉચ્ચગતિને આરાધી શકે છે.

[૨૯] આ પ્રકારે હમેશાં યત્નાવાન અને સમ્યક્ દૃષ્ટિ સાધુએ દુઃખે કરીને પામી શકાય તેવી આદર્શ સાધુતાને પામીને ( પૂર્વોક્ત ષડ્ જીવનિકાયની ) મન, વચન અને કાયા એમ ત્રણે યોગોથી વિરાધના ન કરે.

નોંધઃ—પ્રમાદ એજ પાપ–અવિવેક એજ પાપ અને ઉપયોગ એજ ધર્મ–વિવેક એજ ધર્મ. આટલું જે સાધક જાણીને વર્તે છે તેજ સાધક આધ્યાત્મમાર્ગનો અધિકારી છે અને તેજ જ્ઞાન, વિજ્ઞાન, સંયમ, વૈરાગ્ય, ત્યાગ, અને એમ ક્રમશઃ સંપૂર્ણ કર્મ ક્ષય કરી સંપૂર્ણ જ્ઞાન અને સંપૂર્ણ દર્શન આરાધીને રાગદ્વેષથી સર્વથા મુક્ત અડોલ યોગી થઈ સાધ્યસિદ્ધ, બુદ્ધ અને ભવબંધનથી સર્વથા મુક્ત થાય છે.

એમ કહું છું.

એ પ્રમાણે ષડ્જીવનિકા નામનુ ચોથું અધ્યયન પૂર્ણ થયું.



# પિણ્ડૈષણા

## (ભિક્ષાની ગવેષણા)

### ૫

### પ્રથમ ઉદ્દેશક

ભિક્ષા એટલે બીજાને લેશ પણ ઈજા પહોંચાડયા વગર માત્ર આત્મવિકાસ માટે પ્રાપ્ત થયેલા દેહસાધનથી કાર્ય લેવા પુરતું તેને પોષણ આપવા સારુ અન્નાદિ સામગ્રી મેળવવી તે.

કંચન અને કામિનીથી સર્વથા વિરક્ત હોય તેવા પુણ્ય પુરુષ જ આવી ભિક્ષા માગવાના અને મેળવવાના અધિકારી છે.

જેણે રાષ્ટ્રગત, સમાજગત, કુટુંબગત અને વ્યક્તિગત મેળવેલી સર્વ સંપત્તિ જેવી કે ધન, સ્ત્રી, પુત્ર, પરિવાર, ઘર, માલ, મિલકત એ બધાં પરનું મમત્વ અને માલિકી ખેંચી વિશ્વચરણે તે સૌને ધરી દીધાં છે, જેણે કલ્યાણ માર્ગમાં પોતાની કાયાને સમર્પી છે તેવા સમર્થ સાધુ પુરુષો જ આવી વૃત્તિમાં જીવન વહાવી શકે છે અને પોતાનું પોષણ કરવા છતાં ઈતરને બોજારૂપ થતા નથી. તેમજ પોતાનું કલ્યાણ સતત સાધતા રહેવા છતાં એયાર્થી મુમુક્ષુઓના મહા કલ્યાણના નિમિત્તરૂપ બને છે.

પરંતુ ઈતરની લાગણી ન દુભવવા છતાં અન્ય સૂક્ષ્મ જીવોને પણ પીડા ન થવા દેવા છતાં દેહનું પોષણ પરિપુર્ણ વિશુદ્ધિપુર્વક કરવું એ ભિક્ષુની ખાંડાની ધાર સમી કપરી કસોટી છે.

**તેમાં કેમ પાર ઉતરવું? તેનો આ અધ્યયનમાં સ્પષ્ટ ઉલ્લેખ છે. ભિક્ષાર્થે જવાથી માંડીને ભિક્ષા લઇ પાછા ફરી કેવી રીતે ભોજન કરવું ? ત્યાં સુધીની પ્રત્યેક ક્રિયાઓનું તલસ્પર્શી વર્ણન નીચે આપ્યું છે.**

ગુરુદેવ બોલ્યા:—

[૧] ભિક્ષાનો કાળ પ્રાપ્ત થાય ત્યારે વ્યાકુળતારહિત (ધૈર્યવાન) અને મૂર્છારહિત સાધુ આ ક્રમયોગથી ભાત પાણી (ભિક્ષા)ની ગવેષણા કરે.

નોંધ —સાધક ભિક્ષુએ પ્રથમ પ્રહરમા સ્વાધ્યાય, બીજા પ્રહરમા ધ્યાન અને ત્રીજા પ્રહરમા ભંડોપકરણ (સંયમને ઉપયોગી સાધનો) ની પ્રતિલેખના કરી વર્તમાન કાળની પરિસ્થિતિને અનુલક્ષી જે ગામમા જે સમય ગોચરી (ભિક્ષા)નો હોય તે સમયે ભિક્ષાચરી જવુ ઘટે

[૨] તે ગામ અથવા નગરમા ગોચરી ગયેલો મુનિ ઉદ્વેગરહિત બની અવ્યાકુળ ચિત્તથી મંદ મંદ (ઉપયોગ પૂર્વક) ચાલે.

**ચાલતી વખતે કેમ ચાલવુ તે વિધિ બતાવે છે:—**

[૩] આગળ યુગ (ચાર હાથ) પ્રમાણ સુધી દૃષ્ટિ બરાબર લંબાવીને બીજ, વનસ્પતિ, પ્રાણીઓ, સચેત જળ અને સચેત મૃત્તિકા (થી દૂર રહીને)ને દૂર છોડીને બરાબર જોયા પછી જ ઉપયોગ પૂર્વક પૃથ્વી પર ચાલે.

[૪] પૂર્વોક્ત ગુણસંપન્ન સાધુ, ખાડ કે ઊંચી નીચી વિષમ જગ્યા, અને વૃક્ષના ઠુંઠા કે કાદવવાળી જગ્યાને છોડી દે તેમજ બીજો સારો માર્ગ હોય તો ખાડને ઓળગવા સારુ કાષ્ઠ, પાષાણ વગેરે ગોઠવ્યા હોય તો તે પર પણ ચાલે નહિ

[૫] કારણ કે તેવા વિષમ માર્ગે જતા ત્યાં તે સંયમી કદાચ લપસી પડે કે ખાડામા પડી જાય તો ત્રસ (હાલતા ચાલતા) જીવોની તથા સ્થાવર જીવોની હિંસા થાય

[૬] માટે સુસમાધિવંત સંયમી બીજો સારો માર્ગ હોય તો તેવા વિષમ માર્ગે ન જાય અને જો સારો માર્ગ ન જ હોય તો તે માર્ગે બહુ ઉપયોગ (સંભાળ) પૂર્વક ગમન કરે

નોંધ —ઉપયોગ પૂર્વક ચાલવાથી પડવાનો ભય ન રહે અને ન પડવાથી ત્રસ કે સ્થાવર જીવોની હિંસા પણ ન થાય જો સંભાળપૂર્વક ન ચાલે તો પડી જાય અને પડવાથી પાણી, પૃથ્વી કે વનસ્પતિના જીવની કે કીડી ઈત્યાદિ હાલતા ચાલતા જીવોની હિંસા થાય અને પોતાના શરીરને પણ ઈજા થાય

[૭] ગોચરી જતા માર્ગમા પૃથ્વીકાયના પ્રાણોની રક્ષા સારુ અંગારા (સળગતી રાખ)ના ઢગના પગ, ડાંગર ઇત્યાદિ ફોતરાંના ઢગના કે છાણ પર સચિત્ત રજથી ખરડાયેલા પગે સંયમી પુરુષ ગમન ન કરે કે ઓળંગે પણ નહિ

નોંધ —સચેત રજને પુંજ્યા વિના તે વસ્તુ પર પગ મૂકવાથી સચેત રજના જંતુઓ નાશ પામે તે માટે તે નિષેધ કર્યો છે

[૮] (જળકાય ઇત્યાદિની રક્ષા સારુ) વરસાદ વરસતો હોય ધુમ્મસ પડતી હોય, મહા વાયુ વાતો હોય કે ખૂબ ધૂળ ઉડતી હોય તથા માખી, મચ્છર, પતંગિયા વગેરે અનેક પ્રકારના જીવો ઉડી રહ્યા હોય તેવા માર્ગમાં પણ તેવે વખતે સંયમીએ ગોચરી અર્થે ન જવુ

[૯] (હવે બ્રહ્મચર્ય રક્ષા સારુ કહે છે —) બ્રહ્મચર્યના ઘાતકરૂપ વેશ્યા રહેતી હોય તેની આસપાસના પ્રદેશમા પણ સંયમી ન જાય કારણકે દમિતેન્દ્રિય અને બ્રહ્મચારી સાધકના ચિત્તમા તે નિમિત્તથી અસમાધિ થાય

નોંધ —વેશ્યા એટલે ચારિત્રહીન સ્ત્રી તેના આવાસમા તો શું ? પરંતુ તેની આસપાસના પ્રદેશમા પણ બ્રહ્મચારીએ જવુ નહિ કારણ કે વિકારના બીજ કયા સંયોગોમા કયે વખતે જાગે તે કહી શકાય નહિ. માટે સદા સાવધ રહેવું

[૧૦] અને એવા કુસ્થાને જતાં ત્યાંના વાતાવરણનો વારંવાર સંસર્ગ થાય. તેવા સંસર્ગથી અનેક પ્રકારના વિકલ્પો થાય અને તેથી બધાં વ્રતોમાં પીડા ઉત્પન્ન થવાનો ભય રહે અને સાધુતામાં સંશય થાય.

નોંધ—એકવાર અબ્રહ્મચર્યનો સંકલ્પ થયો કે તરતજ બીજાં મહાવ્રતોમાં આપત્તિ આવ્યા વિના રહે નહિ, અને વ્રતોનો ભંગ થાય એટલે સાધુતાનો લોપ થાય. કારણ કે સાધુતાનો પાયો નિયમોની અડગતા પર જ છે. "કસોટીનાં નિમિત્તોમાં ચડવા છતાં હું અડગ રહી શકું છું" એવી જાતનો અહંકાર સાધકસ્થિતિમાં બહુધા પતનજ કરાવે છે.

[૧૧] માટે એકાંત મુક્તિનો ઇચ્છુક મુનિ આ પ્રમાણે દુર્ગતિને વધારનાર અને દોષોનું આગાર જાણીને વેશ્યા (રહેતી હોય તે)ના પાડોસમાં ગમનાગમન કરવું છોડી દે

[૧૨] જ્યાં કૂતરાં, તાજી પ્રસુતિ પામેલી ગાય, મદોન્મત્ત બળદ ઘોડો કે ગજ હોય તથા બાળકોનું ક્રીડાસ્થાન કે કલહ અને યુદ્ધનું સ્થાન હોય તેવા સ્થાનને દૂરથીજ છોડી દેવું.

નોંધઃ—તેવા માર્ગે જવાથી આપત્તિનો સંભવ છે માટે જવું નહિ.

[૧૩] માર્ગે ચાલતો મુનિ બહુ ઊંચું મુખ રાખે નહિ કે બહુ નીચું મુખ રાખે નહિ અથવા અભિમાન ધરે નહિ કે દીનતા રાખે નહિ. તેમજ ખોરાક વગેરે સુંદર મળવાથી બહુ રાજી ન થાય કે ન મળવાથી વ્યાકુળ ન થાય. તેવી રીતે પોતાની ઇન્દ્રિયો તથા મનનું બરાબર સમતોલપણું જાળવીને તથા તેનું દમન કરીને વિચરે.

[૧૪] હમેશાં ઉચ્ચ સામાન્ય કુટુંબમાં અભેદભાવે ગોચરી જનાર સંયમી બહુ ઉતાવળું ન ચાલે તેમજ ચાલતા ચાલતા ન હસે કે ન બોલે.

નોંધઃ—ગોચરી જતાં વાર્તાલાપ કરવાથી કે હસવાથી પોતાની ક્રિયામાં ઉપયોગ ન રહેવાથી નિર્દોષ આહારની ગવેષણા થઇ શકે નહિં.

[૧૫] ગોચરી ગયેલો ભિક્ષુ ગૃહસ્થોના ઘરની બારીઓ કે ગવાક્ષ સામે, દીવાલોના સાંધાના વિભાગ સામે, બારણા સામે, બે ઘરની સંધીના વિભાગ સામે કે પાણી રાખવાના ભવન સામે વગેરે, એવાં એવા શંકાના સ્થાનોને દૂરથી છોડી દે ચાલતા ચાલતાં તેવાં સ્થાનો પર લક્ષ ન આપે

નોંધઃ—આવા સ્થાનો જોવાથી કોઇને શંકા થાય કે આ કોઇ ચોર જેવો લાગે છે.

[૧૬] તેમજ રાજાઓ, ગૃહપતિઓ કે પોલીસોનાં રહસ્ય (એકાંત વાર્તાલાપ)ના કે જે કલેશકર (ભય) સ્થાનો છે તેને દૂરથી જ છોડી દે.

નોંધ—તેવા સ્થાનનું નિરીક્ષણ કરવાથી પોતા પર કોઇને વ્હેમ ઉત્પન્ન થાય

[૧૭] લોકનિષિદ્ધ કુળમાં પ્રવેશ ન કરે વળી જે ગૃહપતિએ પોતે જ નિષેધ કર્યો હોય કે "મારે ઘેર ન આવશો;" તેવા ગૃહે તથા જે કુળમા જવાથી તે કુળના મનુષ્યને અપ્રીતિ થાય ત્યા પણ પ્રવેશ ન કરે પણ જે કુળમાં પ્રેમભક્તિ હોય ત્યાં ભિક્ષુ ભિક્ષાર્થે પ્રવેશ કરે.

[૧૮] ગૃહસ્થને ઘેર ભિક્ષાર્થે ગયેલો મુનિ ઘરના માલિકની રજા વિના કમાડને તથા બારણા જેવા શણના કે વાંસના પડદાને ઉઘાડે કે દે નહિ.

નોંધ—બારણા બંધ કરી ગૃહસ્થો પોતાની રહસ્ય ક્રિયા કરતા હોય તો તેવી રીતે ઓચિંતા બારણુ ખોલવાથી તેની લાગણી દુભાય કિંવા ક્રોધનું નિમિત્ત બની જવાય

આવા દોષોની આપત્તિ નિવારવા માટે તેમ કરવું નહિ કદાચ બારણુ ખુલ્લુ હોય તો પણ ઉપરનો વિવેક જાળવવો ઉત્તમ છે, અને આ નિયમ એક સામાન્ય ગૃહસ્થને પણ આદરણીય છે. જો આવા નિયમનું

સર્વત્ર પાલન થાય તો કોઇને "રજા વિના આવશો નહિ." એવી સૂચના દ્વાર પર લખવી ન પડે.

[૧૯] મળમૂત્રની શંકા હોય તો તે નિવારીને પછી જ મુનિ ગોચરી માટે (ભિક્ષાર્થે) પ્રવેશ કરે. કદાચિત્ રસ્તામાં આકસ્મિક શંકા થાય તો મળ કિંવા મૂત્ર વિસર્જન કરવાને યોગ્ય નિર્જીવ જગ્યા જોઈ તે જગ્યાના ખાસ માલિક હોય તો તેની આજ્ઞા લઇને બાધાને નિવારી લે.

નોંધ:—મળ અને મૂત્રની હાજત માર્ગમાં ન થાય તે માટે પહેલેથીજ સાવધ થવું અને કદાચ આકસ્મિક થાય તો બાધાને રોકવાનો પ્રયત્ન કરવો નહિ. કારણકે કુદરતી હાજત રોકવાથી શરીરમાં વ્યાધિ ઉત્પન્ન થવાનો ભય છે. પરંતુ તે ક્રિયાને ઉચિત સ્થાને જ તે ક્રિયા કરવી ઘટે.

[૨૦] જે ઘરનું નીચું બારણું હોય, જે ઘરમાં અંધકાર વ્યાપ્ત હોય, કે ઊંડું ભોંયરું હોય તે ઘરમાં મુનિ ભિક્ષાર્થે ન જાય. ત્યાં આગળ અંધારું હોવાથી કંઇ આંખથી જોઈ શકાય નહિ અને તેથી હાલતા ચાલતા પ્રાણીઓ ન દેખાય તો તેની હિંસાનો પણ ભય રહે.

નોંધ:—અંધારામાં પોતાના સંયમને બાધા કરનાર ખોરાક છે કે નિર્દોષ છે તેનો પણ ખ્યાલ ન રહે. કદાચ પડી જવાનો ભય રહે. કિંવા નાના મોટાં જીવજંતુને પણ હાનિ પહોંચે.

[૨૧] જ્યાં આગળ બીજ કે ફૂલ વેરાયાં હોય અથવા જે સ્થાન તાજું લિંપણ થવાથી લીલું કે ભીનું ઘર હોય તો તેવું જાણીને ત્યાં મુનિ ન જાય.

નોંધ:—વનસ્પતિ કે જળના જીવો પણ ન દુભાય તેવી ઝીણી કાળજી રાખવા માટે પણ ભિક્ષુએ સાવધાન રહેવું ઘટે.

[૨૨] સંયમી મુનિ ગૃહસ્થના ઘરને બાળક, બકરો કે કૂતરો અથવા

વાછરડો હોય તો તેને ઓળંગીને કે તેને વેગળા કરીને પણ પ્રવેશ ન કરે.

નોંધઃ—ઓળંગવાથી કદાચ પડી જવાય અને હઠાવવાથી કૂતરો કે તેવું પ્રાણી પોતાને ઇજા કરે.

[૨૩] ગૃહસ્થને ઘેર ગયેલો મુનિ (ભિક્ષા કિંવા કોઈ વ્યકિત પર) આસકિતપૂર્વક કશું પણ ન જુએ. આમતેમ દૂર દૂર જોયા ન કરે અને દ્રષ્ટિને વિકાસીને પણ ન જુએ. પરંતુ ઘરમાં કોઇ વ્યકિતને ન જુએ તો ત્યાંથી બોલ્યા વગર (ચૂપચાપ શાન્તિથી) પાછો ફરે.

નોંધઃ—વારંવાર કોઇ સામે જોવાથી કે આમ તેમ દૂર દૂર જોવાથી ગૃહસ્થને અવિશ્વાસ ઉત્પન્ન થવાનું કારણ મળે માટે તેમ કરવું ભિક્ષુને ઉચિત નથી.

[૨૪] ગોચરાગ્ર (ભિક્ષાર્થે) ગયેલો મુનિ, જે કુળનો જેવો આચાર હોય ત્યાં સુધીની પરિમિત ભૂમિમાં જ ગમન કરે. તે ગૃહસ્થની બાંધેલી મર્યાદાથી આગળ ગમન ન કરે.

નોંધઃ—જૈન મુનિઓ માટે ઉચ્ચ વિચાર અને વર્તનવાળાં કુળોમાં ભિક્ષાની છૂટ છે તો પણ ભિન્નભિન્ન કુળના જ્ઞાતિ કે ધર્મગત રિવાજ પ્રમાણે તેમનાં ઘરની મર્યાદામાં રહીને જ ભિક્ષુ શુદ્ધ ભિક્ષા મેળવે; મર્યાદાથી આગળ રસોડામાં જવાથી દાતારને કદાચ દુઃખ થાય માટે તેમ ન કરવું.

[૨૫] જ્યાં આગળ ઉભા રહેવાથી સ્નાનાગાર કે મળ વિસર્જનગૃહ (સંડાસ) દેખાતું હોય તો તે સ્થાનને છોડી અન્ય વિભાગમાં જઈ શુદ્ધ સ્થાનનું નિરીક્ષણ કરી વિચક્ષણ સાધક ત્યાં ભિક્ષાર્થે ઉભો રહે.

નોંધઃ—તેવા સ્થળે ઉભા રહેવાથી સ્નાનાગારમાં નહાતા કે મળ-વિસર્જનગૃહમાં જતા ગૃહસ્થને મુનિનું ત્યાં ઉભું રહેવું તે અસભ્યતા ભર્યું દેખાય અને તેથી મુનિની અવગણનાનો સંભવ રહે.

[૨૬] સર્વ ઇંદ્રિયોથી સમાધિવંત મુનિ પાણી કે માટી લાવવાનો માર્ગ હોય તે તથા બીજો કે લીલોતરી વેરાણી હોય તે સ્થાનને તજીને પ્રાસુક સ્થાને ભિક્ષાર્થે ઉભો રહે.

નોંધ:—તેવા સ્થાનમાં ઉભા રહેવાથી સૂક્ષ્મ જીવોની હિંસા થવાનો સંભવ રહે.

[૨૭] પૂર્વોક્ત મર્યાદિત સ્થાનમાં ઉભા રહેલા ભિક્ષુને માટે ગૃહસ્થ આહાર પાણી લાવીને વ્હોરાવે તો તેમાં અકલ્પનીય (ન લઈ શકાય તેવી ભિક્ષા)ને (સુંદર હોવા છતાં ન લે એટલું જ નહિ પરંતુ) ઇચ્છે પણ નહિ અને કલ્પનીય હોય તેવાં અન્ન પાણીજ ગ્રહણ કરે.

નોંધ:—દશા૦ ના ત્રીજા અધ્યયનમાં તથા ઉત્ત૦ ના ૨૪ મા અધ્યયનમાં બતાવેલી દૂષણ રહિત શુદ્ધ ભિક્ષા હોય તે ભિક્ષુ માટે કલ્પનીય છે.

[૨૮] દાન માટે ગૃહસ્થ સ્ત્રી ત્યાં આગળ ભિક્ષા લાવતાં રસ્તામાં કદાચ અન્ન વેરતી વેરતી ચાલી આવે તો તે ભિક્ષા આપનાર બાઇને કહે કે આ પ્રમાણે લેવું મને કલ્પતું (મારે માટે ગ્રાહ્ય) નથી.

નોંધ:—ભોજન વેરાવાથી નીચે ગંદકી થાય અને તેના પર ક્ષુદ્ર જીવો આવી ચોંટે તો રસ્તામાં તે જીવોની હિંસા થવાનો સંભવ રહે.

ગૃહસ્થ સ્ત્રીજ આપે તેવો ખાસ નિયમ નથી. પરંતુ વિશેષ કરીને ગૃહકાર્ય તેમના હાથમાં હોવાથી સ્ત્રીવચન લીધું છે.

[૨૯] અથવા ભિક્ષા આપનાર બાઇ રસ્તામાં પડેલાં નાનાં પ્રાણીઓ, બીજો કે લીલોતરીને કચરતી કચરતી ભિક્ષા લાવે તો તે આપનાર અસંયમ કરે છે એવું જાણી તે દાતાને છોડી દે.

નોંધ:—સંયમી પોતે સૂક્ષ્મ જીવોની હિંસા ન કરે કે ન ચિંતવે એ એનું જીવનવ્રત છે. આવો શુદ્ધ અહિંસક બીજાદ્વારા પોતાના નિમિત્તે થતી હિંસાને પણ ન ઇચ્છે.

[૩૦+૩૧] તેજ પ્રકારે સાધુના માટે સચિત્તમાં અચિત્ત વસ્તુ મેળવીને કે સચિત્ત વસ્તુ પર અચિત્ત વસ્તુ રાખીને અથવા સચિત્ત

વસ્તુથી સંઘટ્ટન કરીને કે સચિત્ત પાણીને હલાવીને તેમજ ઘરમાં વર્ષાદિનું પાણી ભર્યું હોય તેમાં અવગાહન ( પ્રવેશ ) કરીને કે તેને ચલિત કરીને સચિત્ત વસ્તુને બાજુ મૂકીને જો આહાર પાણી શ્રમણ માટે લાવે તો તે દેનાર બેનને મુનિ કહે કે તેવું ભોજનપાન મને ખપે નહિ.

[૩૨] કોઈ પુરા કર્મવાળાં હાથ, કડછી કે વાસણથી આહાર પાણી આપે તો તે આપનારને કહે કે તે મને કલ્પે નહિ.

નોંધઃ—પુરા કર્મ એટલે આહારપાણી વ્હોરાવવા ( આપવા ) પહેલાં (વ્હોરાવવા નિમિત્તે) સચિત્ત પાણીથી હાથ, કડછી વગેરે ધોઈને દોષ લગાડવો તે અને આહાર પાણી આપ્યા પછી તેવો દોષ લગાડવો તેને પશ્ચાત્ કર્મ કહેવાય છે.

મુનિ પોતાના નિમિત્તે એક સૂક્ષ્મ જીવને પણ દુભાવે નહિ.

[૩૩+૩૪+૩૫] જો હાથ, વાસણ કે કડછી પાણીથી ભિંજાયાં હોય અથવા સચિત્ત પાણીથી સ્નિગ્ધ થયાં ( બહુ ભિંજાયાં ) હોય, સચિત્ત રજ, સચિત્ત માટી કે ખારો તેમજ હરતાલ, હિંગુલક, મનઃશિલા, અંજન, મીઠું, ગેરૂ, પીળી માટી, સફેદ માટી (ખડી), ફટકડી, અનાજનો ભુસો, તરતનો પીસેલો લોટ, મોટા તરબુચ જેવાં ફળ, નારસ તથા તેની સચિત્ત વનસ્પતિ ઇત્યાદિથી ખરડાયેલા હોય તો તે દ્વારા અપાતા આહાર પાણીને મુનિ ઇચ્છે નહિ, કારણ કે તેમ કરવાથી પશ્ચાત્ કર્મનો દોષ લાગે. ૩૧ મા શ્લોકની નોંધ જુઓ.

નોંધઃ—કદાચ તેવી વસ્તુથી હસ્તાદિ ખરડાયેલાં ન હોય છતાં પાછળથી "પચ્છાકમ્મ" થવાનો સંભવ હોય તેવાં આહારપાણી પણ કલ્પ્ય નથી તેવો અર્થ પણ ઉપરના શ્લોકમાંથી નીકળી શકે છે.

[૩૬] પરંતુ અન્નપાણી જો નહિ ખરડાયેલા એવા (ચોકખા) હાથ, વાસણ કે કડછીથી આપે તો તે અપાતાં આહાર પાણીને ગ્રહણ

કરે. પરંતુ તે પણ (પૂર્વોક્ત દોષરહિત) એષણીય (ભિક્ષુગ્રાહ્ય) હોવું જોઈએ

[૩૭] બે જણા સાથે ભોજન કરી રહ્યા હોય તે પૈકી એક જણ ભિક્ષાનું નિમંત્રણ કરે તો તે અન્નપાણીને ન ઇચ્છે પણ બીજા જણના અભિપ્રાયની રાહ જુએ.

[૩૮] પણ બે જણા જમતા હોય તે બન્ને નિમંત્રણ કરે તો તે અપાતા એષણીય અન્નપાણીને મુનિ ગ્રહણ કરે

[૩૯] ભિક્ષાર્થી મુનિ ગર્ભવતી સ્ત્રી માટે જ બનાવેલું ભિન્ન ભિન્ન પ્રકારનું ભોજન પાન ખવાતું હોય કે ખાવાનું બાકી હોય તો તેને છોડી દે. પણ તેના ભોગવ્યા પછી વધ્યું હોય તેજ ગ્રહણ કરે.

નોંધઃ—ગર્ભવતી સ્ત્રીએ જે વસ્તુ ભોગવી ન હોય તે ન લેવાનું કારણ એ છે કે તે ભોજનમાં તેની ઇચ્છા રહી ગઇ હોય તો તે લેવાથી તેની ઇચ્છાનો ભંગ થાય અને ઈચ્છાભંગના આઘાતથી ગર્ભને પણ ઇજા થવાનો સંભવ રહે.

[૪૦+૪૧] કદાચિત શ્રમણ ભિક્ષુને માટે ભિક્ષા આપવા સારૂ પુરા મહિનાવાળી ગર્ભવતી સ્ત્રી ઉભેલી હોય અને બેસે અથવા વળી બેઠી હોય ને ઉભી થાય તો તેના હાથનાં ભાત પાણી સંયમીઓને ગ્રહણ કરવા યોગ્ય નથી માટે ભિક્ષા આપતી તે બાઇને શ્રમણ કહે કે આ પ્રમાણે ભિક્ષા ગ્રહણ કરવી મારે માટે યોગ્ય નથી.

નોંધઃ—જે ગર્ભવતી સ્ત્રીને પ્રસવ થવા માટે એક માસ બાકી હોય તે કાળને પૂરો મહિનો કહેવાય છે. આ વખતે તે બાઈ કોઈ પરિશ્રમનું કાર્ય કરે તો ગર્ભને દુઃખ થવાનો સંભવ છે

[૪૨+૪૩] બાળક કે બાલિકાને ધવડાવતી બાઈ બાળકને દૂર રડતું મૂકીને ભિક્ષુને વ્હોરાવવા માટે આહાર પાણી લાવે તો તે આહાર પાણી સંયમી પુરુષો માટે અકલ્પનીય છે. માટે ભિક્ષા આપતી બાઇને તે શ્રમણ કહે કે મને આ પ્રમાણે ભિક્ષા ગ્રહણ કરવી કલ્પે નહિ.

[૪૪] વળી જે આહાર પાણી કલ્પનીય કે અકલ્પનીયની શંકાવાળાં હોય

તો તે આપતી ( દેનાર ) બાઇને શ્રમણુ કહે કે મને તેવાં આહાર પાણી લેવાં કલ્પે નહિ.

નોંધઃ—ઘણી વખત ભિક્ષા આપનારને પોતાને પણ નિર્જીવ ભિક્ષા હશે કે કેમ ? તેની શંકા હોય છે તો તેવી ભિક્ષા સંયમી ન લે.

[૪૫+૪૬] જે આહાર પાણી સચિત્ત પાણીના ઘડાથી ઢાંકેલ હોય, પત્થરની ખરલથી, બાજોઠથી, ઢેફાંથી કે માટી અથવા બીજા તેવા કોઇ ;લેપથી છાંદેલ હોય કિંવા લાખનું સીલ દીધું હોય તેવા અન્ન પાનને શ્રમણુ નિમિત્તે લેપ વગેરે તોડીને શ્રમણુને આપવા સારુ લાવે તો ભિક્ષા આપતી તે બાઇને શ્રમણુ કહે કે તેવું મને કલ્પે નહિ.

નોંધઃ—તોડેલો લેપ ફરી છાદે અને તેથી ગૃહસ્થને તકલીફ થાય. તેમજ જીવહિંસા થવાનો સંભવ રહે માટે તે ત્યાજ્ય કહ્યા છે.

[૪૭+૪૮] ગૃહસ્થોએ બનાવેલું ભોજન અન્ન, પાણી, ખાદિમ ( મેવો વગેરે ) તથા સ્વાદિમ ( મુખવાસાદિ ) એ ચારે પ્રકારનો આહાર જો શ્રમણુ સ્વતઃ જાણે અથવા સાંભળે કે આ બીજાને દાન આપવા માટે બનાવ્યું છે તો તે આહાર પાણી સંયમી પુરુષો માટે અકલ્પનીય છે તેમ જાણીને દાતારને કહે કે આ આહાર પાણી મને કલ્પતું નથી.

[૪૯+૫૦] બીજા શ્રમણુ કે ભિખારીઓ માટે બનાવેલું ભોજન અન્ન, પાણી, ખાદિમ (મેવો વગેરે) તથા સ્વાદિમ (મુખવાસાદિ) એ ચારે પ્રકારનો આહાર જો શ્રમણુ સ્વતઃ જાણે અથવા સાંભળે કે આ બીજાને પુણ્યાર્થે આપવા માટે બનાવ્યું છે તો તે આહાર પાણી સંયમી પુરુષો માટે અકલ્પનીય છે તેમ જાણીને દાતારને કહે કે આ આહાર પાણી મને કલ્પતું નથી.

[૫૧+૫૨] વળી ગૃહસ્થો માટે બનાવેલું ભોજન અન્ન, પાણી, ખાદિમ તથા સ્વાદિમ એ ચારે પ્રકારનો આહાર જો શ્રમણુ સ્વતઃ

જાણે અથવા સાંભળે કે આહાર કોઈ યાચકો માટે બનાવ્યો છે તો તે આહાર પાણી સંયમી પુરુષો માટે અકલ્પનીય છે તેમ જાણીને દાતારને કહે કે આહારપાણી મને કલ્પતું નથી.

[૫૩+૫૪] ગૃહસ્થોએ બનાવેલું ભોજન અન્ન, પાણી, ખાદિમ તથા સ્વાદિમ એ ચારે પ્રકારનો આહાર જો શ્રમણ સ્વતઃ જાણે અથવા સાંભળે કે આ અન્ય મતના બીજા સાધુઓ માટે બનાવ્યો છે તો તે આહાર પાણી પણ સંયમી પુરુષો માટે અકલ્પનીય છે તેમ જાણી તે દાતારને કહે કે આ આહાર પાણી મને કલ્પતું નથી.

નોધઃ—જૈનભિક્ષુની વૃત્તિ સૌ કોઇ જીવ, પછી તે હિતૈષી હો કે વૈરી ભાવના યુક્ત હો, સૌપર સમાન હોય છે. તેના આખા જીવનમાં ક્યાંય અન્યને લેશ પણ દુઃખ દેવાની ભાવના સાંપડતી નથી, અને તેથી જ તેની ભિક્ષાની ગવેષણા પણ તેટલીજ કાળજીપૂર્ણ હોય છે. જો અન્યને માટે કરેલું કોઈ પોતાને આપી દે તો બીજા યાચકને તે ન મળતા જે કંઈ કષ્ટ થાય તેના દુઃખના નિમિત્તરૂપ પોતે બને. માટે તેવી ભિક્ષા તેને ત્યાજ્ય હોય છે.

[૫૫] જે અન્નપાન સાધુને જ ઉદ્દેશીને બનાવેલ હોય, સાધુ માટે ખરીદીને બનાવેલ હોય, સાધુ માટે તથા પોતાને માટે અલગ અલગ આહાર પાણી કર્યા હોય તે પૈકી સાધુ નિમિત્તનું અન્ન ભોજન પોતાનામાં મિશ્ર થઇ ગયેલ હોય તેમજ સાધુ માટે સામે લાવેલું તથા સાધુ નિમિત્તે ઉમેરીને કરેલું કે ઉછીનું લવાયેલું તથા મિશ્ર થયેલું અન્નપાણી પણ ભિક્ષુ તજી દે.

[૫૬] કદાચિત્ નવીન વસ્તુ જોઇને ભિક્ષુને શંકા થાય તો તે આહારની ઉત્પત્તિ કેમ થઇ? કોને માટે બનાવ્યું છે? કોણે બનાવ્યું છે? એમ પૂછી શંકારહિત અને શુદ્ધ ભિક્ષા હોય તો જ સંયમી તેને ગ્રહણ કરે.

[૫૭+૫૮] સચિત્ત પુષ્પ બીજ કે લીલોતરીથી જે અશન, પાન, ખાદિમ તથા સ્વાદિમ આહાર મિશ્ર (સાથે ભળેલો) હોય તે આહાર પાણી સંયમી પુરુષોને અકલ્પનીય છે. માટે તેવા આહાર પાણી દેનારને કહે કે મને તેવી ભિક્ષા કલ્પનીય નથી.

[૫૯+૬૦] અન્ન, જળ, ખાદિમ કે સ્વાદિમ એ ચાર પ્રકારના આહાર પૈકી કોઈ પણ આહાર સચેત જળ પર રાખ્યો હોય, કીડીનાં દર, લીલ કે ફુગ પર રાખ્યો હોય તો તે અન્નપાન સંયમી પુરુષોને અકલ્પ્ય છે. માટે દેનાર બેનને ભિક્ષુ કહે કે તેવી ભિક્ષા મને ગ્રાહ્ય નથી.

[૬૧+૬૨] અન્ન, પાણી, ખાદિમ કે સ્વાદિમ એ ચાર પ્રકારના આહાર પૈકીનો કોઈ આહાર અગ્નિ પર રાખ્યો હોય, અથવા અગ્નિ સાથે સ્પર્શ કરીને અપાય તો તે અન્નપાન સંયમી પુરુષોને માટે ગ્રહણ કરવા યોગ્ય નથી. તેમ જાણીને ભિક્ષુ દેનાર બાઇને કહે કે મને તેવું ભોજન ગ્રાહ્ય નથી.

[૬૩+૬૪] (દાતાર જાણે કે મુનિને વ્હોરાવતાં વાર થઇ જશે તો કદાચ અગ્નિ ઠરી જશે તેવા હેતુથી) ચુલામાં બળતણ આઘું ધકેલીને કે કાઢી નાખીને, અગ્નિને અજવાળીને કે વધુ પ્રદીપ્ત કરીને અથવા (તો દાઝવાના ભયથી) અગ્નિ ઠારીને, પકાવતાં અન્નનો ઉભરો આવેલ જાણી તેમાંથી કંઇક ઓછું કરીને કે તેમાં વધુ પાણી ઉમેરીને, હલાવીને કે તેને અગ્નિ પરથી નીચે ઉતારીને આપે તો તે ભોજનપાન પણ સંયમી પુરુષોને માટે કલ્પ્ય નથી, માટે આપનાર બેનને ભિક્ષુ કહે કે તેવી ભિક્ષા મને ગ્રાહ્ય નથી.

નોંધ—અગ્નિ એ સજીવ વસ્તુ હોવાથી તે જીવોની હિંસા થાય તેવા હેતુથી તેવી સૂક્ષ્મ હિંસાવાળો ખોરાક પણ મુનિને કલ્પ્ય [illegible]

[૬૫+૬૬] ભિક્ષાર્થે ગયેલો ભિક્ષુ વર્ષા ઋતુમાં કાદવથી બચવા માટે રસ્તામાં લાકડું, પત્થર, ઇંટ કે જે કંઇ સાધન ઉલ્લઘવા સારૂ રાખેલાં હોય તે સ્થિર ન હોય (હાલતા ચાલતા હોય) તો પાંચે ઈંદ્રિયોને દમન કરનાર સમાધિવંત સાધુ તે પર થઇને ગમન ન કરે. કારણ કે તેની જગ્યા કેટલી પોલી કે ઊંડી છે તેની ખબર ન પડવાથી તેવા સ્થળે અસંયમનો ભય દેખાય છે.

**નોંધઃ**—તેવી ચાલતી વસ્તુ પર પગ મૂકવાથી પડી જવાય તો શરીરને પીડા થવાનો અને પોલી જગ્યામાં રહેલા સૂક્ષ્મ જીવોની પણ હિંસા થવાનો સંભવ છે.

[૬૭] સાધુજી માટે કોઇ દાતાર નિસરણી, પાટિયું કે બાજોઠ માંડીને કિંવા મેડા કે માળ પર ચઢીને ઊંચેથી લાવેલી વસ્તુ આપે—

[૬૮] તો તે માળ પર ચડતાં કદાચ તે બેન પડી જાય તો હાથ કે પગ ભાંગે અને તેના પડવાથી ત્યાંના પૃથ્વીકાયના જીવોની તથા બીજા પણ ત્યાં રહેલા જીવોની હિંસા થાય.

[૬૯] તેથી આ પ્રમાણે આવા મહા દોષોને જાણીને સંયમી મહર્ષિઓ માળ પરથી લવાયેલી ભિક્ષાને ગ્રહણ કરતા નથી

## ભિક્ષા કેવી લેવી તે કહે છેઃ—

[૭૦] સૂરણ વગેરે કંદ (કાંદા), પિંડાળુ વગેરેનાં મૂળ, તાડફળ, પાંદડાનું શાક, તુંબડું અને આદુ આ બધી વસ્તુ કાચી હોય કે છેદેલી હોય (અગ્નિ જેવું શસ્ત્ર ન લાગ્યું હોય) તો તેને ભિક્ષુ ગ્રહણ ન કરે.

**નોંધઃ**—કાચી અને છેદેલી વસ્તુમાં જીવો હોવાનો સંભવ છે માટે ભિક્ષુ તેને તજી દે.

[૭૧+૭૨] જવનું ચૂર્ણ, (સાથવો) બોરનો ભૂકો, તલસાંકળી, ગોળ, પુડલા કે એવી કોઈ પણ ચીજ કે જે દુકાનમાં વેચાતી હોય

તે ઘણા વખતની પડતર હોય કે સચિત્ત રજથી યુક્ત હોય તો આપની બાઇને મુનિ કહે કે મને તેવું ગ્રાહ્ય નથી.

[૭૩+૭૪] જેમાં ઘણાં ઠળિયા હોય એવાં ફળ (સીતાફળ) વગેરે, અનિમિષ નામે વૃક્ષનું ફળ તથા જેને બહુ કાંટા હોય તેવું અગથિયાનું ફળ, ટીંબરુનું ફળ, બીલીનું ફળ, શેરડીના કટકા, સામલીવેલાનું ફળ ઇત્યાદિ ફળો કદાચ અચેત હોય તો પણ તેમાં ખવાય તેવો ભાગ થોડો અને નાખી દેવા જેવો ભાગ ઘણો હોય છે, માટે તે વસ્તુ આપનાર દાતારને ભિક્ષુ કહે કે એ ભિક્ષા મારે માટે ગ્રાહ્ય નથી.

૭૫] (હવે પાણી લેવાની વિધિ કહે છે:) ઉચ્ચ (દ્રાક્ષ વગેરે ઉત્તમ પદાર્થનું) કે નીચ (કાંજી વગેરેનું) પાણી, ગોળનું વાસણ ધોયા પછીનું પાણી, લોટનું પાણી, ચોખાનું ધોવણ જો તત્કાળનું બનેલું હોય તો ભિક્ષુ તે પાણીને તજી દે.

નોંધ:—એક અંતર્મુહૂર્ત એટલે કે બે ઘડી અથવા અડતાળીસ મિનિટ સુધી તેવો પદાર્થ પાણીમાં પડવા છતાં પાણી સચિત્ત ગણાય છે માટે તેટલા વખત પછી જ તે જળ ભિક્ષુને કલ્પનીય બને છે.

[૭૬] પરંતુ જો તે પાણીને ઘણીવાર થઈ ગઈ હોય (પરિણત કાળ થઇ ગયો હોય) તો તેવું પોતાની બુદ્ધિથી કે દૃષ્ટિથી અથવા ગૃહસ્થને પૂછીને કે તેનાથી સાંભળીને જો તે પાણી શંકારહિત હોય તો ભિક્ષુ તેને ગ્રહણ કરે.

નોંધ:—ધોવણ અને પરિપકવ થાય ત્યારે તે પાણીનો વર્ણ બદલી જાય છે તે પરથી જાણી લેવું.

[૭૭] તેમજ શસ્ત્ર પરિણમવાથી નિર્જીવ બની ગયું હોય તેમ જાણીને સંયમી તેને ગ્રહણ કરી શકે. પરંતુ અચિત્ત હોવા છતાં તેને શંકા થાય કે આ પાણી મારે માટે પથ્ય છે કે કેમ? તો તે

પાણીનું આસ્વાદન કરી (ચાખી) તપાસીને પછી જ ભિક્ષુ ગ્રહણ કરે.

[૭૮+૭૯] તે વખતે ભિક્ષુ દાતારને કહે કે ચાખવા માટે મોરા હાથમાં થોડું જળ આપો. (હાથમાં પાણી લીધા પછી) જો ખ્યાલ આવે કે એ પાણી અતિ ખાટું કે કોહી (બગડી) ગયેલું છે. તેમ જ પોતાની તૃષા છિપાવવા માટે પર્યાપ્ત નથી. તો તે દેનાર બેનને કહે કે આ પાણી કોહેલું કિંવા ખાટું હોવાથી મારી તૃષા દૂર કરવા માટે યોગ્ય નથી. માટે મને તે કલ્પનીય નથી.

નોંધઃ—કોઈ પણ ભોજન કે પાણી શરીરને અપથ્ય હોય તે ચીજ ભિક્ષુએ ન લેવી કારણ કે તેમ કરવાથી શરીરમા વ્યાધિ થવાનો ભય રહે અને રોગિષ્ઠ થવાથી ચિત્તસમાધિમા હાનિ પહોચે.

[૮૦] કદાચિત્ ઇચ્છા વગર કે ધ્યાન ન રહેવાથી તેવું પાણી કોઇ દાતારે વ્હોરાવી દીધું હોય તો તે પોતે પણ ન પીએ કે અન્ય ભિક્ષુને પણ તેવું જળ આપે નહિ.

[૮૧] પરંતુ એકાંતમાં લઇ જઇને પ્રાસુક (પ્રાણબીજ રહિત), સ્થાન જોઇ તે પાણીને યત્નાપૂર્વક (કોઇ જીવને દુઃખ ન થાય તેવી રીતે) નાખી દે અને તે નાખી દીધા પછી ભિક્ષુ પાછો ફરે.

નોંધ—પાછા ફરતી વખતે જે ક્રિયા કરવામા આવે છે તેને 'ઈર્યાવહીનો કાયોત્સર્ગ' કહેવાય છે.

[૮૨+૮૩] ગોચરી ગયેલો ભિક્ષુ (તપશ્ચર્યાદિ કે રોગાદિ કારણથી પોતાને સ્થાને પહેલાં ક્ષુધાથી પીડાઇને) ભોજન કરવાને ઇચ્છે તો શૂન્યગૃહ કે કોઇ ભીંતના મૂળ પામે જીવરહિત સ્થાન તપાસી લે. ઉપરથી ઢાંકેલા કે છત્રવાળા તે સ્થાનમાં મેધાવી સાધુ તેના માલિકની આજ્ઞા લઇને પોતાના હાથને સાફ કરીને પછી ત્યાં આહાર કરે.

[૮૪+૮૫+૮૬] ઉપરની વિધિથી આહાર કરતા મુનિને ભોજનમાં

ગોઠલી, કંટક, ઘાસ કાષ્ઠનો ટૂકડો કે કાંકરો અથવા તેવા પ્રકારનો કોઇ કચરો નીકળે તો તેને (ત્યાં બેઠા બેઠા જ) હાથથી જ્યાં ત્યાં દૂર ફેંકે નહિ કે મોઢેથી ઉછાળીને ફેંકે નહિ. પરંતુ તેને હાથમાં ગ્રહણ કરી એકાંતમા જાય અને ત્યાં એકાતમાં જઇને નિર્જીવ જગ્યા તપાસીને યત્નાપૂર્વક તે વસ્તુને ત્યાં મૂકી દે અને ત્યાં મૂકીને પાછો ફરી ઇર્યાપથિક ક્રિયા પ્રતિક્રમે.

નોંધઃ—ઈર્યા એટલે માર્ગ : માર્ગમાં જતાં જે કંઇ દોષ થયો હોય તેનું નિવારણ કરી લેવું તે ક્રિયાને ઇર્યાપથિકી ક્રિયા કહેવામાં આવે છે.

[૮૭] અને જો પોતાના સ્થાને પહોંચ્યા પછી ભિક્ષા ખાવાની ઇચ્છા રાખે તો ભોજનસહિત આવીને તે પહેલાં ભોજન કરવાની જગ્યા ( નિર્જીવ છે કે કેમ તે ) તપાસી લે. અને પછી તેને ( રજોહરણથી ) સ્વચ્છ કરે.

નોંધઃ—દરેક જૈનભિક્ષુ પાસે રજોહરણ હોય છે તે એવું કોમળ હોય છે કે તેથી સૂક્ષ્મ જીવ પણ ન મરતાં બાજુએ થઈ જાય છે.

[૮૮] પછી વિનયપૂર્વક તે સ્થાનમાં પ્રવેશ કરીને બહારથી આવેલો તે ભિક્ષુ; ગુરુની સમીપ આવી ( આહાર મૂકી પછી માર્ગના દોષ નિવારવા માટે) ઇર્યાપથિકી ક્રિયા પ્રતિક્રમે એટલે કે કાયોત્સર્ગ કરે.

નોંધ—સ્થાનમાં પ્રવેશ કરતાં મુનિશ્રી "નિસીહી" કહી ગુર્વાદિકને "મત્થેણ વંદામિ" એવુ કહે છે.

[૮૯] પછી તે ભિક્ષુ; આહાર પાણી લેવા જતાં કે ત્યાંથી પાછા ફરતાં જે કંઈ અતિચાર કર્યા હોય તે બધાને ક્રમપૂર્વક યાદ કરી લે.

[૯૦] આવી રીતે કાયોત્સર્ગ કરી પ્રાયશ્ચિત લઇ નિવૃત્ત થયા બાદ સરલ બુદ્ધિમાન તથા શાંત ચિત્તવાળો તે મુનિ આહારપાણી કેવી રીતે મેળવ્યાં ? ઈત્યાદિ બધું વ્યાકુળતા રહિત ગુરુ સમક્ષ સ્પષ્ટ કહે.

[૯૧] પહેલાં કે પછી થયેલા દોષોની કદાચિત્ તે વખતે બરાબર આલોચના ન થઈ હોય તો ફરીથી તેનું પ્રતિક્રમણ કરે અને તે વખતે કાયોત્સર્ગ કરી (દેહભાન ભૂલી) આવું ચિંતવન કરે કેઃ—

[૯૨] અહો ! શ્રી જિનેશ્વર દેવોએ મોક્ષના સાધનરૂપ સાધુપુરુષના દેહને નિભાવવા સારુ કેવી નિર્દોષવૃત્તિ બતાવી છે ?

નોંધઃ—આવી નિર્દોષ ભિક્ષાવૃત્તિથી સંયમના અવલંબનભૂત શરીરનું પણ પાલન થાય છે અને મોક્ષની પણ સાધનામાં બાધા થતી નથી.

[૯૩] (કાયોત્સર્ગમાં ઉપરનું ચિંતન કરી) નમસ્કારનું ઉચ્ચારણ કરી કાયોત્સર્ગથી નિવૃત્ત થઈ તેમજ પછી જિનેશ્વર દેવોની સ્તુતિ (રૂપ લોગસ્સનો પાઠ) કરી પછી થોડો સ્વાધ્યાય કરીને ભિક્ષુ ક્ષણવાર વિશ્રામ લે.

[૯૪] અને વિશ્રામ લઈને (નિર્જરારૂપ) લાભનો અર્થી તે સાધુ પોતાના કલ્યાણ માટે આ પ્રમાણે ચિંતન કરે કે, "બીજા મુનિવરો મારા પર અનુગ્રહ કરીને આ મારા આહારમાંથી થોડું લે તો હું સંસારસમુદ્રથી તરી જઉં !"

[૯૫] આ પ્રમાણે વિચારીને સૌથી પ્રથમ પ્રવ્રજ્યા (દીક્ષા) વૃદ્ધને, પછી તેનાથી નાના મુનિજીને એમ ક્રમશઃ બધા સાધુજીઓને આમંત્રણ કરે. આ પ્રમાણે આમંત્રણ કરતાં જો કોઈ સાધુ આહાર કરવાની ઈચ્છા કરે તો તેની સાથેજ આહાર કરે.

નોંધઃ—સૌથી પહેલાં દીક્ષા વડીલ મુનિને આમંત્રણ કરવાનું પ્રયોજન વિનયધર્મ જાળવવા માટે છે.

[૯૬] જો કોઈ સાધુજી આહાર કરવા ન ઈચ્છે તો સંયમી પોતે એકલોજ રાગ અને દ્વેષને દૂર કરી પહોળા મુખવાળા પ્રકાશિત ભાજનમાં યત્નાપૂર્વક નીચે ન વેરાય તેવી રીતે આહાર કરે.

[૯૭] ગૃહસ્થે પોતાને માટે બનાવેલું અને વિધિપૂર્વક મેળવેલું તે

ભોજન તીખુ, કડવુ, કસાયેલું, ખાટું, મધુર કે ખારું ગમે તેવું હો પરંતુ સયમી ભિક્ષુ તેને મધ કે ઘીની માફક પ્રેમપૂર્વક આરોગે.

નોંધ —ઉપર તીખી વસ્તુનો નિર્દેશ કર્યો છે માટે તીખુ લેવાનું જ હોય છે તેવું વિધાન નથી. સંયમી માટે અતિ ખાટા, ખારા અને તીખાં ખાણા ત્યાજ્ય છે પરંતુ કદાચ ભૂલથી તેવું આવી ગયુ હોય તો મનમા ગ્લાનિ લાગ્યા વગર વાપરી લેવું.

ઘી અને મધ જેમ ગ્લાનિ વગર ખવાય છે તેમ કડવું ભોજન પણ તેવી રીતે માનીને સયમી તેનો ઉપયોગ કરે.

[૯૮] મળેલો આહાર, રસ (વઘાર) રહિત હો કે જુના ધાન્યનો હો. ઉત્તમ પ્રકારની શાક વગેરે સામગ્રીથી સહિત હો કે રહિત હો, સ્નિગ્ધ (ઘી વગેરે સહિત) હો કે શુષ્ક (લુખો) હો, બોરકુંટ હો કે અડદના બાકળાનું ભોજન હો—

[૯૯] તેમજ ભોજન અલ્પ મળો કે બહુ મળો, પરંતુ તે મળેલા આહારની કે દાતારની નિંદા ન કરે. પરંતુ તે મુધાજીવી (કેવળ સંયમનું ધ્યેય રાખીનેજ જીવનાર ભિક્ષુ) નિર્જીવ, નિર્દોષ અને સહજ સહજ મળેલા આહારને નિસ્વાર્થ ભાવે શાંતિપૂર્વક આરોગે.

[૧૦૦](મહાપુરુષો કહે છે કે:—)આ દુનિયામાં કોઈ પણ બદલાની આશા વિના કેવળ નિ:સ્વાર્થ ભાવથી ભિક્ષા આપનાર દાતા અને કેવળ સંયમના નિર્વાહ માટે નિ:સ્વાર્થ ભાવે ભિક્ષા લેનાર ભિક્ષુ એ બન્ને મળવા દુર્લભ છે જે નિ:સ્વાર્થી દાતાર અને નિ:સ્વાર્થી ભિક્ષુ હોય છે તે બન્ને ઉત્તમ ગતિને મેળવે છે.

નોંધ:—સરળમાર્ગમા ગમન, પોતાના ઉપયોગી કાર્યમાંજ સાવધાનતા, જતાં આવતા માર્ગમા રહેલા સૂક્ષ્મ જીવોની પણ લક્ષ્યપૂર્વક રક્ષા, બીજા ભિક્ષુકોને જરા પણ દુ:ખ કે આઘાત ન પહોચે અને દાતાની પ્રસન્નતા બરાબર જળવાઇ રહે તેવી વિશુદ્ધ ભિક્ષાની ગવેષણા, દાતાર ગફલત ન કરે કે ન દૂભાય તેનો સતત ઉપયોગ, સંપૂર્ણ નિર્જીવ ખાનપાનના શોધન

માટે બરાબર નગરૂક દશા, ભિક્ષુવૃત્તિનું ચિંતન, ઈતર સાધકો સાથે સહ-ભોજનવૃત્તિ અને નિરાસક્તભાવે પ્રાપ્ત થયેલા પિંડનું ભોજન કરવું. આ ભાવને સમજીને વર્તનારો ભિક્ષુ એજ આદર્શભિક્ષુ છે અને તે ભિક્ષુની ભિક્ષાવૃત્તિ દાતારના દિલમાં સંયમ અને ત્યાગના સંસ્કાર જન્માવે છે.

આવી ભિક્ષાવૃત્તિથી સંયમી જીવનનો નિર્વાહ કરવો તેજ પિણ્ડૈષણાનું રહસ્ય છે. અને કોઇ પણ પ્રકારના ભૌતિક સ્વાર્થ વિના કે કીર્તિની લાલસા વિના નિઃસ્વાર્થભાવે આપવું તે દાતાનું કર્તવ્ય છે અને તેજ ભાવ આધ્યાત્મિક વિકાસમાં તેને પ્રેરે છે.

એ પ્રમાણે કહું છું.

પિણ્ડૈષણા અધ્યયનનો પ્રથમ ઉદ્દેશક સમાપ્ત થયો.

## બીજો ઉદ્દેશક

ભિક્ષા દેહની પુષ્ટિ માટે નથી. ભિક્ષા પ્રમાદ અને આળસ વધારવા માટે નથી. ભિક્ષા કેવળ જીવન પ્રવાહને જ્વલંત રાખવા માટે છે.

જેમ શરીર તો હાડ, માંસ અને મળનું ભાજન છે, નિઃસાર છે, તેની ચિંતા શી? તેમ ગણી તેને સૂકવી નાખવું કે તેના પ્રત્યે બેદરકાર રહેવું એ કંઈ તપશ્ચરણ નથી ગણાતું પણ એ ભયંકર જડક્રિયા કહેવાય છે. તેજ રીતે દેહને અતિ પુષ્ટ કરવો, તેનીજ ટાપટીપમાં રક્ત રહી જીવનની ઇતિ સમાપ્તિ માની લેવી તે પણ નરી જડતા છે.

આ વસ્તુને સમજી શાણા સાધુઓ જે મધ્યસ્થવૃત્તિથી ભિક્ષાવૃત્તિ ચલાવે છે તેનું અહીં વર્ણન છે.

ગુરુદેવ બોલ્યા:—

[૧] સંયમી ભિક્ષુ બધો આહાર પછી તે સુગંધી (મોદક વગેરે) હો

કે ગંધ રહિત (અર્થાત તદ્દન સાદો) આહાર હો. તે બધું ભોજન પાત્રાને છેલ્લો લેપ લાગ્યો હોય ત્યાંસુધીનું બધું અંગુલિથી સાફ કરીને ખાઈ લે પણ છોડી ન દે.

નોંધઃ—છેલ્લો લેપ સુદ્ધાં ન છોડે એમ કહીને ઉપરના શ્લોકમાં અપરિગ્રહિતા અને સ્વચ્છતાનો આદર્શ આપ્યો છે.

[૨] ઉપાશ્રયમાં કે સ્વાધ્યાય કરવાના સ્થાનમાં બેઠેલ સાધુ ગોચરીમાં મેળવેલ ભોજન ભોગવતાં અપર્યાપ્ત થાય અને વિશેષ આહારની જરૂર પડે તો–અર્થાત્ ક્ષુધા શાન્ત ન થાય તો—

[૩] અથવા બીજા કોઈ કારણથી વધુ આહાર લેવાની આવશ્યકતા ઉભી થાય તો પૂર્વોક્ત ( પ્રથમ ઉદ્દેશકમાં બતાવેલા ) વિધિ તથા આ (નીચે કહેવાશે તે) વિધિથી અન્નપાણીની ગવેષણા (શોધ) કરે.

[૪] શાણો ભિક્ષુ; ભિક્ષા મળી શકે તેવા સમયે ભિક્ષાનો કાળ જાણીને ગોચરી માટે નીકળે. અને જે કંઈ અલ્પ કે પરિમિત આહાર મળે તે ગ્રહણ કરીને ભિક્ષાકાળ પૂર્ણ થતાંજ સ્થાનક તરફ પુનઃ પાછો ફરે. અકાળ (સમય વિનાના કાર્ય)ને છોડીને યથાર્થ સમયે તે તે સમયને યોગ્ય કાર્ય કરે.

નોંધઃ—કયા સમયે કયું કાર્ય કરવું, કેમ વર્તવું ઈત્યાદિ ક્રિયાનો ભિક્ષુએ સતત ઉપયોગ રાખવો ઘટે.

[૫] ( મહાપુરુષો કહે છે કેઃ—) "અહો સાધુ! કોઈ ગ્રામાદિ સ્થાનમાં તું સમય જોયા વિના ભિક્ષાર્થે જઈશ અને સમયને ઓળખીશ નહિ તો તારા આત્માને ખેદ થશે અને ખોરાક ન મળવાથી તું ગામની પણ નિંદા કરીશ."

નોંધઃ—[illegible] ગયા પછી ગોચરી [illegible] ન
મળે તો ખોરાક [illegible] દુઃખ થાય [illegible]

ખરાબ છે કે અહીં ખોરાક સુદ્ધાં મળતો નથી. એવા એવા અનિષ્ટ વિચારો આવવાનો પણ સંભવ રહે.

[૬] માટે ભિક્ષાનો સમય થાય ત્યારેજ ભિક્ષુએ ભિક્ષાર્થે ઉદ્યમ કરવો જોઇએ. ભિક્ષા સમયે નીકળવા છતાં ક્વચિત ભિક્ષા ન મળે તો પણ દીનહીન થઇને શોક ન કરતાં આ સહજ સહજ તપશ્ચર્યા થઇ એમ માનીને તે ક્ષુધાના સંકટને સમભાવપૂર્વક સહન કરે.

[૭] ભિક્ષુ; નાનાં મોટાં પશુ પક્ષીઓ ખોરાક માટે (કે ચણ માટે) એકઠાં થયાં હોય તેની સામે ગમન ન કરે પણ ઉપયોગપૂર્વક બીજેજ માર્ગેથી ગમન કરે અથવા બીજો માર્ગ ન હોય તો પાછો ફરે.

નોંધઃ—સામે જવાથી તે પ્રાણીઓને ભય ઉત્પન્ન થાય અને તેથી તેમની લાગણી દુભાય અથવા ઉડી જાય તો તેમને ખોરાકમાં અંતરાય (વિઘ્ન) પડે.

[૮] ગૃહસ્થને ત્યાં ભિક્ષાર્થે ગયેલો સંયમી ભિક્ષુ કોઈ સ્થળે બેસે નહિ કે ઉભા રહીને વાતોના ગપાટા મારે નહિ.

નોંધઃ—ગૃહસ્થોનો અતિ પરિચય સંયમી જીવનને બાધાકર નીવડે છે. માટેજ મહાપુરુષોએ પ્રયોજન પુરતું કાર્ય લેવાનું કહ્યું છે.

[૯] ગોચરીએ ગયેલો સંયમી કોઈ ગૃહસ્થના ઘરની ભોગળ, કમાડનું પાટિયું, બારણું કે કમાડને ટેકો દઇને (તેનું અવલંબન લઇને) ઉભો રહે નહિ.

નોંધઃ—કદાચ તેને ટેકો દઇને ઉભા રહેતાં બારણું કે કમાડ વગેરે હલી જવાથી પડી જવાનો ભય છે.

[૧૦+૧૧] ગોચરીએ ગયેલો સંયમી બીજા ધર્મના અનુયાયી શ્રમણ, બ્રાહ્મણ, કૃપણ કે ભિખારી જો ગૃહસ્થનાં દ્વારની સન્મુખ ભોજ-

નને માટે કે પાણીને માટે આવી ઉભા હોય તો તેને ઓળંગીને ગૃહમાં પ્રવેશ ન કરે. તેમજ તેમની દ્રષ્ટિ પડે તેવા સ્થાને ઉભો પણ ન રહે. પરંતુ એકાંતમાં (એક બાજુ) જઈને જ ઉભો રહે.

[૧૨] કારણકે તેમ કરવાથી તે ભિખારી કિંવા દાયક નાખુશ થાય અથવા બન્ને નાખુશ થાય તેમજ પોતાના ધર્મની પણ હલકાઈ દેખાય.

**નોંધ:**—મારામાં રખે ભાગ પડાવશે! તેવું માની ભિખારીનું હૃદય દુભાય અથવા આપનારની લાગણી દુભાય અને ભિખારીની આવી દરિદ્રાઇ થઇ જતાં પોતાની કદર પણ ભિખારી જેવી થવાથી જૈનશાસનના સંયમી ધર્મની મહત્તા ઘટે.

[૧૩] પણ ગૃહપતિ તે આવેલા બીજા ભિક્ષુકને ભોજન આપે કિંવા ના પાડે અને તેથી જ્યારે તે ભિક્ષુક પાછો ફરે ત્યારબાદજ સંયમી ભોજન કે પાણીને માટે ત્યાં ગમન કરે.

[૧૪+૧૫] (નીલોત્પલ) લીલું કમળ, (પદ્મ) લાલ કમળ, ચંદ્રવિકાસી શ્વેત કમળ અથવા માલતી મોગરાનું કે તેવું બીજું કોઈ પણ ફૂલ ચૂંટીને કોઈ બાઈ ભિક્ષા આપે તો તે ભોજન અને પાન સંયમીને અકલ્પ્ય (અગ્રાહ્ય) છે. માટે આપનાર બેનને કહે કે એ આહાર પાણી હવે મને ગ્રાહ્ય (કલ્પ્ય) નથી.

[૧૬+૧૭] લીલું કમળ, લાલ કમળ, ચંદ્રવિકાસી શ્વેત કમળ અથવા મોગરાનું કે તેવું બીજું કોઇ પણ ફૂલ કચરીને, છેદીને કોઇ બાઇ ભિક્ષા વ્હોરાવે તો તે ભોજન અને પાન સંયમીને ગ્રાહ્ય નથી. માટે ભિક્ષા આપનાર બેનને ભિક્ષુ કહે કે બેન! તે અન્ન-પાન મારા માટે કલ્પ્ય નથી.

[૧૮+૧૯] કમળનો કંદ, ખાખરાનો કંદ, કમળની નાળ (મૃણાલ), લીલા કમળની નાળ, કમળના તંતુ, સરસવની ડાંડલી, શેરડીના કટકા

આ બધું સચેત હોય તો તે તથા નવી કુંપળી, વૃક્ષની, તૃણની તથા એવી બીજી પણ કોઇ વનસ્પતિની કાચી કુંપળીઓ વગેરે હોય તો તેને પણ સાધુ ગ્રહણ ન કરે.

[૨૦] તેમજ (જેનું બીજ બંધાણું નથી તેવી) કુણી ચોળા કે મગની ફળીઓ એકવાર શેકેલી હોય અથવા કાચી હોય તો તે આપનાર બેનને ભિક્ષુ કહે કે મને તેવું ગ્રાહ્ય નથી.

[૨૧] અગ્નિ આદિથી અપક્વ બોરકૂટ, વાડાના કારેલાં, નાળિયેર, તલ- પાપડી તથા નિંબવૃક્ષનું ફળ ( લિંબોળી ) વગેરે કાચાં હોય તો મુનિ ગ્રહણ ન કરે.

[૨૨] તેમ જ ચોખાનો તથા તલનો આટો તેમજ સરસવનો ખોળ તથા અપક્વ પાણી વગેરે કાચું હોય અથવા મિશ્ર પાણી હોય તો ભિક્ષુ તેને પણ ગ્રહણ ન કરે.

[૨૩] અપક્વ કોઠું, બિજોરું, પાંદડા સહિત મૂળા કે મૂળાની કાતરી વગેરે કાચાં કિંવા શસ્ત્ર પરિણત ન હોય તો તે પદાર્થોને મુનિ મનથી પણ ન ઇચ્છે.

[૨૪] તે જ પ્રમાણે ફળોનું ચૂર્ણ, બીજોનું ચૂર્ણ, બહેડાં તથા રાવણનાં ફળ વગેરે કાચાં હોય તો સચેત જાણીને તેને છોડી દે.

[૨૫] હમેશાં ભિક્ષુ સામુદાનિક (ધનવાન અને નિર્ધન એ બન્ને સ્થળે) સમાન ગોચરી કરે. નિર્ધન કુળનું ઘર જાણી તેને ઉલ્લંઘીને શ્રીમંતને ઘેર ન જાય.

નોંધ:—શ્રીમંત હો કે ગરીબ હો. તપસ્વી ભિક્ષુ તે બન્ને પર સમ- દ્રષ્ટિ રાખે અને રાગરહિત થઇ પ્રત્યેક ઘેર ગોચરી અર્થે ગમન કરે.

[૨૬] નિર્દોષ ભિક્ષાગ્રહણની ગવેષણા કરવામાં રત અને આહારની મર્યાદાને જાણનાર પંડિત ભિક્ષુ ભોજનમાં અનાસક્તિ રાખી

તથા દીનપણાથી રહિત થઈને ભિક્ષાવૃત્તિ કરે. તેમ કરતાં કદાચિત્ આહાર ન મળે તો પણ ખેદ ન પામે.

[૨૭] ગૃહસ્થને ઘેર ભિન્ન ભિન્ન પ્રકારના મેવા, મુખવાસ ઇત્યાદિ ભોજન હોય છતાં તે ગૃહસ્થ આપે કે ન આપે તો પણ પંડિત ભિક્ષુ તેના પર કોપ ન કરે.

[૨૮] શય્યા, આસન, વસ્ત્ર, ભોજન, પાણી વગેરે ગૃહસ્થને ત્યાં પ્રત્યક્ષ દેખાતાં હોય તેમ છતાં જો તે ન આપે તો પણ સંયમી તેના પર કોપ ન કરે.

[૨૯] સ્ત્રી, પુરુષ, બાળક, કે વૃદ્ધ નમસ્કાર કરતાં હોય તે વખતે તેની પાસે કશી યાચના ન કરે. તેમજ આહાર નહિ દેનાર સાથે કઠોર શબ્દો પણ ન બોલે.

[૩૦] જે નમસ્કાર ન કરે તેના પર કોપ ન કરે તેમજ કોઇ વંદન કરે તો અભિમાન પણ ન લાવે. આ પ્રમાણે વિવેકપૂર્વક જે સંયમ પાળે છે તેનું સાધુત્વ બરાબર જળવાય છે.

[૩૧+૩૨] કદાચ કોઈ સાધુ સ્વયં સુંદર ભિક્ષા મેળવીને "હું એકલોજ તેનો ઉપભોગ કરીશ, જો હું બીજાને બતાવું તો બીજા મુનિ કિંવા આચાર્ય તે સ્વયં ગ્રહણ કરશે," એમ માનીને લોભથી છૂપાવે છે તે લાલચુ તથા સ્વાર્થી (પેટભરો) ભિક્ષુ ઘણું પાપ કરે છે, અસંતુષ્ટ બને છે અને નિર્વાણને પામી શકતો નથી.

[૩૩+૩૪] વળી કોઈ ભિન્ન ભિન્ન પ્રકારનું અન્નપાન મેળવીને તેમાંનું સુંદર સુંદર (માર્ગમાં પોતે) ભોગવીને બાકી ઠંડો અને નીરસ આહાર ઉપાશ્રયમાં લાવે. કારણ કે તેમ કરવાથી બીજા શ્રમણો એમ જાણે કે "આ મુનિ ખૂબ આત્માર્થી અને લૂખી વૃત્તિથી જીવનારો સંતોષી ભિક્ષુ છે કે જે સંતુષ્ટ થઇને લૂખો સૂકો આહાર જ સેવે છે."

[૩૫] આવી રીતે દંભથી જે પૂજા, કીર્તિ, માન અને સન્માનનો ઇચ્છુક

છે તે ઘણું પાપ પ્રસવે (સેવે) છે. અને માયારૂપી શલ્યને એકઠું કરે છે.

નોંધઃ—માયા અને દંભ એ બન્ને એકાંત અનર્થનાં મૂળ છે. તેનું જે સેવન કરે છે તે એવા અધર્મનો સંચય કરે છે, કે જે અધર્મથી તે જીવાત્મા ઉચ્ચ સ્થિતિમાં હોવા છતાં નીચ ગતિમાં ગમન કરે છે.

[૩૬] સંયમી ભિક્ષુ પોતાના સંયમરૂપ નિર્મળ યશનું રક્ષણ કરતો જેના ત્યાગમાં કેવળી (જ્ઞાની) પુરુષોની સાક્ષી છે તે ભિક્ષુ દ્રાક્ષનો આસવ, મહુડાંનો રસ કે બીજા કોઇ પણ માદક રસને કદી પણ ન પીએ.

નોંધઃ—કોઈ પણ માદક વસ્તુ ભિક્ષુએ ન વાપરવી, માદક વસ્તુથી જાગૃતિનો નાશ થાય છે.

[૩૭] મને કોઇ દેખતું નથી તેમ માની જે કોઇ ભિક્ષુ એકાંતમાં ચોરી કરીને તેવો માદક રસ પીએ છે તેના દોષોને અને માયાને જુઓ અને હું તે વર્ણવું છું; માટે સાંભળો.

[૩૮] તેવા ભિક્ષુની આસક્તિ વધે છે અને છળકપટ તથા અસત્યાદિ દોષો પણ વધે છે. આ લોકમાં અપકીર્તિ પ્રસરે છે. તેમજ પારલૌકિક શાંતિ પણ તે પામતો નથી અને (સાધુપણાથી વંચિત થઇ) સતત અસાધુતાને મેળવ્યા કરે છે.

નોંધઃ—લેશ ત્રુટિ પણ પતનના મહાન નિમિત્તરૂપ બની જાય છે. સાધુતાના સાધકે સતત જાગૃતિ રાખવી જોઇએ.

[૩૯] જેમ ચોર પોતાના દુષ્કર્મોથી ભ્રાંતચિત્ત રહે છે તેમ દુર્બુદ્ધિ ભિક્ષુ પણ પોતાના દુષ્કર્મોથી અસ્થિરચિત્તવાળો રહે છે તેવો મુનિ મૃત્યુના અંતસુધી પણ સંવરધર્મની આરાધના કરી શકતો નથી.

નોંધઃ—જેનું ચિત્ત ભોગોમાં આસક્ત રહે છે તે કદી સંયમમાં દત્તચિત્ત રહી શકતો નથી.

[૪૦] અને માત્ર વેશધારી તેવો સાધુ પોતાના આચાર્યોને કે બીજા શ્રમણોને પણ આરાધી શકતો નથી. મહાપુરુષોના ઉપદેશની તેના પર કશી અસર થતી નથી. વળી ગૃહસ્થો પણ તેને નિંદે છે. કારણકે તે બધા તેની આવી અસાધુતાને સ્પષ્ટ સમજી શકે છે.

[૪૧] એ પ્રમાણે દુર્ગુણોને સેવનાર અને ગુણોને તજી દેનાર તેવો ભિક્ષુ મરણના છેડા સુધી (સાચા) સંવર (પાપ રોકનાર) ધર્મને આરાધી શકતો નથી.

નોંધઃ—સદ્ગુણોની આરાધનાથી જ ધર્મની આરાધના થાય છે જે ક્રિયાથી સદ્ગુણોની પ્રાપ્તિ કે વૃદ્ધિ ન થતી હોય તે ધર્મક્રિયા કહેવડાવવાને પાત્ર હોઇ શકે નહિ.

[૪૨] જે શાણો સાધુ (બુદ્ધિમાન સાધક) સ્નિગ્ધ અને સ્વાદિષ્ટ ઉચ્ચ રસવાળાં રસિક ભોજનોને છોડી દઇ તપશ્ચર્યા કરે છે, જે મદ (અભિમાન) તથા પ્રમાદથી નિવૃત્ત થઇ તપસ્વી બની વિકાસ-માર્ગે વહન કરે છે;

[૪૩] તે ભિક્ષુનાં કલ્યાણરૂપ સંયમ તરફ નજર કરો. કે જે અનેક ભિક્ષુઓથી પૂજ્ય છે. તથા વિસ્તીર્ણ મોક્ષના અર્થથી યુક્ત બને છે. તેનું હું ગુણ કથન કરીશ. કહેતા એવા મને સાંભળો.

[૪૪] ઉપર પ્રમાણે સદ્ગુણોનો ઇચ્છુક અને દુર્ગુણનો ત્યાગી ભિક્ષુ મરણના છેડા સુધી સતત સંવર ધર્મનું આરાધન કરે છે.

[૪૫] તેવો શ્રમણ આચાર્યોને તથા બીજા સાધુઓને પણ આરાધે છે. અને તેને તેવો ઉત્તમ ભિક્ષુ જાણીને ગૃહસ્થો પણ તેની પૂજા કરે છે.

[૪૬] જે તપનો, વાણીનો, રૂપનો અને આચારભાવનો ચોર હોય છે તે દેવયોનિને પ્રાપ્ત થવા છતાં કિલ્બિષી જાતનો (હલકી જાતનો) દેવ બને છે.

નોંધ—જે તપ ન કરતો હોય છતા તપસ્વી કહેવડાવવાનો ઢોગ કરે છે તેમજ વાણી, રૂપ તથા આચરણ સુદર ન હોય છતા સુદરતાનો ઢોગ કરે તે ચોર ગણાય છે.

[૪૭] કિલ્બિષ જાતના હલકા દેવલોકમા ઉત્પન્ન થયેલો તે સાધક દેવપણું પામીને પણ "કયા કર્મથી મારી આ ગતિ થઇ" તેને જાણી શકતો નથી

નોંધ—ઉચ્ચકોટિના દેવો જ ઉત્તમ પ્રકારના ભોગસુખો પામે છે. તેમજ પૂર્વકાળના જીવનને જાણી શકે તેવી શક્તિ પણ તેજ મેળવે છે

[૪૮] તે કિલ્બિષદેવ ત્યાથી ચવીને (ગતિ કરીને) મુગા (ન બોલી શકે તેવા) બકરાની યોનિને પામે છે અથવા નરકયોનિમા કે તિર્યંચ યોનિમા ગમન કરે છે કે જ્યા (સમ્યક્ત્વ) સદ્બોધની પ્રાપ્તિ અતિ અતિ દુર્લભ છે

[૪૯] આવા દોષને જોઈને જ જ્ઞાતપુત્ર ભગવાન મહાવીરે કહ્યુ છે કે બુદ્ધિમાન સાધક લેશમાત્ર પણ માયા કે અસત્ય ચતુ હોય તેને છોડી દે

[૫૦] આ પ્રમાણે સંયમી ગુરુઓ પાસેથી ભિક્ષાની ગવેષણાશુદ્ધિને શીખીને તથા ઇંદ્રિયોને સમાધિમા રાખીને તીવ્ર સયમી અને ગુણવાન ભિક્ષુ સયમમા વિચરે

નોધ—નિસ્પૃહતા એ ભિક્ષુનો મુદ્રાલેખ છે સતોષ એ એનો સદાનો સગી સુહૃદ્ છે તેથી ભિક્ષા હાજર હોવા છતા ન મળે કે અકલ્પ્ય હોવાથી છોડી દેવી પડે તો પણ તે દીન કે કાયર બનતો નથી.

રસવૃત્તિનો ત્યાગ, પૂજા સત્કારની વાછાનો ત્યાગ અને અપથ્ય વસ્તુઓનો ત્યાગ એ ભિક્ષુની વૃત્તિના સહજ ગુણો છે. સદ્ગુણના ભડારમા તે વૃદ્ધિ કરતો કરતો તે સહજાનદની લહેરમાજ એકાત મસ્ત રહે છે.

એમ કહું છુ.

એ પ્રમાણે પિણ્ડૈષણા નામનુ પાચમુ અધ્યયન પૂર્ણ થયુ.

# ધર્માર્થકામાધ્યયન

( મોક્ષના ઈચ્છુકોનું અધ્યયન )

૬

સદ્ધર્મને આચરવાનું ફળ મોક્ષપ્રાપ્તિ છે. કર્મબંધનથી સર્વથા મુક્ત થયા વિના કોઈ પણ જીવાત્માને સ્થિર, સત્ય અને અબાધિત સુખ પ્રાપ્ત થયું નથી, થતું નથી અને થશે નહિ. આવો અનંતજ્ઞાની પુરુષોનો પ્રત્યક્ષ અનુભવ છે.

આથીજ સુખના ઈચ્છુક સાધકો મોક્ષમાર્ગના સાધનભૂત સદ્ધર્મને જ આરાધવાનું પસંદ કરે છે. તે મોક્ષમાર્ગમાં સૌથી પ્રથમ પસંદગી સંપૂર્ણ ત્યાગની છે. તેની સાધના કરનાર વર્ગ સાધક કહેવાય છે. ત્યાગીના ત્યાગરૂપી ઈમારતના સ્તંભને જ આચાર કહેવાય છે.

..

એકદા એ મોક્ષમાર્ગના પ્રબળ ઉપાસક અને જૈનધર્મના ઉદાર તત્ત્વોને પચાવી શાન્તિસાગરમાં ઝીલનાર મહા તપસ્વી શ્રમણ પોતાના વિશાળ શિષ્યસમુદાય સમેત ગામની બહાર આવેલા એકાંત અરણ્યમાં પધાર્યા.

તેમના સતસંગનો લાભ લેવા અનેક જિજ્ઞાસુઓ ગયા, અને તે ત્યાગી, શાંત, દાન્ત તથા ધીમાન ગણિવરને બહુ ભાવ ભર્યા વંદન નમસ્કાર કરી ત્યાગના આચાર-નિયમો સંબંધમાં અનેક પ્રશ્નો કર્યા. તેમના હૃદયનું જે સમાધાન કરવામાં આવ્યું તે નિમ્નોક્ત અધ્યયનમાં છે.

અહિંસાનો આદર્શ, બ્રહ્મચર્યના લાભ, મૈથુનનાં દુષ્પરિણામ, બ્રહ્મચર્યપાલનના માનસિક ચિકિત્સાપૂર્ણ ઉપાયો, આસક્તિનું સચોટ સ્પષ્ટીકરણ એ બધું બહુ સુંદર રીતે અહીં વર્ણવ્યું છે.

ગુરુદેવ બોલ્યા:—

[૧] સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ દર્શનથી સંપન્ન, સંયમ અને તપશ્ચર્યામાં રત અને આગમ (શાસ્ત્ર) જ્ઞાનથી પરિપૂર્ણ એવા એક આચાર્યવર (શિષ્યોના સમૂહ સહિત એક પવિત્ર) ઉદ્યાનમાં પધાર્યા.

નોંધ:—તે કાળમાં વિશેષતઃ મુનિઓ નગર સમીપના ઉદ્યાનમાં વનપાળની આજ્ઞા યાચીને રહેતા હતા. ત્યાં આગળ ધર્મપ્રવચનો સાંભળવા સારુ મહારાજા, મંત્રીઓ તથા નગરજનો આવી તેમનો લાભ લેતા અને ધર્મને આચરવામાં દત્તચિત્ત રહેતાં.

[૨] (તે પ્રસંગે સદ્બોધ સાંભળવા આવેલા) રાજા, રાજપ્રધાનો, બ્રાહ્મણો, ક્ષત્રિયો તથા ઈતર વૈશ્યજનો પોતાના મનને નિશ્ચલ કરીને (અથવા પોતાના આત્માને પ્રસન્ન કરીને) વિનયપૂર્વક તે મહાપુરુષને પૂછે છે કે હે ભગવન્! આપનો આચાર અને ગોચર વગેરે કેવાં છે તે કૃપા કરી કહો.

નોંધ:—અહીં આચારનો અર્થ ધર્મ અથવા ધર્મપાલનના મૂળ નિયમોને લગતો છે અને ગોચર એટલે સંયમપાલનના ઈતર નિયમો કે જે દ્વારા મૂળવ્રતોની પુષ્ટિ થાય તે પૂરતો સમજવો ઘટે.

[૩] ઈંદ્રિયોનું દમન કરનાર, જીવ માત્રનું સુખ ઇચ્છનાર અને નિશ્ચલ મનવાળા તે વિચક્ષણ મહાત્મા શિક્ષાથી યુક્ત થઈ આ પ્રમાણે કહેવા લાગ્યા:—

નોંધ:—શિક્ષાના બે પ્રકાર છે. (૧) આસેવના શિક્ષા અને (૨) ગ્રહણ શિક્ષા. પ્રથમ શિક્ષામાં જ્ઞાનાભ્યાસનો સમાવેશ થાય છે અને બીજામાં તદનુસાર વર્તન કરવાનો સમાવેશ થાય છે.

[૪] (ગુરુદેવ બોલ્યા:) હે શ્રોતાઓ! ધર્મના પ્રયોજનરૂપ મોક્ષની ઇચ્છાવાળા નિર્ગ્રંથોના અતિ કઠિન અને સામાન્યજનોથી અસાધ્ય

ગણાતા એવા સપૂર્ણ આચાર તથા ગોચરનું હું સક્ષિપ્તમા વર્ણન કરીશ કહેતા એવા મને તમે શાંત ચિત્તથી સાભળો

[૫] આ લોકમા જેનું પાલન કરવુ અતિ અતિ કઠિન છે તેવુ દુષ્કર વ્રત–આવો કઠણ આચાર એકાત મોક્ષના ભાજનરૂપ ગણાતા અને સયમના સ્થાનરૂપ વીતરાગના માર્ગ વિના બીજે ક્યાય બતાવ્યો નથી અને બતાવશે પણ નહિ

નોધ —જૈનદર્શન સિવાય સાખ્ય, બૌદ્ધ ઇત્યાદિ કોઇ દર્શન કે મતોમા આવી કઠિન પ્રતિજ્ઞાઓ પાળવાની હોતી નથી જૈનદર્શનના નિયમો શ્રમણ તથા ગૃહસ્થવર્ગને માટે પણ કડક બનાવેલા છે તે નિયમોનું પાલન જેટલે અશે થાય તેટલે અશે સ્વાભાવિક ત્યાગ અને તપની આરાધના થાય છે અને તે દ્વારા આત્મવિકાસ થતો રહે છે

[૬] વયમા બાળ કે (શારીરિક અને માનસિક શક્તિમાં અપક્વ), વ્યક્ત (શારીરિક અને માનસિક શક્તિમા પરિપક્વ) કિંવા વૃદ્ધ એટલે જરાજીર્ણ તથા રોગિષ્ઠને પણ જે ગુણો અખડ અને અતૂટ રીતે આરાધવાનાં (પાળવાના) હોય છે તે પૂર્વના મહા પુરુષોએ જેવા આકારમા કહ્યા છે તે રૂપેજ કહું છુ તમે સાભળો

નોધ —જે સ્થાનો નીચે કહેવામા આવે છે તે સ્થાનો તો લઘુવયનો હો કે વૃદ્ધ હો, રોગષ્ઠિ હો કે આરોગી હો સૌ કોઈ નિર્ગ્રંથ સાધકને પરિપૂર્ણ રીતે પાળવાના છે કારણ કે તેજ સાધુત્વના મૂળ છે તેમા કોઈ પણ વ્યક્તિને અપવાદ હોઈ શકે નહિ ગમે તે સ્થિતિમા અને ગમે તેવા સયોગોમા તેનુ યથાર્થ પાલન કરવુ એ શ્રમણવરોનુ કર્ત ય છે

[૭] એ આચારના નીચે પ્રમાણે અઢાર સ્થાનો છે જો અજ્ઞાની સાધક તે પૈકીના એકની પણ વિરાધના કરે તો તે નિર્ગ્રંથ શ્રમણ ભાવથી ભ્રષ્ટ થાય છે

[૮] (તે અઢાર સ્થાનો આ પ્રમાણે છે –) છ વ્રતો (પાચ મહાવ્રત તથા છઠ્ઠું રાત્રિભોજનનો નિષેધ)નુ પાલન કરવુ પૃથ્વી, પાણી,

અગ્નિ, વનસ્પતિ, વાયુ અને હાલતા ચાલતા જીવો એમ ૭ પ્રકારનાં પ્રાણીઓ પર દયા રાખવી, અકલ્પ્ય (દૂષિત) આહાર પાણી ન લેવાં, ગૃહસ્થના ભાજનમાં ન ખાવું, તેના પલંગ પર ન બેસવું કે તેની બેઠક ન વાપરવી, સ્નાન તથા શરીરની શોભાનો ત્યાગ કરવો.

નોંધઃ—સાધુજનોએ શરીરની શોભા વધારવા માટે સ્નાન, ગંધ કે ટાપટીપ કરવી ઘટે નહિ, ગૃહસ્થનાં વાસણ, પલંગ, બેઠક કે કોઇ પણ સાધનો પણ વાપરવાં ઘટે નહિ, કારણ કે તેમ કરવાથી વિલાસ અને પરતંત્રતા આવે છે. જ્યાં દેહભાન, વિલાસ અને પરતંત્રતા આવે એટલે ત્યાં સંયમ અને સ્વાલંબનનો નાશજ થાય છે.

[૯] (પ્રથમ સ્થાનઃ—)-બધા જીવો સાથે સંયમપૂર્વક વર્તવું તેજ ઉત્તમ પ્રકારની અહિંસા છે અને ભગવાન મહાવીરે તેનેજ અઢાર સ્થાનકોમાં પ્રથમ સ્થાને દર્શાવેલી છે.

નોંધઃ—સંયમ એજ અહિંસાનું બીજ છે. અહિંસાનો ઉપાસક સંયમી ન રહે તો અહિંસાનું પાલન ન કરી શકે. મન, વચન અને કાયાપર જેમ જેમ સંયમ આવતો જાય તેમ તેમ સાધક અહિંસામાં આગળ વધતો જાય એમ ભગવાન મહાવીર કહે છે.

## અહિંસાનું પાલન શી રીતે થાય?

[૧૦] સંયમી સાધક આલોકમાં જેટલા (હાલતા ચાલતા) ત્રસ અને સ્થાવર (સ્થિર જીવો) છે તેને જાણતાં કે અજાણતાં હણે નહિ, હણાવે નહિ કે હણનારને અનુમોદે પણ નહિ.

[૧૧] (શા માટે હણે નહિ તેનું કારણ જણાવે છે કેઃ—) જગતના (નાના કે મોટા) સર્વ જીવો જીવનને ઇચ્છે છે. કોઈ પણ પ્રાણી મૃત્યુને ઇચ્છતું નથી. માટેજ એ ભયંકર પાપરૂપ પ્રાણીહિંસાને નિર્ગ્રંથ પુરુષો સર્વથા ત્યાગી દે છે.

[૧૨] (બીજું સ્થાનઃ—) સંયમી પોતાના સ્વાર્થ માટે કે બીજાને માટે ક્રોધથી કિંવા ભયથી પરને પીડા ઉત્પન્ન કરે તેવું હિંસા-

કારી અસત્ય બોલે નહિ, બીજા પાસે બોલાવે નહિ અને બીજો તેવું અસત્ય બોલતો હોય તો તેને અનુમોદન પણ આપે નહિ.

**નોંધઃ**—વાસ્તવિક રીતે તો કોઈ પણ પ્રકારનું અસત્ય બોલવું તે સંયમી સાધક માટે ત્યાજ્ય જ છે સંયમીએ કેવી ભાષા બોલવી તે બધો અધિકાર સુવાક્યશુદ્ધિ નામના સાતમા અધ્યયનમા વિસ્તારપૂર્વક આવશે. અસત્ય ન બોલવાની સાથે અસત્ય ન વર્તવું તે ભાવ પણ સાથે જ સમજી લેવા જોઈએ.

[૧૩] કારણકે આલોકમાં મૃષાવાદને સર્વ સાધુપુરુષોએ નિંદેલ છે. અસત્યવાદી પુરુષ પ્રત્યેક જીવોનું અવિશ્વાસપાત્ર બની રહે છે. માટે અસત્યનો સર્વથા ત્યાગ કરવો ઘટે.

[૧૪+૧૫] (ત્રીજું સ્થાન :—) સજીવ વસ્તુ કે નિર્જીવ વસ્તુ અલ્પ પ્રમાણુમાં કે બહુ પ્રમાણુમાં, વધારે તો શું પરંતુ એક દાંત ખોતરવાની સળી પણ માલિકની રજા મેળવ્યા વિના સંયમી પુરુષો સ્વયં ગ્રહણ કરતા નથી, બીજા દ્વારા ગ્રહણ કરાવતા નથી કે અદત્ત ગ્રહણ કરનારને અનુમોદન સુદ્ધાં આપતા નથી.

**નોંધ.**—અહીં સંયમી પુરુષ એટલે સર્વ ત્યાગી પુરુષનો ધર્મ કહ્યો છે કારણ કે તે કશું સંગ્રહી રાખતા નથી. તેણે પોતાની માલિકીની વસ્તુ પણ વિશ્વને ચરણે ધરી દીધી હોય છે. તેથી સામાન્ય વસ્તુ પણ તે આજ્ઞા વિના લઈ શકતા નથી. સંયમી ગૃહસ્થ આવો સંપૂર્ણ ત્યાગ કરી શકે નહિ. માટે તેણે અણહકની કે પોતાની માલિકી ઉપરાતની વસ્તુ લેવી નહિ તેજ અદત્તાદાનવ્રતનું પાલન છે. મળેલી વસ્તુમા પણ સંયમ રાખવો અને અપરિગ્રહની ભાવના કેળવવી તેનો સમાવેશ ગૃહસ્થ સાધકના પાચમા વ્રતમાં થાય છે.

[૧૬] (ચોથુ સ્થાનઃ—) સંયમનો ભંગ કરે તેવાં સ્થાનોથી દૂર રહેનારા (ચારિત્ર ધર્મમાં સાવધાન) મુનિજનો સાધારણ જનસમૂહથી

દુઃસાધ્ય, પ્રમાદના કારણભૂત અને મહા ભયંકર એવા અબ્રહ્મચર્યને કદી આચરતા નથી.

[૧૭] કારણ કે આ અબ્રહ્મચર્ય એ જ અધર્મનું મૂળ છે. મૈથુન એજ મહાદોષનું ભાજન છે. માટે મૈથુન સંસર્ગને નિર્ગ્રંથ પુરુષો ત્યાગી દે છે.

નોંધઃ—મહાપુરુષો બ્રહ્મચર્યવ્રત એ.સર્વ વ્રતોમાં સમુદ્ર સમાન ગણે છે. કારણ કે ઇતર વ્રતો પાળવાં સહેલાં છે. બ્રહ્મચર્ય પાળવું એજ અતિ કઠિન છે. સારાંશ કે બ્રહ્મચર્યના ભંગમાં અન્ય નિયમોનો ભંગ અને તેના પાલનમાં અન્ય વ્રતોના પાલનની સુગમતા થઈ શકે છે.

[૧૮] *(પાંચમું સ્થાનઃ—) જે જ્ઞાત પુત્ર (ભગવાન મહાવીર)ના* વચનમાં રક્ત રહેલા સાધુપુરુષો હોય છે તે બિલવણ (બળેલું મીઠું), અથાણાં વગેરેનું સામાન્ય મીઠું, તેલ, ઘી, ગોળ ઇત્યાદિ કે તેવી કોઇ ખાદ્ય વસ્તુઓનો રાત્રિ સુધી સંગ્રહ (સંચય) કરી રાખતા નથી. તેમ સંચય કરવાની ઇચ્છા પણ ધરાવતા નથી.

[૧૯] આ પ્રમાણે સંચય કરવો તે એક યા બીજા પ્રકારના લોભનોજ અનુસ્પર્શ (અનુભવ) છે. અર્થાત્ આવી સંચય ભાવનાથી લોભની વૃદ્ધિ થાય છે. તેથી હું માનું છું કે જે કોઇ સાધુ સંગ્રહની ઇચ્છાવાળો છે તે સાધુ નથી પણ ગૃહસ્થ જ છે.

નોંધઃ—વસ્તુતઃ તો તેવો સાધુ ગૃહસ્થની ઉપમાને પણ લાયક નથી. કારણકે ગૃહસ્થ તો ત્યાગ ન કરી શકવાથી પોતાની જાતને પૂર્ણ સંયમી કહેવડાવતો નથી. પરંતુ સાધુજી તો પોતાની જાતને પૂર્ણ સંયમી કહેવડાવે છે. બિરુદ ધારણ કરી ધર્મ ન બજાવે તો બમણો ગુનેગાર ગણાય છે.

[૨૦+૨૧] (અહીં કોઈ પ્રશ્ન કરે કે સાધુજી વસ્ત્ર, પાત્ર ઇત્યાદિ રાખે છે તે સંગ્રહ કે પરિગ્રહ નથી? તેનું સમાધાન નીચેની ગાથામાં સ્પષ્ટ રીતે કહે છેઃ—)

જે કંઇ વસ્ત્ર, પાત્ર, કંબલ, પાદપુંછન, રજોહરણ ઇત્યાદિ સંયમનાં ઉપકરણોને સંયમના નિર્વાહને માટે જે સંયમી પુરુષો ધારણ કરે છે કે પહેરે છે તેને જગતના જીવોના રક્ષક જ્ઞાતપુત્ર ભગવાન મહાવીર દેવે પરિગ્રહ કહ્યો નથી. પરંતુ તેમાં સંયમધર્મ બતાવ્યો છે. પરંતુ તે વસ્ત્રાદિક કોઈ પણ વસ્તુ પર જો મૂર્ચ્છા (આસક્તિ) હોય તોજ તે પરિગ્રહ છે એમ તે ઋષીશ્વરે ફરમાવ્યું છે.

નોંધઃ—સંયમના સાધનોને નિરાસક્તિથી ભોગવવા તેમાં ધર્મ છે. કારણકે તે સંયમની વૃદ્ધિના હેતુભૂત છે. પણ જ્યારે તેજ બંધનરૂપ થાય ત્યારે તે ત્યાજ્ય બને છે. આથી સંયમ તે વસ્ત્રધારણમાં કે વસ્ત્રત્યાગમાં નથી. પરંતુ ભાવનામાં છે તે રહસ્ય સમજાવ્યું છે. વસ્ત્ર તથા સૌ સાધનોનો ત્યાગી પણ જો આસક્ત હોય તો તે તાત્ત્વિક અપેક્ષાએ સંયમી કે સાધુ ગણાતો નથી.

[૨૨] આથી સર્વ વસ્તુ (વસ્ત્ર, પાત્ર ઇત્યાદિ ઉપધિ) તથા સંયમના ઉપકરણોનું સંરક્ષણ કરવામાં કે તેને રાખવામાં જ્ઞાની પુરુષો મમત્વભાવ આચરતા નથી, તેમજ તે પોતાના દેહ પર પણ મમત્વ રાખતા નથી.

નોંધઃ—સંયમીઓ દેહભાન ભૂલવાની સતત ક્રિયાઓ કરતા હોય છે. જેનો સંબંધ જન્મથી જ હોય છે તેવા દેહ પર જેને મમત્વભાવ ન હોય (અથવા દેહભાન નિવારવાનો જે પ્રયત્ન કરતા હોય) તેને વસ્ત્ર, પાત્ર, કંબલાદિ પર મૂર્ચ્છા કેવી રીતે હોઈ શકે? અને જો તેવી વસ્તુઓમાં પણ મૂર્ચ્છા હોય તો તે સંયમી શી રીતે કહેવાય?

[૨૩] (છઠ્ઠું વ્રતઃ—) બધા જ્ઞાનીપુરુષોએ વર્ણવ્યું છે કે અહો! સાધુ પુરુષો માટે આ કેવું નિત્ય તપ છે! કે તેમને જીવનપર્યંત સંયમના નિર્વાહ માટે ભિક્ષાવૃત્તિ કરવાની હોય છે અને એકભક્ત એટલે દિવસનાજ માત્ર આહાર કરવાનો હોય છે. રાત્રિનો સર્વથા ત્યાગ હોય છે.

નોંધઃ—ચાર પહોરનો એક ભક્ત ગણાય છે. કવચિત્ એક ભક્તનો અર્થ એક વાર ભોજન કરવું એવો પણ થાય છે. પરંતુ અહીં રાત્રિભોજન પૂરતું તેનું સ્થાન છે.

[૨૪] (રાત્રિભોજનના દોષો બતાવે છેઃ—) ધરતીને વિષે એવાં ત્રસ (હાલતાં ચાલતાં) અને સ્થાવર વગેરે સૂક્ષ્મ પ્રાણીઓ હોય છે કે જે રાત્રિને વિષે (અંધારામાં) જોઇ શકાતાં નથી. તો તે વખતે આહારની શુદ્ધ ગવેષણા શી રીતે કરી શકાય ?

નોંધઃ—રાત્રે ખોરાક ખાવાથી અનેક સૂક્ષ્મ જીવોની હિંસા તથા જીવો ખોરાકમાં જવાથી શરીરમાં રોગ થવાનો સંભવ છે. તેમજ રાત્રિભોજન કર્યા પછી તુરત સૂઈ જવાનું હોવાથી તે ખોરાક પચી શકતો નથી. એમ શારીરિક અને ધાર્મિક બન્ને દ્રષ્ટિબિંદુએ અનેક દોષોની ઉત્પત્તિ હોવાથી સાધુઓ માટે રાત્રિભોજનનો પ્રતિબંધ કરેલ છે. તેજ રીતે ગૃહસ્થે પણ તેનો ત્યાગ કરવો ઘટે.

[૨૫] વળી પાણીથી ભિંજાયેલી પૃથ્વી હોય કિંવા પૃથ્વી પર બીજ વેરાયાં હોય તેમજ બીજાં કીડી કુંથવા વગેરે ઘણાં પ્રાણીઓ માર્ગમાં હોય છે. તેને દિવસે તો જોઈ શકાય તેથી તેની હિંસા ન થાય. પરંતુ રાત્રે ન દેખાવાથી કેમ ચાલી શકાય ? (કારણકે હિંસાનો સંભવ છે.)

[૨૬] આવા આવા અનેક દોષો થવાનું જાણીને જ્ઞાતપુત્ર ભગવાન મહાવીરે કહ્યું છે કે નિર્ગ્રંથ (સંસારની ગ્રંથીથી રહિત) પુરુષો રાત્રિ સમયે કોઇ પણ પ્રકારના આહાર કે પાણી ઇત્યાદિને ભોગવતા નથી.

[૨૭] (સાતમું સ્થાનઃ—) સુસમાધિવંત સંયમી પુરુષો મન, વચન અને કાયાથી પૃથ્વીકાયના જીવોને હણતા નથી, હણાવતા નથી કે હણનારને અનુમોદન આપતા નથી.

નોંધઃ—સાધુ પુરુષો જ્યારે સંયમ અંગીકાર કરે છે તે વખતે ત્રણ કરણ ત્રણ યોગે કરીને હિંસાના પ્રત્યાખ્યાન લે છે. પહેલા મનના

૩×૩=૯×૯=૮૧ ભેદો બીજા વ્રતના ૩×૩=૯×૪=૩૬ ભેદો, ત્રીજા વ્રતના ૩×૩=૯×૬=૫૪ ભેદો, ચોથા વ્રતના ૩×૩=૯×૩=૨૭ ભેદો, પાચમા વ્રતના ૩×૩=૯×૬=૫૪ ભેદો અને છઠ્ઠા વ્રતના ૩૬ ભેદો થાય છે તેના વિસ્તાર માટે જુઓ દશવૈકાલિક સૂત્રનુ ચોથું અધ્યયન

[૨૮] કારણકે પૃથ્વીકાયની હિંસા કરતો કરતો તે સાધક પૃથ્વીને આશ્રયે રહેલા દ્રષ્ટિએ દેખાય તેવા અને ન દેખાય તેવા ભિન્ન ભિન્ન પ્રકારના અનેક ત્રસ અને સ્થાવર જીવોની પણ હિંસા કરી નાખે છે.

[૨૯] માટે તે દોષ દુર્ગતિને વધારનાર છે તેવું જાણીને પૃથ્વીકાયના સમારંભ ( સચેત પૃથ્વીની હિંસા થાય તેવું કાર્ય)ને સાધુપુરુષ જીવનપર્યંત ત્યાગી દે.

નોંધઃ—આવું કઠિનવ્રત માત્ર સાધુ પુરુષોને પાળવાનું હોય છે કારણ કે ગૃહસ્થોનું જીવન એવું હોય છે કે ત્યાં તેમને તેવું સામાન્ય પાપ કર્યા વિના ચાલતું નથી. પરંતુ તેમ છતાં તેણે પણ પોતાના સ્થાનનો વિવેક જાળવીને વર્તવું ઘટે.

[૩૦] (આઠમું સ્થાનઃ—) સુસમાધિવંત સંયમીપુરુષો મન, વચન અને કાયાથી જળકાયના જીવોને હણતા નથી હણાવતા નથી કે હણનારને અનુમોદન આપતા નથી.

[૩૧] કારણ કે જળકાયની હિંસા કરનાર તેની હિંસા કરતો કરતો જળને આશ્રયે રહેલા દ્રષ્ટિએ દેખાતા અને ન દેખાતા તેવા ભિન્ન ભિન્ન પ્રકારના અનેક ત્રસ અને સ્થાવર જીવોની પણ તે હિંસા કરી નાખે છે.

નોંધઃ—પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ કે વનસ્પતિ જેવા સૂક્ષ્મ જીવોની સતત અહિંસા પાળવી ગૃહસ્થ જીવન માટે સુલભ નથી. તેથી ગૃહસ્થ શ્રાવકના પ્રથમ વ્રતમાં સુસાધ્ય એવી ત્રસ જીવોનીજ અહિંસા બતાવી છે અને તેમાં પણ પોતાનું કર્તવ્ય જાળવતી વખતે અને એવા એવા બીજા

કારણ પ્રસંગે અપવાદ નિયમો દર્શાવ્યા છે. પરંતુ તેથી કંઈ પૃથ્વી, જળ આદિ તત્ત્વોનો ગૃહસ્થ ગમે તેવો દુરુપયોગ કરે તેવી છૂટ નથી. સાતમા વ્રતમાં ગૃહસ્થે જરૂરિયાત પુરતોજ દરેક પદાર્થનો ઉપયોગ કરવો એમ બતાવ્યું છે દરેક કાર્યમાં સાવધાનતા અને વિવેક રાખવો જોઇએ.×

[૩૨] માટે તે પાપ દુર્ગતિને વધારનારું છે તેમ જાણીને સાધુપુરુષે જીવનપર્યંત જળકાયના સમારંભને ત્યાગી દેવો.

નોંધઃ -જૈન સૂત્રોમાં આરંભ અને સમારંભ શબ્દો હિંસક ક્રિયા અને હિંસક સાધનોમાં વપરાય છે.

[૩૩] (નવમું સ્થાન —) સાધુપુરુષો અગ્નિને પ્રજ્વલિત કરવા માટે ઇચ્છે નહિ કારણ કે તે પાપકારી અને લોખંડના શસ્ત્રો કરતાં અદ્વિતીય તેમજ અતિ તીક્ષ્ણ શસ્ત્ર છે અને તેને સહન કરવું તે સર્વથા દુષ્કર છે.

[૩૪] તે પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ એમ ચાર દિશાઓ, ચાર વિદિશાઓ, ઉપર અને નીચે એમ દશે દિશામાં દરેક વસ્તુને બાળીને ભસ્મ કરી નાખે છે.

[૩૫] અગ્નિ પ્રાણીમાત્રનો નાશ કરનાર (શસ્ત્ર) છે. તેમાં લેશમાત્ર શંકાને સ્થાન નથી. માટે સંયમી પુરુષો પ્રકાશ માટે અથવા તાપ લેવા માટે પણ કદી લેશમાત્ર અગ્નિકાયનો આરંભ કરે નહિ.

[૩૬] માટે તે પાપ દુર્ગતિને વધારનારું છે તેમ જાણીને સાધુપુરુષ જીવનપર્યંત અગ્નિકાયના સમારંભને ત્યાગી દે.

[૩૭] (દશમું સ્થાનઃ—) બહુ પાપકારી વાયુકાયના આરંભ (હિંસા)ને પણ જ્ઞાની પુરુષો અગ્નિકાયના આરંભ જેવો દૂષિત માને છે. તેથીજ છ કાયના રક્ષક સાધુઓએ તેનું (વાયુનું) પણ સેવન કર્યું નથી.

× વિશેષ વિગત માટે જુઓ શ્રાવક પ્રતિક્રમણ વિધિ.

[૩૮] માટે તાડપત્રના પંખાથી, સામાન્ય વીંજણાથી કે વૃક્ષની શાખા હલાવીને સંયમી પુરુષો પોતે પવન નાખતા નથી, બીજાની પાસે પવન નંખાવતા નથી કિંવા કોઇ પવન નાખતો હોય તો તેને અનુમોદન પણ આપતા નથી.

[૩૯] તેમજ સંયમી પુરુષો પોતાની પાસે રહેલાં વસ્ત્ર, પાત્ર, કંબલ, રજોહરણાદિ (સંયમના સાધનો) દ્વારા પણ વાયુની ઉદીરણા (વાયુ ઉત્પન્ન થાય તેવી ક્રિયા) કરતા નથી. પરંતુ તેને ઉપયોગપૂર્વક સંયમ રક્ષાર્થે ધારણ કરે છે.

[૪૦] આ રીતે આ દોષ દુર્ગતિને વધારનારો છે. તેમ જાણીને સાધુપુરુષ જીવનપર્યંત વાયુકાયનો સમારંભ ન કરે.

[૪૧] (અગિયારમું સ્થાનઃ—) સુસમાધિવંત સંયમી પુરુષો મન, વચન અને કાયાથી વનસ્પતિની હિંસા કરતા નથી, હિંસા કરાવતા નથી અને હિંસા કરનારને અનુમોદન પણ આપતા નથી.

[૪૨] કારણકે વનસ્પતિની હિંસા કરતો કરતો તે જીવ વનસ્પતિને આશ્રયે રહેલાં દૃષ્ટિથી દેખી શકાય તેવાં તથા ન દેખી શકાય તેવાં પણ અનેક પ્રકારનાં પ્રાણીઓની હિંસા કરી નાખે છે.

[૪૩] માટે આ દોષ દુર્ગતિને વધારના[illegible] તેવું જાણીને સાધુપુરુષ જીવન[illegible] વનસ્પતિકાયના આ[illegible] ત્યાગ કરે.

[૪૪] (આ[illegible]) સુસમાધિ[illegible], વચન અને
કાયા[illegible] [illegible]ી હિં[illegible] હિંસા
[illegible]વતા [illegible]ની હિ[illegible] [illegible]ુમોદન
આપતા

[illegible] ચાલતા
થાય

[૪૫] કારણ કે ત્રસકાયની હિંસા કરતો કરતો તે જીવ તે ત્રસકાય જીવને આશ્રયે રહેલાં, દ્રષ્ટિથી દેખી શકાય તેવા તથા ન દેખી શકાય તેવા પણ વિવિધ પ્રાણીઓની હિંસા કરી નાખે છે

[૪૬] માટે આ દોષ પણ દુર્ગતિને વધારનારો છે તેવુ જાણીને સાધુ-પુરુષ જીવનપર્યંત ત્રસકાયની હિંસા ન કરે

**નોંધ**—ઉપરના જે બાર સ્થાનો કહ્યા તે સાધુપુરુષોના મૂળ ગુણો છે, હવે છ ઉત્તર ગુણોનું વર્ણન કરે છે. ઉત્તર ગુણો તો મૂળ ગુણોની પુષ્ટિ માટેજ યોજાયેલા હોય છે.

[૪૭] (તેરમું સ્થાનઃ—) આહાર, શય્યા, વસ્ત્ર તથા પાત્ર એ ચાર પ્રકારમાથી કોઈ પણ વસ્તુ કે જે સાધુ પુરુષોને અકલ્પ્ય ( નહિ ઉપયોગ કરવા યોગ્ય ) હોય તેને ભિક્ષુ કદી ગ્રહણ ન કરે. અર્થાત્ તે પૈકીની જે અકલ્પ્ય વસ્તુ હોય તેનો ત્યાગ કરી મયમી સંયમનું અનુપાલન કરે

**નોંધ**—હરિભદ્રસૂરિ બે પ્રકારનો અકલ્પ કહે છે (૧) શિક્ષા સ્થાપના કલ્પ એટલે પિંડનિર્યુક્તિ તથા આહારાદિની એષણાવિધિ જાણ્યા વિના આહાર ગ્રહણ કરે તેમા દોષ થવાનો સભવ હોવાથી તે અકલ્પ્ય કહેવાય છે તથા (૨) બીજો અકલ્પ તે સ્થાપના કલ્પ આનો વિસ્તાર નીચેની ગાથા-ઓમા છે તેવી અકલ્પ્ય વસ્તુ કદી ન લેવી

[૪૮] આહાર, શય્યા, વસ્ત્ર અને પાત્ર એમ આ ચારે વસ્તુઓ પૈકી જે (સંયમી માટે) અકલ્પ્ય (અગ્રાહ્ય) હોય તેને સયમી સાધુ ન ઇચ્છે પણ જે કલ્પનીય (ગ્રાહ્ય) હોય તેનેજ ગ્રહણ કરે

[૪૯] જે (૧) નિયાગ (નિત્યક)પિંડ એટલે હમેશા એકજ ઘરેથી આહાર લેવો અથવા "મમાયતિ" એટલે સાધુને મમત્વભાવથી આમત્રણ આપે ત્યાજ આહાર લેવો તે (૨) ભિક્ષુને માટેજ ખરીદીને લવાયેલો આહાર લેવો તે. (૩) સાધુજીને ઉદ્દેશીનેજ બનાવેલો આહાર લેવો તે (૪) દૂર દૂરથી સાધુ માટે તેની

[૩૮] માટે તાડપત્રના પંખાથી, સામાન્ય વીંજણાથી કે વૃક્ષની શાખા હલાવીને સંયમી પુરુષો પોતે પવન નાખતા નથી, બીજાની પાસે પવન નંખાવતા નથી કિંવા કોઇ પવન નાખતો હોય તો તેને અનુમોદન પણ આપતા નથી.

[૩૯] તેમજ સંયમી પુરુષો પોતાની પાસે રહેલાં વસ્ત્ર, પાત્ર, કંબલ, રજોહરણાદિ (સયમના સાધનો) દ્વારા પણ વાયુની ઉદીરણા (વાયુ ઉત્પન્ન થાય તેવી ક્રિયા) કરતા નથી. પરંતુ તેને ઉપયોગ-પૂર્વક સંયમ રક્ષાર્થે ધારણ કરે છે.

[૪૦] આવી રીતે આ દોષ દુર્ગતિને વધારનારો છે. તેમ જાણીને સાધુ-પુરુષ જીવનપર્યંત વાયુકાયનો સમારંભ ન કરે.

[૪૧] (અગિયારમું સ્થાનઃ—) સુસમાધિવંત સંયમી પુરુષો મન, વચન અને કાયાથી વનસ્પતિની હિંસા કરતા નથી, હિંસા કરાવતા નથી અને હિંસા કરનારને અનુમોદન પણ આપતા નથી.

[૪૨] કારણકે વનસ્પતિની હિંસા કરતો કરતો તે જીવ વનસ્પતિને આશ્રયે રહેલાં દૃષ્ટિથી દેખી શકાય તેવાં તથા ન દેખી શકાય તેવાં પણ અનેક પ્રકારનાં પ્રાણીઓની હિંસા કરી નાખે છે.

[૪૩] માટે આ દોષ દુર્ગતિને વધારનારો છે તેવું જાણીને સાધુપુરુષ જીવનપર્યંત વનસ્પતિકાયના આરંભનો પણ ત્યાગ કરે.

[૪૪] (બારમું સ્થાનઃ—) સુસમાધિવંત પુરુષો મન, વચન અને કાયાથી ત્રસકાયજીવોની હિંસા કરતા નથી, હિંસા કરાવતા નથી અને તેવા જીવોની હિંસા કરનારને અનુમોદન પણ આપતા નથી.

નોંધ—ત્રસકાય એટલે હાલતા ચાલતા જીવો. તેમાં બે ઇંદ્રિયવાળાથી માંડીને પંચેંદ્રિયવાળા જીવોનો સમાવેશ થાય છે. કૃમિ, કીડી, ભમરી, પશુ, મનુષ્ય ઇત્યાદિ સૌ ત્રસ જીવો કહેવાય છે.

[૪૫] કારણ કે ત્રસકાયની હિંસા કરતો કરતો તે જીવ તે ત્રસકાય જીવને આશ્રયે રહેલાં, દ્રષ્ટિથી દેખી શકાય તેવાં તથા ન દેખી શકાય તેવાં પણ વિવિધ પ્રાણીઓની હિંસા કરી નાખે છે.

[૪૬] માટે આ દોષ પણ દુર્ગતિને વધારનારો છે તેવું જાણીને સાધુ-પુરુષ જીવનપર્યંત ત્રસકાયની હિંસા ન કરે.

**નોંધઃ**—ઉપરનાં જે બાર સ્થાનો કહ્યાં તે સાધુપુરુષોના મૂળ ગુણો છે, હવે છ ઉત્તર ગુણોનું વર્ણન કરે છે. ઉત્તર ગુણો તો મૂળ ગુણોની પુષ્ટિ માટેજ યોજાયેલા હોય છે.

[૪૭] (તેરમું સ્થાનઃ—) આહાર, શય્યા, વસ્ત્ર તથા પાત્ર એ ચાર પ્રકારમાંથી કોઇ પણ વસ્તુ કે જે સાધુ પુરુષોને અકલ્પ્ય ( નહિ ઉપયોગ કરવા યોગ્ય ) હોય તેને ભિક્ષુ કદી ગ્રહણ ન કરે. અર્થાત્ તે પૈકીની જે અકલ્પ્ય વસ્તુ હોય તેનો ત્યાગ કરી સંયમી સંયમનું અનુપાલન કરે.

**નોંધઃ**—હરિભદ્રસૂરિ બે પ્રકારનો અકલ્પ કહે છે. (૧) શિક્ષા સ્થાપના કલ્પ એટલે પિંડનિર્યુક્તિ તથા આહારાદિની એષણાવિધિ જાણ્યા વિના આહાર ગ્રહણ કરે તેમા દોષ થવાનો સંભવ હોવાથી તે અકલ્પ્ય કહેવાય છે. તથા (૨) બીજો અકલ્પ તે સ્થાપના કલ્પ આનો વિસ્તાર નીચેની ગાથા-ઓમાં છે તેવી અકલ્પ્ય વસ્તુ કદી ન લેવી.

[૪૮] આહાર, શય્યા, વસ્ત્ર અને પાત્ર એમ આ ચારે વસ્તુઓ પૈકી જે (સંયમી માટે) અકલ્પ્ય (અગ્રાહ્ય) હોય તેને સંયમી સાધુ ન ઇચ્છે. પણ જે કલ્પનીય (ગ્રાહ્ય) હોય તેનેજ ગ્રહણ કરે.

[૪૯] જે (૧) નિયાગ (નિત્યક)પિંડ એટલે હમેશાં એકજ ઘરેથી આહાર લેવો અથવા "મમાયંતિ" એટલે સાધુને મમત્વભાવથી આમંત્રણ આપે ત્યાંજ આહાર લેવો તે. (૨) ભિક્ષુને માટેજ ખરીદીને લવાયેલો આહાર લેવો તે. (૩) સાધુજીને ઉદ્દેશીનેજ બનાવેલો આહાર લેવો તે. (૪) દૂર દૂરથી સાધુ માટે તેની

પાસે લાવી આહાર આપે તે લેવો-આવા દૂષિત આહાર પાણીને જે ભિક્ષુ લે છે તે ભિક્ષુઓ (આડકતરી રીતે) જીવહિંસાનેજ અનુમોદન આપે છે એમ ભગવાન મહાવીરે કહ્યું છે.

નોંધઃ—પોતાના નિમિત્તે કોઈ જીવની હિંસા ન થાય તેમજ કોઇની લાગણી ન દુભાય તેવી રીતે ખોરાક મેળવી સંયમી જીવન નીભાવવું તે ભિક્ષુઓનો ધર્મ છે.

[૫૦] તેથી સંયમમાં સ્થિર ચિત્તવાળા ધર્મજીવી નિર્ગ્રંથ પુરુષો ક્રીત, ઔદ્દેશિક કે આહ્રત ઇત્યાદિ દોષવાળા આહારપાણીને ગ્રહણ કરતા નથી.

નોંધઃ—વિશેષ વિગત જાણવા માટે જુઓ દશ૦ ૩ જું અધ્યયન.

[૫૧] (ચૌદમું સ્થાનઃ—) ગૃહસ્થનાં કાંસુ ઇત્યાદિ ધાતુનાં પ્યાલાં, બીજાં વાસણો (ભાજન, થાળી વગેરે) તથા માટીના લોટા કે કુંડાં વગેરેમાં આહાર કરવાવાળો ભિક્ષુ પોતાના સંયમથી ભ્રષ્ટ થાય છે.

[૫૨] (કારણકે ગૃહસ્થના ભાજનમાં જમવાથી) તેનાં વાસણો ધોવાં પડે તો ઠંડા સચિત્ત (સજીવ) પાણીની હિંસા થાય અને તે પાણીને ફેંકવાથી બીજા પણ ઘણાં પ્રાણીઓનો નાશ થાય માટેજ તીર્થંકરાદિ દેવોએ તેમાં અસંયમ કહ્યો છે.

નોંધઃ—ઉપલક દ્રષ્ટિથી તપાસનારને આ સ્થળે એમ લાગે કે આવી સામાન્ય વાતમાં પણ સંયમનો લોપ થાય તો સંયમી શી રીતે જીવી શકે? પરંતુ ગંભીરતાથી વિચારતાં જણાશે કે સામાન્ય દેખાતી સ્ખલના પણ ક્રમશઃ થોડે થોડે બીજી ભૂલોનો જન્મ આપે છે અને આખરે સંયમથી ભ્રષ્ટ પણ થઈ જવાનો સમય આવે છે માટે સામાન્ય દેખાતી ભૂલોથી પણ દૂર રહેવું અને સંયમમાં જાગૃતિ રાખવી તેજ સચમી પુરુષો માટે જરૂરનું છે.

ગૃહસ્થના પાત્રમાં ભોજન કરવાથી ઈતર દોષો પણ સંયમીમાં જન્મ-

વાનો સંબધ છે તેથી કાષ્ઠના, માટીનાં કે તેવાં પોતાનાં પાત્રોમાંજ ભોજન લેવાનું વિધાન કર્યું છે.

[૫૩] વળી ગૃહસ્થના વાસણમાં જમવાથી પશ્ચાત્ કર્મ અને પુરાકર્મ એ બન્ને પ્રકારના દોષો થવાનો પણ સંભવ છે. તેથી સાધુપુરુષોને તેમાં ભોજન કરવું યોગ્ય નથી તેમ ધારી નિર્ગ્રંથ પુરુષો ગૃહસ્થના વાસણમાં ભોજન કરતા નથી.

નોંધઃ—પુરાકર્મ અને પશ્ચાત્ કર્મ એ કઇ જાતના દોષો છે ? તે જાણવા માટે પાચમા અધ્યયનના પ્રથમ ઉદ્દેશકની ૩૨ તથા ૩૫મી ગાથા જુઓ.

[૫૪] ( પંદરમું સ્થાનઃ— ) શણનો ખાટલો, પાટીનો પલંગ, શણની દોરીથી બનાવેલી માચી તથા નેતરની આરામ ખુરસી વગેરે આસન પર બેસવું કે સુવું તે આર્યભિક્ષુઓને માટે યોગ્ય નથી (અનાચીર્ણ છે.)

[૫૫] માટે તીર્થંકરની આજ્ઞાના આરાધક નિર્ગ્રંથો પલંગ, ખાટલો, માચી કે તેવી નેતરની ખુરસી પર બેસતા નથી. કારણ કે ત્યાં સૂક્ષ્મ જીવોનું પ્રતિલેખન ( નિરીક્ષણ ) થઈ શકતું નથી (અને વિલાસી જીવન બની જવાનો પણ સંભવ છે.

[૫૬] તેવાં આસનોના ખુણામાં નીચે કે આજુબાજુમાં અંધારું હોય છે. તેથી તે અપ્રકાશમાં રહેલાં પ્રાણીઓ બરાબર ન દેખાવાથી તે પર બેસતાં તેની હિંસા થવાનો સંભવ છે માટે તેવા પ્રકારના માચા તથા ખાટલા વગેરેનો ત્યાગ કરવાનું મહાપુરુષોએ કહ્યું છે.

[૫૭] (સોળમું સ્થાનઃ—) ગોચરી માટે ગૃહસ્થને ઘેર બેસવું તે યોગ્ય નથી. કારણકે તેથી નીચે પ્રમાણે અનાચાર થવાનો સંભવ રહે છે અને મિથ્યાત્વ (અજ્ઞાન)ની પ્રાપ્તિ થાય છે.

ગૃહસ્થને ઘેર બેસવાથી કયા દોષો સંભવે છે તે બતાવે છેઃ-

[૫૮] બ્રહ્મચર્યવ્રત પાળવામાં વિપત્તિ ઉભી થાય છે. પ્રાણીઓનો વધ થવાથી સંયમ પણ હણાય છે. ભિખારી માગવા આવ્યો હોય

તેને આઘાત થાય છે તથા ગૃહસ્થોના ક્રોધનું નિમિત્ત બની જવાય છે.

નોંધઃ—ગૃહસ્થ સ્ત્રીઓના અતિ પરિચયથી કદાચ બ્રહ્મચર્યભંગ થવાનો ભય રહે છે. ગૃહસ્થ સ્ત્રી પરિચયથી રાગી બની જઈ તે ભિક્ષુને ઉદ્દેશીને ખાનપાન બનાવે તેથી હિંસા થાય અને ઘરના માલિકને પણ પોતાના ચારિત્ર પર શંકા આવે તો ક્રોધ ઉત્પન્ન થાય એવા દોષોનો સંભવ હોવાથી મહર્ષિઓએ ભિક્ષુઓ માટે ગૃહસ્થને ઘેર બેસવાનો ત્યાગ બતાવ્યો છે.

[૫૯] ગૃહસ્થને ઘેર બેસવાથી બ્રહ્મચર્યનું યથાર્થ રક્ષણ થઇ શકતું નથી અને ગૃહસ્થ સ્ત્રી સાથેના પરિચયથી બીજાને પણ પોતાના ચારિત્ર વિષે શંકા થાય છે. માટે આવી કુશીલતા (દુરાચાર)ને વધારનાર સ્થાનને સંયમી દૂરજ છોડી દે. અર્થાત્ ગૃહસ્થોને ત્યાં બેસે નહિ.

નોંધઃ—ગૃહસ્થોને ત્યાં શારીરિક કારણ વિના બેસવું કે કથા વાર્તા કરવી ઇત્યાદિ અંગો સંયમનાં ઘાતક છે માટે તેને તજી દે.

[૬૦] પણ રોગિષ્ઠ, તપસ્વી કે જરાવસ્થાથી પીડિત ભિક્ષુ હોય તો આ ત્રણ પૈકી કોઇને પણ ગૃહસ્થને ઘેર કારણસર બેસવું કલ્પ્ય છે.

નોંધઃ—રોગ, તપશ્ચર્યા અને જરા દેહને શિથિલ બનાવે છે, આથી ગોચરાગ્ર ગયેલો ભિક્ષુ હારી જાય કે થાકી જાય તો ગૃહસ્થને ત્યાં તેમની આજ્ઞા માગી વિવેકપૂર્વક પોતાનો થાક ઉતારવા માટે બેસી શકે તે સારુ ઉપરનો અપવાદમાર્ગ છે. તેનો એક યા બીજી રીતે લાભ લઈ કોઇ અનર્થ ન કરી બેસે અર્થાત્ દરેક કાર્યમાં વિવેક જાળવવો ઘટે.

[૬૧] ( સત્તરમું સ્થાનઃ- ) રોગિષ્ઠ કે અરોગી કોઇપણ ભિક્ષુ જો સ્નાનની પ્રાર્થના કરે અર્થાત્ સ્નાન ઇચ્છે તો પોતાના આચાર (સંયમધર્મ)નું ઉલ્લંઘન થાય છે અને તેથી સંયમને પણ હાનિ પહોંચે છે.

[૬૨] કારણકે ક્ષારભૂમિ કિંવા બીજી કોઇ પણ તેવા પ્રકારની ભૂમિ

પર ઘણા સૂક્ષ્મ પ્રાણીઓ રહેલાં હોય છે માટે જો ભિક્ષુ ઉષ્ણુ પાણીથી પણુ સ્નાન કરે તો તેને ઇજા પહોંચે છે.

[૬૩] આથી ઠંડા કે ઉષ્ણુ (સજીવ કે નિર્જીવ) કોઈપણુ પાણીથી (દેહભાનથી પર થનારા) સંયમી પુરુષો સ્નાન કરતા નથી. અને જીવનપર્યંત તેવા કઠણુ નિયમને વહન કરે છે.

**નોંધ**--સ્નાન એ જેમ શરીરશુદ્ધિ કરનારી વસ્તુ છે. તેજ રીતે શરીર-સૌંદર્યને વધારનારી પણુ વસ્તુ છે અને તેજ દ્રષ્ટિબિંદુથી માત્ર ત્યાગી સાધક માટે આ નિષેધ છે.

જો કે વૈદિક નિયમ પ્રમાણે ત્યાગીને પણુ દેહશુદ્ધિની આવશ્યક્તા તો છેજ પરંતુ તે શુદ્ધિ તો સૂર્યના કિરણુ ઇત્યાદિથી પણુ થઇ શકે. વળી સંયમી પુરુષોના આહાર, વિહાર અને નિદ્રાદિના નિયમો પણુ એવા હોય છે કે તેમનું શરીર પ્રાયઃ સ્વચ્છ રહે. તેમજ તેને બ્રહ્મચર્ય ઇત્યાદિ વ્રતો પણુ પાળવાનાં હોય છે તેથી તેનો દેહ અશુદ્ધ થતો નથી. પણુ દેહની અશુદ્ધિ થાય તો તો પહેલીજ તકે તેને નિવારવાની ત્યાગીને પણુ જૈન સૂત્ર છૂટ આપે છે અને તે શુદ્ધિ ન થઇ હોય ત્યાંસુધી સ્વાધ્યાયાદિ ધાર્મિક ક્રિયા પણુ ન કરી શકાય તેવો ભાર મૂકે છે. જુઓ છેદ સૂત્ર.

આ ઉપરથી સ્નાન કઇ દ્રષ્ટિથી કોને માટે અને કઇ સ્થિતિમાં ત્યાજ્ય છે તેનો વિવેકી પુરુષે વિવેકપૂર્વક વિચાર કરવો ઘટે. સૂત્રકાર તેનો ૬૬ મી ગાથામાં ઉકેલ પણુ આપી દે છે.

[૬૪] ( અઢારમું સ્થાનઃ- ) સંયમી પુરુષ સ્નાન, સુગંધી ચંદન, લોધ્રકુંકુમ, પદ્મકેસર વગેરે દ્રવ્યોથી કદીપણુ શરીરને વિલેપન કે મર્દન વગેરે કરે નહિ.

[૬૫] પ્રમાણોપેત વસ્ત્રવાળા સ્થવિરકલ્પી અવસ્થાધારી અથવા નગ્ન એવા જિનકલ્પી અવસ્થાવાળા, દ્રવ્યથી તથા ભાવથી મુંડિત (કેશલુંચન કરનારા), દીર્ઘ રોમ તથા નખવાળા અને મૈથુનથી સર્વથા ઉપશાન્ત થયેલા સંયમીને વિભૂષાનું પ્રયોજન શું ?

નોંધઃ—સારાંશ કે દેહભાનથી પર થયેલા અને સાંસારિક પદાર્થોના મોહથી વિરમેલા ત્યાગીને વિભૂષાની કશી આવશ્યક્તા નથી. કારણ કે શરીર-સત્કાર એ ભિક્ષુધર્મનું દૂષણ છે.

[૬૬] (જો વિભૂષા કરે તો) વિભૂષાને નિમિત્તે ભિક્ષુ એવાં ચીકણાં કર્મો બાંધે છે કે જે કર્મોથી દુઃખે કરીને ઉતરી શકાય એવા ભયંકર સંસારરૂપી સાગરમાં પડે છે.

નોંધઃ—સ્નાન હો, ચંદનવિલેપન હો કે વસ્ત્ર હો, કોઈ પણ વસ્તુ જ્યારે વિભૂષાના હેતુથી કરાય કે સજાય ત્યારે તે બાધક બને છે અને તેજ માટે ત્યાજ્ય કહી છે.

[૬૭] કારણકે જ્ઞાનીજનો વિભૂષા સંબંધી સંકલ્પ વિકલ્પ કરનારા મનને બહુ કર્મબંધનો હેતુ માને છે અને તેથીજ સૂક્ષ્મ જીવોનું રક્ષણ કરવાવાળા સાધુપુરુષોએ તેનું મનદ્વારા પણ સેવન કર્યું નથી.

નોંધઃ—શરીરની ટાપટીપમાં જેનું ચિત્ત વ્યાપ્ત રહે છે તે તેને અંગે અનેક પ્રકારના દોષો કરે છે અને તેનું ચિત્ત પણ સદા ભ્રાન્ત રહે છે.

[૬૮] મોહરહિત વસ્તુસ્વરૂપને યથાર્થપણે જોનારા અને સંયમ, ઋજુતા. તથા તપમાં રક્ત રહેલા સાધુપુરુષો પોતાના આત્માની દુષ્ટ પ્રકૃતિને ખપાવે છે (ક્ષય કરે છે). તથા તે નિર્ગ્રંથો પૂર્વે કરેલાં પાપોને દૂર કરે છે તથા નવાં પાપોને કરતા નથી.

[૬૯] હમેશાં ઉપશાંત, મમત્વરહિત, અપરિગ્રહી, આધ્યાત્મિક વિદ્યાને અનુસરેલા, યશસ્વી તથા પ્રત્યેક નાના મોટા જીવોનું પોતાના આત્માની પેઠે રક્ષણ કરનારા તેવા સાધકો શરદઋતુના નિર્મળ ચંદ્રમાની માફક કર્મમળથી શુદ્ધ થઇ સિદ્ધગતિને પામે છે અથવા સ્વલ્પકર્મ બાકી રહ્યાં હોય તો ઉચ્ચ પ્રકારના દેવલોકનાં વિમાનોને પ્રાપ્ત કરે છે.

નોંધઃ—આચારધર્મનાં વ્રતો એ ત્યાગી જીવનના અનિવાર્ય નિયમો

છે. તેમાં અપવાદને લેશમાત્ર સ્થાન નથી. કારણ કે તેના પર ત્યાગી જીવનની રક્ષાનો આધાર છે.

એ આચારના અઢાર સ્થાનોમાં અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ અને અસ્તેય એ પાંચ મહાવ્રતો છે અને તે મૂળ ગુણો છે કારણ કે ત્યાગનાં મૂળજ તે છે, અને બીજા તેર નિયમો એ એ મૂળના સિંચનરૂપ છે. તેથી મૂળની રક્ષા માટે ભિક્ષુએ ખૂબ સાવચેત રહેવું ઘટે.

રાત્રિભોજન શારીરિક અને ધાર્મિક બન્ને દૃષ્ટિએ ત્યાજ્ય છે. અહિંસાની સંપૂર્ણ આરાધના સારુ છ પ્રકારના જીવોનું જ્ઞાન અને તેની રક્ષા થાય તેવું વર્તન પણ તેટલુંજ અગત્યનું છે. તેથીજ શરીરસૌંદર્ય અને ગૃહસ્થસંસર્ગ ઈત્યાદિનો ત્યાગ પણ આવશ્યક છે.

પતનનાં નિમિત્તોથી દૂર થઇ માત્ર સાધુજીવનની તાલાવેલીમા તલ્લીન રહેવાય તે સારુજ નિયમોની ઉત્પત્તિ છે.

રખે કોઈ સાધક આવા નિયમોને પરાધીનતાનું સ્વરૂપ આપી છોડી દે! કે તે તરફ બેદરકાર રહે! કારણ કે નિયમોની પરાધીનતા સાધક જીવનમાં આવી રીતે ઉપયોગી છે અને કાર્યસાધક પણ છે.

એમ કહું છું.

એ પ્રમાણે ધર્માર્થકામ નામનું છઠ્ઠું અધ્યયન પૂર્ણ થયું



# સુવાક્યશુદ્ધિ

## ( ભાષાની વિશુદ્ધિ )

૭

જેમ કાયિક સંયમ સાધક માટે અનિવાર્ય અને આવશ્યકીય છે તેજ પ્રમાણે વચનશુદ્ધિની પણ સાધકને પરિપૂર્ણ જરૂરિયાત છે.

વાણી એ અંતઃકરણના ભાવોને વ્યક્ત કરવાનું સાધન છે. અને તેટલાજ પુરતી તેની ઉપયોગિતા છે. જે ભાવો એકી સાથે કાર્યમાં ન મૂકી શકાય અને અન્યને પ્રેરણા આપવાની જરૂર હોય ત્યારે અથવા પોતાને જોઈતી વસ્તુ મેળવવી હોય ત્યારે વાણીના ઉપયોગની આવશ્યક્તા રહે છે.

પરંતુ કોઈ પણ કાર્યકારણ સિવાય વાણી વાપરવી તેને વાચાળપણું એટલે કે વાણીનો દુરુપયોગ કહેવામાં આવે છે. આથીજ સવિશેષ કારણ સિવાય સજ્જન પુરુષો બહુધા મૌન સેવે છે.

જે વાણીનો દુરુપયોગ કરે છે તેની પોતાની શક્તિનો દુર્વ્યય થાય છે એટલુંજ નહિ પરંતુ તે વાણીનું સામર્થ્ય પણ એટલું જ હણાય છે કે પછી તે વાણીની સામી વ્યક્તિ પર જોઈએ તેવી અસર થતી નથી. તેમજ તેમાં અસત્ય કે કઠોરતા આવવાનો પણ ભય રહે છે.

આથી વાણી કેવી અને કયાં બોલવી ઘટે તેનુંજ આ અધ્યયનમાં ખૂબ વિસ્તૃત વર્ણન છે.

ગુરુદેવ બોલ્યા:—

[૧] પ્રજ્ઞાવાન ભિક્ષુ ચાર પ્રકારની ભાષાના સ્વરૂપને જાણીને તે પૈકી બે પ્રકારની ભાષા વડે વિનય શીખે. અર્થાત બે પ્રકારની ભાષાનો વિવેકપૂર્વક ઉપયોગ કરે. પરંતુ બે પ્રકારની ભાષાને તો સર્વથા નજ બોલે.

**નોંધ:**—સાચી, ખોટી, મિશ્ર અને વ્યવહારિક એમ ચાર પ્રકારની ભાષાઓ પૈકી પહેલી અને છેલ્લી બે ભાષાઓને ભિક્ષુ વિનયપૂર્વક બોલે. જૂઠી અને મિશ્ર ભાષાનો તો સર્વથા ત્યાગજ કરે. સાચી અને વ્યવહારિક ભાષા પણ પાપ અને હિંસારહિત હોય તેજ બોલે.

[૨] (હવે સત્યભાષા પણ કેવા પ્રકારની બોલવી તે સ્પષ્ટ કરે છે:—) બુદ્ધિમાન ભિક્ષુ સત્યભાષા પણ અવક્તવ્ય (ન બોલવા લાયક) હોય તો તે સત્ય હોવા છતાં તેને બોલે નહિ. (જેમકે શિકારી પૂછે કે "પેલા મૃગલા ક્યાં ગયા?" તે ભાષા સત્ય હોવા છતાં હિંસક હોવાથી તેનો ઉપયોગ કરવો ઘટે નહિ.) તેમજ મિશ્ર એટલે થોડી સત્ય અને થોડી અસત્ય અને મૃષા (સાવ અસત્ય) આ ભાષાઓને તીર્થંકરોએ વર્જ્ય ભાષા કહી છે માટે તેવી વાણીને પ્રજ્ઞાવાન સાધુઓ ન બોલે.

[૩] બુદ્ધિમાન ભિક્ષુ અસત્યામૃષા (વ્યવહાર) ભાષા તથા સત્ય ભાષા પણ પાપરહિત, અકર્કશ (કોમળ) અને પુનઃ સંદેહરહિત (**नरो वा कुंजरो वा** જેવી સંદિગ્ધ નહિ.) હોય તેવી ભાષા વિચારીને બોલે.

**નોંધ:**—કઠોર ભાષાનું પરિણામ બહુ વૈર અને ઝેર વર્ષાવનારું હોય છે. વાણી એ ભાવને વ્યક્ત કરવાનું અજોડ સાધન છે. માટે પ્રવૃત્તિની શુદ્ધિ સારુ જેટલી ભાવશુદ્ધિની આવશ્યક્તા છે તેટલીજ વચનશુદ્ધિની પણ આવશ્યક્તા છે. સાધકને પણ સંસારમાંજ પ્રવૃત્તિ કરવાની હોય છે અને જીભદ્વારા ભાવ વ્યક્ત કરવા સારુ ભાષા બોલવાની હોય છે. તે ભાષા ઉપયોગિતા

અને સર્વવ્યાપકતાની દ્રષ્ટિથી મળેલી હોવી જોઈએ એટલુંજ માત્ર નહિ બલકે સાધુના મુખમાથી ઝરતી વાણી મીઠી અને કર્તવ્યસૂચક હોવી ઘટે.

[૪] (મિશ્રભાષાનો દોષ કહે છે:—) બુદ્ધિમાન ભિક્ષુ માત્ર હિંસક અને પીડાકારી એવી સત્ય ભાષા ન બોલે એટલુંજ નહિ પરંતુ સત્યામૃષા એટલે કે મિશ્ર ભાષા પણ કે જે શાશ્વત અર્થ અર્થાત્ મોક્ષમાર્ગમાં બાધા કરે છે, તેને પણ છોડી દે.

નોંધઃ—થોડી સત્ય અને થોડી અસત્ય એવી મિશ્ર ભાષા પણ ન બોલવી કારણ કે મિશ્ર ભાષામાં સત્યનો અંશ હોવાથી જનતા વધુ ભરમાય અને પોતે પણ પોતાને સત્યવાચક કહેવડાવી શકે. આવી દંભવૃત્તિ ઐહિક અને પારલૌકિક બન્ને પ્રકારના હિતમા બાધક છે.

[૫] અજાણપણે અસત્ય હોવા છતાં સત્ય લાગે તેવી ભાષા પણ જે સાધક બોલે છે તે પાપકર્મથી બંધાય છે. તો જાણી જોઈને જૂઠું બોલે તેના પાપનું તો પૂછવું જ શું?

નોંધઃ—જેમ કોઈ પુરુષે સ્ત્રીનું રૂપ ધારણ કર્યું હોય તેને કોઇ સ્ત્રી કહે તો પણ તે તાત્વિક દૃષ્ટિએ પાપમય પ્રયોગ ગણાય. તો પછી જૂઠું બોલવું તે પાપ હોય તેમાં આશ્ચર્ય શું?

પાપનો આધાર પ્રવૃત્તિ પર છે. જેવી પ્રવૃત્તિ તેવું તેનું ફળ. ઝેર પીનારનું જેમ મૃત્યુજ થાય છે તેમ પાપકર્મનું પણ દુષ્પરિણામ સ્વયં થઈ રહે છે. માત્ર ફેર એટલોજ કે જો તે પાપ આસક્તિપૂર્વક ન થયું હોય તો તેનું પશ્ચાતાપ ઈત્યાદિદ્વારા નિવારણ થઇ શકે છે. અને આસક્તિપૂર્વક થયું હોય તો તેના ભયંકર પરિણામને ભોગવ્યા વિના છૂટકારો થતો નથી.

[૬+૭] (હવે નિશ્ચયાત્મક ભાષાનો પણ ત્યાગ કરવો ઘટે તે સંબંધમાં કહે છે:—) વળી "અમે અવશ્ય જઈએ છીએ કિંવા જઈશું, અમે કહીશુંજ, અમારૂં અમુકજ કાર્ય થશે અથવા અમુકજ થવાનું છે, હુંજ તે કરીશ અથવા આ માણસજ તે કરશે" વગેરે વગેરે ભાષાઓ કે જે ભવિષ્ય, કે વર્તમાનમાં શંકાસ્પદ છે તેવી ભાષાઓને પણ નિશ્ચયાત્મક રીતે ભિક્ષુ ન બોલે.

નોંધઃ—અનિશ્ચયાત્મક વસ્તુને નિશ્ચિત કહેવાથી ઘણા દોષો થવાનો સંભવ છે. વળી સાધુજીની જવાબદારી સામાન્ય જનથી વિશેષ રૂપે હોવાથી તેના વચન પર વિશ્વાસ રાખી કોઇ કંઇ કાર્ય કરી બેસે. માટે તેવી નિશ્ચયાત્મક વાણીનો ઉપયોગ સાધુપુરુષ ન કરે. કેટલીક નિશ્ચયાત્મક વસ્તુ હોય છતાં પોતાને પૂર્ણ નિશ્ચય ન હોય તો તેને પણ નિશ્ચયરૂપે ન બોલે. સારાશ કે સાધુ બહુ ઉપયોગપૂર્વક પોતાના પદની જવાબદારી સમજી ભાષાનો પ્રયોગ કરે.

[૮] ભિક્ષુ ભૂતકાળ, ભવિષ્યકાળ કે વર્તમાન કાળ સંબંધમાં જે વસ્તુને ન જાણે તે વિષે તે એમજ છે કે થશે એવું કશું પણ ચોક્કસ ન વદે.

[૯] તેમજ ભૂતકાળ, ભવિષ્ય કાળ અને વર્તમાનકાળને વિષે જે કાર્યપરત્વે શંકા હોય (અર્થાત્ જે કાર્યનો નિશ્ચય ન હોય) તે સંબંધમાં તે એમજ છે એવું પણ કશું નિશ્ચિત ન કહે.

[૧૦] પરંતુ ભૂત, ભવિષ્ય તથા વર્તમાનકાળમાં જે વસ્તુ (કાર્ય) સંશયરહિત હોય અને અદૂષિત હોય તેનેજ એ આમ છે કે તેમ છે વગેરે વગેરે કહે. અર્થાત્ પરિમિત ભાષાદ્વારા તે સત્ય બિનાને વ્યક્ત કરે.

[૧૧] તેમજ બીજા જીવોની લાગણી દુભાય તેવી હિંસક તથા કઠોર ભાષા સત્ય હોય તોપણ તે ન બોલે. કારણ કે તેવી વાણીથી પાપનું આગમન થાય છે.

[૧૨] કાણાને રે કાણા! નપુંસકને રે નપુંમક! રોગીને એ રોગી! અને ચોરને એ ચોર! આ ભાષા સ્પષ્ટ સત્ય હોવા છતાં ન બોલે.

નોંધઃ—કારણ કે તે વસ્તુ સાચી હોવા છતાં તેમ કહેવાથી સામાની લાગણી દુભાય છે અને લાગણી દુભવવી તે પણ એક પ્રકારની હિંસા છે માટે જ્યાં સુધી નિર્દોષ સત્ય ભાષા બોલી શકાય ત્યાં સુધી તેવી દૂષિત વાણીનો ઉપયોગ ન કરવો ઘટે.

[૧૩] આચાર અને ભાવના ગુણદોષોને સમજનાર વિવેકી સાધુ, આવી રીતે કિંવા બીજી કોઈ પણ રીતે સામા માણસની ઘાત થાય કે તેનું હૃદય દુભાય તેવી ભાષાને બોલે નહિ.

[૧૪] તેમજ બુદ્ધિમાન ભિક્ષુ રે મૂર્ખ ! રે લંપટ (વેશ્યા)! રે કૂતરી ! રે દુરાચારી ! રે કંગાળ ! રે દુર્ભાગી ! આવા આવા સંબોધનથી કોઈ પણ સ્ત્રીને ન બોલાવે

[૧૫] વળી હે દાદી ! મોટી દાદી ! હે માતા ! હે માશી ! હે ફૂઇ ! હે ભાણેજી !, હે બેટી !, હે બેટાની બેટી !,

નોંધ:—ભલે ગૃહસ્થ જીવનમાં તેની સાથે તેવા સંબંધ હોય તો પણ હવે (સબંધનો ત્યાગ કર્યા પછી) સાધુજી તેવી રીતે તેને ન બોલાવે. કારણ કે તેમાંથી મોહનો જન્મ થાય છે.

[૧૬] તેમજ અરે કૂલાણી, અરે સખી !, અરે છોકરી ! વગેરે વગેરે તથા અરે ચાકરડી !, અરે શેઠાણી !, અરે ગોમિની ( ગાયની ધણીયાણી)!, રે મૂર્ખ !, રે લંપટ !, રે દુરાચારી અહીં આવ. આવાં આવાં તોછડાં વચનોથી ન જ સંબોધે કે બોલાવે.

નોંધ:—આવાં તોછડાં અને અવિવેકી વચનોથી સામાના હૃદયમાં આઘાત ઉત્પન્ન થાય છે. માટે તેવી વાણી સર્વથા સંયમી પુરુષ માટે ત્યાજ્ય છે.

[૧૭] (આવશ્યકતા હોય ત્યારે કેમ બોલવું તે કહે છેઃ—) સ્ત્રીની સાથે જ્યારે વાર્તાલાપ કરવાનો હોય તો મધુરભાષામાં તેનું નામ લઇને અથવા (નામ ન આવડતું હોય તો) યોગ્યતા પ્રમાણે તેના ગોત્રરૂપે સંબોધન કહીને તેને એકવાર કિંવા (આવશ્યક કાર્ય હોય તો) બહુવાર ભિક્ષુ તેની સાથે બોલે.

નોંધ:—વાર્તાલાપનો પ્રસંગ પડે ત્યારે પોતાની કે સામી વ્યક્તિની લઘુતા ન થાય તેવી રીતે વિવેકપૂર્વકજ સંયમી પુરુષે બોલવું જોઈએ.

[૧૮+૧૯] તેજ પ્રમાણે પુરુષ સાથે પણ હે બાપા !, મોટા બાપા, પિતા, કાકા, મામા, ભાણેજ, પુત્ર, પૌત્ર એ પ્રમાણે મોહ ઉત્પન્ન કરે તેવા સંબંધવાચક વિશેષણોથી કિંવા હે !, અરે !, રે ફલાણા ! રે સ્વામી ! હે ગોમિક ! હે મૂર્ખ !, હે લંપટ !, રે દુરાચારી ! આવાં આવાં સંબોધનથી પણ ન બોલે.

[૨૦] પરંતુ યોગ્યતા અનુસાર તેનું નામ લઇને અથવા ગોત્ર પ્રમાણે સંબોધન કરીને આવશ્યક્તા પ્રમાણે એકવાર અથવા વારવાર બોલે.

[૨૧] તેમજ મનુષ્ય સિવાય ઇતર પણ પંચેદ્રિયવાળાં પ્રાણીઓ પૈકી જ્યાંસુધી આ નર છે કે માદા છે તેવો નિશ્ચય ન થાય ત્યાંસુધી તે અમુક જાતિનાં છે તેવુંજ કહે પણ આ નર છે કે આ માદા સ્ત્રી જ છે તેવું કશું ચોક્કસ ન કહે.

નોંધઃ—ભાષાનો સીધો સંબંધ માત્ર કર્ણેન્દ્રિય સાથે હોવાથીજ અહીં પંચેંદ્રિય જીવો માટે ખાસ કહ્યું છે. આપણી વાણીની સારી માઠી અસર પશુઓ પર તુરતજ થાય છે. માત્ર તેઓને વાણી ન હોવાથી તે વ્યક્ત કરી શકતાં નથી.

[૨૨+૨૩] તેજ પ્રમાણે મનુષ્ય, પશુ, પક્ષી કે સર્પને આ જાડો છે, એના શરીરમાં માંસ ખૂબ છે માટે વધ કરવા યોગ્ય છે કે પકાવા યોગ્ય છે. એવું એવું પાપી વચન પણ ન બોલે.

પરંતુ તે સંબધમાં કહેવાનું ખાસ પ્રયોજન પડે તો તેને વૃદ્ધ દેખી તે બહુ વૃદ્ધ છે, સુંદર છે, પુષ્ટ છે, નિરોગી છે, પ્રૌઢ શરીરવાળો છે એ પ્રમાણે નિર્દોષ વચન બોલે (સવદ્ય ભાષા ન બોલે)

[૨૪] તેજ પ્રમાણે બુદ્ધિમાન ભિક્ષુ ગાયોને જોઇને આ દોહવા યોગ્ય છે તથા નાના વાછડાઓને દેખી આ નાથવા યોગ્ય છે અથવા *ઘોડાઓને જોઇ આ રથમાં યોજવા યોગ્ય છે એ પ્રમાણે (સાવદ્યભાષા )* ન બોલે.

[૨૫] પરંતુ "ખાસ બોલવાનો પ્રસંગ પડે તો ભિક્ષુ તેને આ બળદ તરુણ છે, આ ગાય રસાળ (દુઝણી) છે અથવા આ બળદ નાનો કિંવા મોટો છે અને આ ઘોડો રથને યોગ્ય છે એમ કહે.

**નોંધઃ**—જે વચનના નિમિત્તે અન્ય પ્રાણીને દુઃખ ન થાય તેવી અદૂષિત ભાષા સંયમી બોલે.

[૨૬+૨૭] તેમજ ઉદ્યાન, પર્વતો કે વનોમાં ગયેલો (અથવા જઈને રહેલો) બુદ્ધિમાન ભિક્ષુ ત્યાં મોટા મોટા વૃક્ષોને જોઈને આ પ્રમાણે ન બોલે કે "આ વૃક્ષોનાં લાકડાં મહેલના થાંભલા, ઘરોનાં તોરણો, બારસાખ, ભોગળ, વહાણો અથવા પાણીવારાં વગેરે બનાવવા માટે લાયક છે."

[૨૮] "તેમજ આ વૃક્ષ બાજોઠ, કથરોટ (કાષ્ઠપાત્રી), હળના દાંતા, ખેતરમાં અનાજના ઢગલાને ઢાંકવાનાં લાકડાનાં ઢાંકણ, ઘાણીનો લાટ, ગાડીના પૈડા વચ્ચેની નાભી કે ચરખાનો લાટ અને સોનીની એરણ રાખવા માટે યોગ્ય છે."

[૨૯] વળી બેસવાના આસન માટે, સુવાના પલંગ માટે કે ઘરની નિસરણી વગેરેને માટે યોગ્ય છે." તેવી હિંસાકારી ભાષાને બુદ્ધિમાન ભિક્ષુ કદી ન બોલે.

**નોંધઃ**—એવું એવું બોલવાથી રખે કોઇ વૃક્ષને કાપે ! અને જો કપાય તો તેથી ભિક્ષુ હિંસાનો નિમિત્ત બને.

[૩૦+૩૧] માટે ઉદ્યાન, પર્વતો અને વનોમાં ગયેલો બુદ્ધિમાન ભિક્ષુ ત્યાં મોટાં મોટાં વૃક્ષોને જોઈને આ પ્રમાણે બોલે કે "આ અશોકાદિ વૃક્ષો ઉત્તમ જાતિવાળાં છે, આ નાળિયેરનાં વૃક્ષો બહુ મોટાં છે, આ આંબા વિગેરે વૃક્ષો વર્તુલાકારે છે, વડ વગેરે વૃક્ષો વિસ્તારવાળાં છે તથા તે બધાં શાખા, પ્રતિશાખાઓથી વ્યાપ્ત, રમણીય અને દર્શનીય છે. એવી અદૂષિત ભાષા પ્રસંગ પડે તો બોલે.

[૩૨+૩૩] તેમજ કેરી વગેરે ફળો પાકી ગયાં છે, અથવા તે પરાળ વગેરેમાં પકાવીને ખાવા યોગ્ય છે કે હવે તે ખાવાયોગ્ય છે, નહિ–તો સડી જશે હમણાંજ તેને ભાંગવા જોઇએ એવાં યોગ્ય થઇ ગયાં છે એવું એવું પાપમય ન બોલે. પરંતુ ખાસ પ્રયોજન પડે તો તેમ કહે કે આ આંબામાં ફળ બહુ આવ્યાં છે, તેથી તે વૃક્ષો ભારભૂત થઇને નમી ગયાં છે, આ વખતે ફળ બહુજ આવ્યાં છે અને તેનાં ફળો અદ્ભુત રૂપાળાં છે એવું એવું નિષ્પાપી વચન બોલે.

[૩૪] વળી અનાજના વેલાઓ કે અનાજની ફળીઓ જેવી કે વાલની કે ચોળાફળીઓ સંબંધમાં તે પાકી ગઇ છે, તેની છાલ લીલી થઇ ગઇ છે, એ પાપડી કુણી છે, ને લણવા યોગ્ય છે, કિંવા શેકવાયોગ્ય છે. આ અનાજ ઓળા કરીને ખાવાયોગ્ય છે એવું પણ ભિક્ષુ ન બોલે.

[૩૫] પરંતુ વનસ્પતિ ખૂબ થઇ છે. ઘણા અંકુરાઓ ફુટી નીકળ્યાં છે. તેને મોર, ટીસી વગેરે ઉત્પન્ન થયાં છે, તેને હીમ વગેરેનો ભય ન લાગે તેવી છાલ થઇ ગઈ છે, કણો ગર્ભમાં છે કિંવા બહાર નીકળ્યાં છે, તેના ગર્ભમાં દાણા બંધાણા નથી કિંવા ચોખા વગેરેના દાણા બંધાણા છે એવી એવી નિર્વદ્ય ભાષા બોલે.

[૩૬] વળી કોઇને ત્યાં જમણ કર્યું હોય તેને જોઇને સુંદર કર્યું છે કે કરવા યોગ્ય છે, વળી ચોરને જોઇને આ ચોર મારવા યોગ્ય છે. તથા નદીઓને જોઇને આ સુંદર કાંઠાવાળી છે, આ નદીઓ તરવા તથા ક્રીડા કરવા જેવી છે એવી એવી સાવદ્ય ભાષા ન બોલે.

[૩૭] પરંતુ પ્રસંગોપાત બોલવું પડે તો જમણને જમણ કહે, ચોરને ધન માટે આણે ચોરી કરી હશે તેમ કહે તથા આ નદીઓના કાંઠા સમાન છે તેટલું અને તેવુંજ પરિમિત વચન બોલે.

... જોઈને આ નદીઓ કાયાથી તરવા ... ઉતરવા લાયક છે કે આનું પાણી પીવા- ... એવું એવું ન બોલે.

... પ્રસંગ પડે તો બુદ્ધિમાન સાધુ આ નદીઓ ... જળના કલ્લોલથી તેનું પાણી ખૂબ ઉછળે છે અને ... વિસ્તારમાં તેનું પાણી વહે છે એવું એવું નિર્દોષ બોલે.

[૪૦] તેમજ કોઈએ કોઈ પણ જાતની બીજાને માટે પાપકારી ક્રિયા કરી હોય કે કરવાનો હોય તેને જાણીને કે જોઈને આ ઠીક કર્યું છે એવું પણ મુનિ પાપકારી વચન ન બોલે.

[૪૧] તેમજ કોઈ પાપક્રિયા થતી હોય તો આ સુંદર કર્યું છે અથવા ભોજન તૈયાર થયું હોય તે ઠીક પકાવ્યું છે. આ શાકને ઠીક છેદ્યો છે, કૃપણનું ધન હરાયું તે તો ઠીક થયું, પેલો પાપી મરી ગયો તે ઠીક થયું, આ મકાન વગેરે સુંદર બનાવ્યું છે, તથા આ કન્યા હવે બરાબર વિવાહ યોગ્ય થઈ ગઈ છે એવું પણ મુનિ પાપકારી ભાષણ ન કરે.

[૪૨] પરંતુ બોલવાનો ખાસ પ્રસંગ પડે તો પકાવેલા અન્નાદિને કહે કે આ પ્રયત્નથી પકાવ્યું છે, છેદાયેલું શાકપત્રાદિ પ્રયત્નથી છેદાયું છે, સુંદર કન્યાને જોઈને કન્યાનું સંભાળપૂર્વક લાલનપાલન કર્યું છે. તે સાધ્વી થવાને લાયક છે. શ્રૃંગાર ઇત્યાદિ તો કર્મબંધનનાં હેતુભૂત છે તથા ઘાયલ થયેલાને બહુ ઘાયલ થયેલો છે તેવું તેવું અદૂષિત વાક્ય બો...

[૪૩] કો... ...થી વાર્તાલાપનો ... ત્યારે "આ વસ્તુ તો ... અતિ મૂલ્યવા... ઉપમા ... મળી ... લભ્ય ... છે. યોગ્ય ... અપ્રીતિ

નોંધઃ—ઘણી વખત વસ્તુના ગુણદોષોનું આપણને યથાર્થ ભાન નથી હોતું તેથી અલ્પ મૂલી વસ્તુનું બહુ મૂલ્ય અંકાય છે અને બહુ મૂલી વસ્તુને અન્યાય થાય છે. આથી કોઈપણ વસ્તુની આકસ્મિક પ્રશંસા કે અપ્રશંસા કરવી ઘટે નહિ. સારારા કે સયમીને બહુ મિતભાષી થવું ઘટે. જ્યાં આવશ્યક્તા હોય ત્યા પણ વિવેકપૂર્વક તુલનાત્મક વચનનોજ ઉપયોગ કરવો જોઈએ.

[૪૪] "હું આ તમારી બધી વાત એને કહીશ અથવા તમે આ બધી મારી વાત તેમને કહેશો" એવુ એવું ન બોલે. પરંતુ પ્રત્યેક સ્થળે બધું વિચારીનેજ બુદ્ધિમાન સાધુ બોલે.

નોંધ —ઘણી વખત ગૃહસ્થ જનો સંયમીને કહે કે આ સમાચાર તમે ત્યાં આપજો તો "હા, હું તે બધું કહીશ" તેમ કહેવુ ઘટે નહિ. કારણ કે એક મુખમાંથી નીકળેલી ભાષા બીજાના મુખમાંથી નીકળતી વખતે તેનું તાદશ્ય જળવાઈ શકે નહિ તે દષ્ટિએ તથા સયમીને તેવા વ્યવહારમાં પડવું યોગ્ય નથી તે બતાવવા માટે પણ ઉપરનું કથન પર્યાપ્ત છે.

[૪૫] "તમે આ માલ ખરીદ કર્યો તે ઠીક કર્યું, આ વસ્તુ વેચી તે ઠીક કર્યું, આ માલ ખરીદવા લાયક છે અથવા નહિ, આ વસ્તુમાં લાભ થશે માટે લો, આ વસ્તુમાં લાભ નથી માટે વેચો." એવાં એવાં વ્યાપારોને યોગ્ય વચનો પણ સંયમી પુરુષ કદી ન બોલે.

નોંધ—આ વ્યવહારમા આત્મિક અને બાહ્ય બન્ને રીતે પતન છે. જ્યારે આવું કહે છે ત્યારે તેનો સયમ હણાય છે. તેમજ બાહ્યદષ્ટિથી પણ તેવા ભિક્ષુની અપ્રીતિ થાય છે. આ સિવાય કેટલીક વાતો અસત્ય થવાનો સંભવ હોવાથી ઇતર ગૃહસ્થને પણ ગેરલાભ થવાનો ભય રહે છે. એવા એવા અનેક દોષો તેમાં સમાયેલા છે. તેથીજ સયમીને તેવી ભવિષ્ય-વિદ્યા સંપાદન કરવા માટે પણ મહાપુરુષોએ મના કરી છે કારણકે તેનું શાસ્ત્ર અધિકારી વિના બહુધા શસ્ત્રરૂપે પરિણમે છે.

[૪૬] કદાચિત કોઇ ગૃહસ્થ અલ્પ મૂલ્ય વા બહુ મૂલ્યવાળી વસ્તુના સંબંધમાં પૂછવા માગે તો સંયમધર્મમાં બાધા ન પહોચે તેવી રીતે ભિક્ષુ અદૂષિત વચન બોલે-

[૪૭] તેમજ ધીરમુનિ કોઈપણ ગૃહસ્થને " બેસો, આવો, આમ કરો, સૂઈ જાઓ, ઉભા રહો, " એવું એવું ન કહે,

નોંધઃ—ગૃહસ્થ સાથેના અતિપરિચયમાં ન આવવા માટે આ વસ્તુ કહી છે. સંયમીને અસંયમીનો અતિ સંસર્ગ હાનિકર્તા છે.

[૪૮] આલોકમાં ઘણા માત્ર નામનાજ સાધુઓ કહેવાય છે. વેશ સાધુઓનો હોય છે. પરંતુ સાધુઓના ગુણો હોતા નથી. માટે તેવા અસાધુને સાધુ ન કહે. પરંતુ સાધુતાના ધારકને જ સાધુ છે એમ કહે.

નોંધઃ—સાધુપદની જવાબદારી ઘણીજ હોય છે. સાધુજી જ્યારે સાધુના ગુણ ન હોવા છતાં કોઈ વ્યક્તિને સાધુ કહે તો તેમના વચન પર વિશ્વાસ રાખી જનતા ભરમાય અને તે સાધુજી પણ જે કુસાધુને સાધુ તરીકે માને તો તેનો સંસર્ગ વધુ થાય અને તેના દુર્ગુણનો વારસો પણ કદાચ પોતામાં ઉતરે તેવું ભવિષ્યમાં ભયનું કારણ છે માટે ઉપરની પ્રવૃત્તિ ત્યાજ્ય ગણાવી છે.

### સાધુ કોણ ?

[૪૯] સમ્યગ્ જ્ઞાન અને સમ્યગ્ દર્શનથી સંપન્ન તથા સંયમ અને તપશ્ચર્યામાં રક્ત આવા ગુણોથી સંયુક્ત સંયતિનેજ સાધુ કહે (માને)

નોંધઃ—સાચો વિવેક, સાચી સમજ, ઈંદ્રિયો તથા મનનો સંયમ અને સાચી તપશ્ચર્યા આ ચાર ગુણોનું સમન્વયપણું, અધિકપણું એજ સાધુતા આવી સાધુતાની જ્યાં સુવાસ હોય તેજ સાધુ.

[૫૦] દેવો, મનુષ્યો, કિંવા પશુઓનાં પારસ્પરિક યુદ્ધો કે દ્વંદ્વ થતાં હોય ત્યાં અમુક પક્ષનો જય થાઓ કિંવા થવો જોઈએ તેમજ અમુક પક્ષની જીત ન થાઓ અથવા અમુક પક્ષ હારવો જોઈએ એમ પણ ભિક્ષુ ન બોલે.

નોંધઃ—આ પ્રમાણે બોલવાથી તેઓમાંના એક પક્ષના હૃદયમાં આઘાત પહોંચવાનો સંભવ છે.

[૫૧] " વાયુ, વૃષ્ટિ, ઠંડી કે ઉની હવા, ઉપદ્રવનું શમન, સુકાળ તથા દૈવિક ઉપસર્ગોની શાંતિ ઇત્યાદિ ક્યારે થશે અથવા આમ થાઓ

કે ન થાઓ" એવું એવું સંયમધર્મને દૂષિત કરે તેવું ભવિષ્ય કશું ભિક્ષુ ન બોલે તેમજ તેવી રીતે વર્તે પણ નહિ

નોંધઃ—એમ કરવાથી ઈતરજનોને દુઃખ થવાનો સંભવ છે. તે દુઃખના નિમિત્તભૂત સાધુજને ન થવું ઘટે.

[૫૨] તેમજ વાદળ, આકાશ કે (રાજા જેવા) માનવને આ દેવ છે એવું કહે નહિ. પરંતુ મેઘને દેખીને કહે કે આ મેઘ ચડેલ છે, ઊંચે ઘેરાઈ રહ્યો છે અથવા જળ આપનાર છે કિંવા વરસે છે. એવું એવું અદૂષિત વચન બોલે

નોંધઃ—તે કાળમાં વાદળ, આકાશ કે બ્રાહ્મણવર્ગને સામાન્ય જનસમૂહ દેવ તરીકે માની તેમા અદ્‌ભુતતાનો આરોપ કરતો હતો. આવી રીતે ખોટી અદ્‌ભુતતા માનવાથી વહેમ અને અકાર્મણ્ય ઇત્યાદિ દોષોની વૃદ્ધિ થાય આથી વ્યક્તિ કે વસ્તુપૂજાનો જૈનશાસનના મહાપુરુષોએ વિરોધ કરી ગુણપૂજાનુંજ મહત્ત્વ બતાવ્યું છે.

[૫૩] તથા આકાશને અંતરિક્ષ અથવા ગુહ્ય (હદેવની એક જાત) દેવોને, જવા આવવાનો આ ગુપ્તમાર્ગ છે તેમ કહે અને ઋદ્ધિમાન કે બુદ્ધિમાન નરને જોઈને તે ઋદ્ધિશાળી કે બુદ્ધિમાન છે તેવુંજ કહે.

નોંધઃ—કોઈની ખોટી પ્રશંસા કે ખોટી અદ્‌ભુતતા વ્યક્ત ન કરે.

[૫૪] તેમજ ક્રોધ લોભ, ભય કે હાસ્યને વશ થઈને પણ પાપકારી, નિશ્ચયકારી કે અન્યની લાગણી દુભાય તેવી ભાષા સાધક હાસી કે મજાકમાં પણ ન બોલે

[૫૫] આવી રીતે મુનિ વાકયશુદ્ધિ, અને વાકયની સુંદરતાને સમજીને હમેશા દૂષિત વાણીથી દૂર રહે. આ વસ્તુનું જે વિવેકપૂર્વક ચિંતન કરીને પરિમિત અને અદૂષિત વાકય બોલે છે તેજ સાધક સત્પુરુષોમાં પ્રસંશા (આદર) ને પામે છે.

નોંધઃ—હું બોલું છું તેનું પરિણામ શું આવશે? એવું એવું ખૂબ વિચારીને જે બોલે છે તેની વાણી સ્વચ્છતા અને સફળતાને આરાધે છે.

[૫૬] ભાષાના ગુણો તથા દોષોને જાણી, વિચારીને તેમાંની દુષ્ટ ભાષાનો હમેશાં ત્યાગ કરનાર, છ કાયના જીવોમાં યથાર્થ સંયમ પાળનાર, સાધુપણામાં સદા ઉપયોગી હાની સાધક હમેશાં હિતકારી અને મધુર ભાષા બોલે.

[૫૭] અને આ પ્રમાણે દૂષિત અને અદૂષિત વાક્યની કસોટી કરીને બોલનાર, બધી ઇંદ્રિયોને સંયમમાં રાખનાર, સમાધિવંત, ક્રોધ, માન, માયા અને લોભથી રહિત તથા તેવો અનાસક્ત ભિક્ષુ, (નવાં પાપકર્મોને સંયમદ્વારા રોકી) પૂર્વનાં સંચિત પાપકર્મરૂપી મળને પણ દૂર કરે છે તથા આલોક અને પરલોકની આરાધના સાધ્ય કરી લે છે.

નોંધઃ—આલોકમાં પોતાના સુંદર સંયમથી, સત્પુરુષોમાં માન્ય બને છે અને પોતાના આદર્શ ત્યાગ તથા તપશ્ચર્યાના પ્રભાવે પરલોકમાં ઉત્તમ પ્રકારની દેવયોનિને અથવા સિદ્ધગતિને પ્રાપ્ત કરે છે.

આવશ્યક્તા વિના ન બોલવું, બોલવું પડે ત્યારે ગળીને બોલવું. અસત્ય ન બોલવું, સત્ય બોલવું પણ તે સત્ય કઠોર અને બીજાની લાગણી ન દુભાય તેવું હોવું જોઈએ. પોતાના પ્રત્યેક વ્યવહારમાં પણ આજે કે પછી તે વચનથી પરને પીડા ન થાય તેવો વિવેક જાળવી વ્યવહારિક સંભાષણ કરવું.

આ વાક્યશુદ્ધિની વસ્તુ જેટલી શ્રમણ ભિક્ષુઓને અગત્યની છે તેટલીજ અથવા તેથી પણ વધુ ગૃહસ્થ સાધકને પણ જરૂરની છે. કારણ કે વાણીની શુદ્ધિ પર ક્રિયાની શુદ્ધિનો બહુ આધાર છે એટલુંજ નહિ પણ ક્રોધાદિ ષડ્રિપુઓ પર કાબુ લાવવા સારુપણ, મૃદુ, સ્વલ્પ, સત્ય અને સ્પષ્ટ વાણીની જરૂર છે.

એમ કહું છું—

એ પ્રમાણે સુવાક્યશુદ્ધિ નામનું સાતમું અધ્યયન સમાપ્ત થયું.

૧૩૬૫૪

# આચારપ્રણિધિ

( સદાચારનો ભંડાર-સંગ્રહ )

૮

સદ્ગુણોને સૌ કોઈ ઇચ્છે છે. સૌને સજ્જન થવું ગમે છે, પરંતુ સદ્ગુણોની શોધ કરી સાધના કરવાની તીવ્ર ઇચ્છા, તીવ્ર તમન્ના બહુ વિરલ જનોમાંજ સાંપડે છે.

સદ્ગુણોનો માર્ગ સહેલો નથી તેમ સુપ્રાપ્ય પણ નથી. સદ્ગુણોનો માર્ગ તો દુર્લભ તેમજ દુઃશકય છે.

માનસિક વૃત્તિના દુરાગ્રહો, હઠાગ્રહો અને માન્યતાઓને બદલવી; તેને મન, વાણી અને કાયાનો સંયમ કરી ત્યાગમાર્ગ જેવા વિકટ પંથે વાળી દેવી તે કાર્ય મૃત્યુદ્વારે પહોંચેલા માનવીના સંકટ કરતાં પણ આકરૂં સંકટ છે.

તે સદ્વર્તનની આરાધના કરનારને શકિત હોવા છતાં પળે પળે ક્ષમા રાખવી પડે છે. જ્ઞાન, બળ, અધિકાર અને ઉચ્ચ ગુણો હોવા છતાં સામાન્ય જનો પ્રત્યે પણ સમાનતા અને નમ્રતા ધારવી પડે છે. વૈરીને વલ્લભ ગણવાં પડે છે. અન્યના દુર્ગુણોની ઉપેક્ષા કરવી પડે છે. સેંકડો સેવકો હાજર હોવા છતાં સ્વાવલંબી અને સંયમી બનવું પડે છે. સેંકડો પ્રલોભનોના સરળ દેખાતા માર્ગ પર મીટ ન માંડતાં ત્યાગની સાંકડી અને ગહન કેડીમાં ગમન કરવું પડે છે.

આ બધું સ્નેહ ભર્યાં હૃદયે અને ઉછરંગે સહન કરી ઉત્સાહપૂર્વક આગળ વધ્યે જાય તે સદ્ગુણોનો સંગ્રહ સાચવી શકે છે, પચાવી શકે છે અને તેનું સત્ત્વ ચૂસી શકે છે

આવા સદાચારી સાધુને કયાં કયાં અને કેવી રીતે જાગૃત રહેવાનું હોય છે તે માનસિક, કાયિક અને વાચિક એમ સંયમના ત્રણે અંગોની ભિન્નભિન્ન દૃષ્ટિબિંદુઓથી આપેલી સળંગ વિચારણા આ અધ્યયનમાં આપેલી છે કે જે સાધકના જીવન માટે અમૃતસમાન પ્રાણ પૂરે છે.

ગુરુદેવ બોલ્યા:—

[૧] સદાચારના ભંડારરૂપ સાધુતાને પામીને ભિક્ષુઓએ શું કરતું જોઇએ તે હું આપને ક્રમપૂર્વક કહીશ હે ભિક્ષુઓ ! તમે મને સાંભળો.

[૨] પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, લીલું ઘાસ, વનસ્પતિ, વૃક્ષો અને બીજ તથા જે હાલતા ચાલતા પ્રાણીઓ છે તે બધા જીવો છે એમ મહર્ષિ (સર્વજ્ઞ પ્રભુ)એ કહ્યું છે.

નોંધ —આ વિશ્વમા ઘણા તો એવા સૂક્ષ્મ જીવજંતુઓ હોય છે કે જે આંખથી દેખાતા નથી છતા વૃદ્ધિ, હાનિ, લાગણી ઇત્યાદિ પરથી જાણી શકાય છે કે એ જીવો છે હમણા વૈજ્ઞાનિક શોધથી વનસ્પતિમા પણ મોટા પ્રાણીઓ જેવીજ સુખ, દુ ખ, વિરહ, શોક, પ્રેમ ઈત્યાદિની લાગણીઓ છે તેવું સિદ્ધ થયુ છે સૌ જીવો પછી તે નાના હો કે મોટા, જીવવા ઇચ્છે છે. સૌને સુખ પ્રિય છે. માટે સુખના ઇચ્છુક તેનું રક્ષણ કરી તેને સુખ પહોંચે તેમ સાવધાનીથી રહેવુ અને વર્તવુ જોઇએ

[૩] તે જીવો પ્રત્યે હમેશા અહિંસક વૃત્તિથી રહેવું જોઇએ જે મન, વાણી અને કાયા (કર્મ)થી અહિંસક રહે છે તે સાધક તે પ્રમાણે કરવાથી આદર્શ સંયમી બને છે.

નોંધ —જેમ ઉપયોગિતાઓ (જરૂરિયાતો) ઘટે તેમ હિંસા ઘટે અને જેમ જેમ હિંસા ઘટે તેમ તેમ અનુકંપા જાગૃત થાય. આથી સાચો

સંયમીજ સાચો અહિંસક કે અનુકંપક કહેવડાવવાને લાયક બની શકે છે. જે અસંયમી હોય તે અવશ્ય ઓછાવત્તા પ્રમાણમાં હિંસક હોયજ. પછી તે હિંસા સ્થૂળ જીવોની હો કે સૂક્ષ્મ જીવોની હો, પ્રત્યક્ષ હો કે પરોક્ષ હો, પોતે કરતો હો કે બીજા પાસે કરાવતો હોય તેમા તે જાણ્યે અજાણ્યે અવશ્ય ભાગીદાર બનતો હોય છે. પછી ભલે તે કર્મથી હિંસક હો કે મનથી હિંસક હો પણ તે સાવ અહિંસક તો ન જ હોઈ શકે.

[૪] (હવે ક્રમપૂર્વક પ્રત્યેક જીવોની અહિંસા જૈન ભિક્ષુઓએ કેમ પાળવી તે બતાવે છેઃ—) સમાધિવંત સંયમી પૃથ્વી, ભીંત, સચિત્ત શિલા કે પૃથ્વીનું ઢેફું પણ પોતે ભાંગે નહિ કે ખોતરે નહિ, બીજા પાસે ભંગાવે કે ખોતરાવે નહિ. તેમજ બીજો કોઇ તેવી સજીવ પૃથ્વીને ભાંગતો કે ખોતરતો હોય તો અનુમોદન આપે નહિ. આ પ્રમાણે ત્રણ કરણથી તથા મન, વચન અને કાયા એમ ત્રણ યોગોથી સંયમી હિંસા ન કરે.

[૫] તેમજ સજીવ પૃથ્વીપર કે સજીવ ધૂળથી ખરડાયેલા આસનપર બેસે પણ નહિ. પરંતુ જો આવશ્યક્તા હોય તો જેની માલિકીની તે વસ્તુ હોય તેની આજ્ઞા માગી લીધા બાદ તેનું પ્રમાર્જન કરીને પછીજ તે પર બેસે.

નોંધઃ—પ્રમાર્જન કરવાનું પ્રયોજન એ છે કે તેમ કરવાથી સજીવ ધૂળ બાજુ પર થઈ જાય અને તેથી સૂક્ષ્મ જીવોનું પણ સંરક્ષણ થાય આ ક્રિયા માટે જૈનભિક્ષુઓ રજોહરણ નામનું ઉપકરણ (સંયમનું સાધન) હમેશાં પોતાની પાસે રાખે છે.

[૬] સંયમી ભિક્ષુ ઠંડુ પાણી, કરાનું પાણી કે સચિત્ત બરફનું પાણી ન સેવે (અર્થાત્ ન પીએ) પરંતુ અગ્નિથી પૂર્ણ તપાવેલું તથા ધોવણનું નિર્જીવ થયેલું પાણીજ ગ્રહણ કરે અને વાપરે.

નોંધઃ—આગળ ચોથા અધ્યયનમાં કહેવાઇ ગયું છે કે પાણીમાં બીજું કોઇ પણ શસ્ત્ર પડે તો તે નિર્જીવ થાય આથી ગોળ, આટો કે તેવી

બીજી કોઈ વસ્તુ પડી હોય તો તે ઠંડુ પાણી પણ (અમુક કાળ વીત્યા પછી) અચેત (નિર્જીવ) બને છે. અને તેવું પાણી જો નિર્જીવ તેમજ શરીરસ્વાસ્થ્યને અનુકૂળ હોય તો ભલે અગ્નિતપ્ત ન હોય છતાં ભિક્ષુ તેને ગ્રહણ કરી શકે છે.

[૭] સંયમી મુનિ કદાચિત્ કારણવશાત્ પોતાનો દેહ સચેત પાણીથી ભિંજાયેલ હોય તો તેને વસ્ત્રથી ન લૂછે કે હાથેથી ન મસળે. તેમજ સચેત પાણીના જીવોની દયા જાણીને તે ભિંજાયેલા દેહને તે વખતે સ્પર્શ પણ ન કરે.

નોંધઃ—મળશંકા દૂર કરવા જતાં કે અન્ય કારણથી બહાર જઈ આવતાં માર્ગમાં અકસ્માત વરસાદ પડવાથી કાયા ભિંજાય ત્યારે કેમ વર્તવું તે માટે ઉપરની બિના છે. અન્યથા વરસાદ પડતો હોય ત્યારે ઉપરના આવશ્યક કારણ સિવાય પોતાના સ્થાનની બહાર નીકળવાની જૈનશાસ્ત્ર મુનિશ્રીને મના કરે છે.

[૮] મુનિ બળતા અંગારા, અગ્નિ; અગ્નિના કણો કે બળતા કાષ્ઠને સળગાવે નહિ, હલાવે નહિ તેમ ઠારે પણ નહિ.

[૯] વળી તાડના વીંજણાથી, પંખાથી, ઝાડની ડાળે કરીને કિંવા બીજી કોઈ વસ્ત્ર ઇત્યાદિ વસ્તુઓને હલાવીને પોતાના શરીરને વાયુ ન નાખે તેમજ બીજી આહારાદિ વસ્તુને ઠંડી કરવા માટે પણ વાયુ ન નાખે.

[૧૦] સંયમી ભિક્ષુ ઘાસ, વૃક્ષ, ફળ કિંવા કોઈ પણ વનસ્પતિનાં મૂળિયાંને છેદે (કાપે) નહિ તેમજ ભિન્ન ભિન્ન પ્રકારનાં બીજો કે તેવી બીજી કાચી વનસ્પતિઓ ખાવાનો મનથી પણ વિચાર ન કરે.

[૧૧] મુનિ વૃક્ષોની ખીચોખીચ ઝાડીઓમાં ઉભો ન રહે તેમજ બીજ, લીલી વનસ્પતિ, પાણી, બિલાડીના ટોપ જેવી વનસ્પતિ તથા લીલ કે ફૂલ પર બેસે પણ નહિ.

[૧૨] સર્વ પ્રાણીઓની હિંસાથી વિરામ પામેલો ભિક્ષુ મન, વાણી કિંવા કર્મથી ત્રસ (હાલતા ચાલતા) જીવોની પણ હિંસા ન કરે.

પરંતુ આ વિશ્વમાં (નાના મોટા જીવોના) જીવનની કેવી વિચિત્રતા ( ભિન્નભિન્નતા ) છે તેને વિવેકપૂર્વક જોઇને સંયમમય વર્તન રાખે.

નોંધઃ—ઘણી વખત સૂક્ષ્મ જીવોની દયા પાળનાર મોટા જીવોની લાગણી ન દુભાવાય તેવી સ્પષ્ટ વસ્તુને ભૂલી જાય છે. તેથી અહીં મન અને વાણીથી પણ ત્રસ જીવોની લાગણી ન દુભવવી એવો ભાર આપ્યો છે.

[૧૩] (હવે બિલકુલ સૂક્ષ્મ જીવોની દયા માટે કહે છે કેઃ—) પ્રત્યેક જીવો પ્રત્યે દયા ધરાવનાર સંયમી ભિક્ષુ આ (કહેવાતા) આઠ (પ્રકારના) સૂક્ષ્મ જીવોને વિવેકપૂર્વક સમજીને તથા તેને જોઇને પછીજ ત્યાં બેસે, ઉભો રહે અથવા સૂએ.

[૧૪] તે આઠ પ્રકારના કયા સૂક્ષ્મ જીવો છે ? એમ જ્યારે સંયમી ભિક્ષુઓ પ્રશ્ન કરે ત્યારે વિચક્ષણ અને મેધાવી ગુરુ આ પ્રમાણે કહે છે.

[૧૫] (૧) સ્નેહ સૂક્ષ્મ–ઓસ ધુંવર કે તેવું સૂક્ષ્મ પાણી, (૨) પુષ્પ સૂક્ષ્મ–ઘણા બારિક ફૂલો (૩) પ્રાણી સૂક્ષ્મ–સૂક્ષ્મ કુથવા જેવા જંતુઓ, (૪) ઉત્તિંગ સૂક્ષ્મ–કીડી નગરાનાં દરો, (૫) પનક સૂક્ષ્મ–લીલફૂલ, (૬) બીજ સૂક્ષ્મ–બીજો (૭) હરિત સૂક્ષ્મ–લીલા અંકુરાઓ અને (૮) અંડ સૂક્ષ્મ કીડી,માખી વગેરેનાં સૂક્ષ્મ ઈંડાઓ.

[૧૬] બધી ઇંદ્રિયોને નિયમમાં રાખનાર સંયમી ભિક્ષુ ઉપરનાં આઠે સૂક્ષ્મ પ્રાણીઓને જાણીને તે ન હણાય તેમ સર્વભાવથી ઉપયોગપૂર્વક વર્તે.

[૧૭] સંયમી ભિક્ષુ નિત્ય ઉપયોગપૂર્વક (સ્વસ્થ ચિત્ત રાખી એકાગ્રતા પૂર્વક) પાત્ર, કંબલ, શય્યાસ્થાન, ઉચ્ચાર ભૂમિ, પથારી અથવા આસનનું પ્રતિલેખન કરે.

નોંધઃ—ચક્ષુથી કોઇ જંતુ છે કે કેમ તે જોઈ લેવું અને જીવજંતુઓ હોય તો તેને એક બાજુ દુઃખ ન પહોંચે તેવી રીતે મૂકવા તેવી ક્રિયાને

પ્રતિલેખન વિધિ કહેવાય છે તે કેવી રીતે થાય છે તે વિસ્તારપૂર્વક જોવા માટે જુઓ ઉત્તરાધ્યયન સૂત્ર. અધ્યયન ૨૬ મું.

[૧૮] સંયમી ભિક્ષુ મળ, મૂત્ર, બળખો, નાકનો મેલ કે શરીરનો મેલ નાખવાનો હોય તો તે પણ જીવરહિત સ્થાન જોઇને જ નાખે.

નોંધઃ—જે સ્થળે મળ વગેરેનું વિસર્જન કરવાનું હોય છે. તે સ્થાનને ઉચ્ચાર ભૂમિ કહેવાય છે. તે સ્થાન પણ વિશુદ્ધ તથા જીવરહિત છે કે કેમ તે જોઈ લીધા પછીજ ત્યાં મળશુદ્ધિ કરવી ઘટે. આવી શુદ્ધિની ગૃહસ્થજીવનમાં પણ ખૂબ આવશ્યક્તા હોય છે.

[૧૯] ભોજન કે પાણી માટે ગૃહસ્થના ઘરમાં ગયેલો ભિક્ષુ યત્ના (સાવધાની)પૂર્વક ઉભો રહે અને મર્યાદાપૂર્વક બોલે. પરંતુ ત્યાં રહેલા પદાર્થો તરફ (કિંવા રૂપવતી સ્ત્રીઓ તરફ પોતાનું મન) પ્રેરે (લલચાવે) નહિ.

[૨૦] (ગૃહસ્થને ઘેર ભિક્ષાર્થે જતાં) ભિક્ષુ ઘણું પોતાના કાનેથી સારું નરસું સાંભળે છે તથા આંખોથી સારું બુરું જુએ છે. પરંતુ બધું જોયેલું કે સાંભળેલું બીજાને કહેવું તે તેને માટે યોગ્ય નથી.

[૨૧] સારું નરસું જે સાંભળેલું કે જોયેલું કહેવાથી બીજાને ઈજા પહોંચે કે લાગણી દુભાય તેવું ભિક્ષુ કદી ન બોલે. તેમજ કોઈપણ પ્રકારે ગૃહસ્થને છાજે (સાધુને ન છાજે) તેવો વ્યવહાર પણ ન આચરે.

નોંધઃ—ગૃહસ્થને છાજે તેવો એટલે કે સંયમધર્મને બાધિત વ્યવહાર સાધુ ન કરે.

[૨૨] કોઈના પૂછવાથી કે અણપૂછ્યે કદી પણ ભિક્ષુ ભિક્ષાના સંબંધમાં આ રસાળ છે કિંવા રસહીન છે, આ ગામ સારું છે કિંવા ખરાબ છે અથવા આ દાતાએ આપ્યું અને ફલાણાએ ન આપ્યું વગેરે વગેરે કશું પણ ન બોલે.

[૨૩] ભિક્ષુ ભોજનમાં આસક્ત ન થાય અને ગરીબ કે તવંગર બન્નેને ઘેર સમાનભાવથી ગોચરી (ભિક્ષાર્થે) જઇ દાતારના અવગુણો

ન બોલતાં મૌનપણે જે કંઇ મળે તેમાં સંતોષ માને. પરંતુ પોતાના નિમિત્તે ખરીદેલી, કરેલી કે લવાયેલી હોય તેવી તથા સચેત ભિક્ષા કદી ન લે.

[૨૪] સંયમી પુરુષ કદી (રાત્રિવાસ) થોડા પણ આહારનો સંચય ન કરે અને પ્રત્યેક જીવોની રક્ષા કરનાર તે સાધક નિઃસ્વાર્થ તથા (અપ્રતિબદ્ધતાથી) અનાસક્ત ભાવે સંયમી જીવનને વહન કરે.

[૨૫] કઠણવ્રતોનો પાલક, અલ્પ ઇચ્છાવાળો અને સંતોષી જીવન ગાળનાર સંતુષ્ટ સાધક જિનેશ્વરોના સૌમ્ય અને વિશ્વવત્સલ શાસનને (સાંભળીને) પ્રાપ્ત કરીને કદી પણ આસુરત્વ (ક્રોધ) ન કરે.

નોંધઃ—સંયમ, સંતોષ અને ઈચ્છાનો નિરોધ એ ત્રણ વસ્તુઓનો જેમાં વિકાસ તે જૈન. આવો સાધક જિનશાસનને પામીને પ્રસંગ પડયે પણ કોપ ન કરે. કારણ કે કોપ કરવાથી જૈનત્વ હણાય છે અને આસુરત્વ (આસુરીભાવ) ઉત્પન્ન થાય છે. આસુરી પ્રકૃતિને હણી દૈવી પ્રકૃતિઓને આરાધવી તે એક ધર્મશ્રવણનું ફળ છે.

[૨૬] સાંભળતાં કાનને સુખ ઉત્પન્ન કરે તેવા (મનોહર) શબ્દો (સાંભળીને તે) તરફ રાગવૃત્તિ ન ધરે કિંવા ભયંકર કે કઠોર સ્પર્શ થયેથી તે તરફ દ્વેષ ન ધારણ કરે. પરંતુ સમભાવથી તેને દેહદ્વારા સહન કરે.

નોંધઃ—રાગના સ્થાનોમાં રાગ અને દ્વેષના નિમિત્તોમાં દ્વેષ થવો તે તો જીવાત્માને માટે પ્રકૃતિસિદ્ધ વસ્તુ છે. માટેજ તે બન્નેમાં સમાનવૃત્તિ જાળવી શકે તેજ શ્રમણ અથવા તેવી વૃત્તિનો ઉપાસક તેજ જૈનસાધક ગણાય.

[૨૭] ભિક્ષુસાધક ભૂખ, પિપાસા (તૃષા), ઠંડી, ગરમી, હલકી શય્યા, અપ્રેમ ઉત્પન્ન કરે તેવો પ્રસંગ, સિંહ ઇત્યાદિ પશુ કિંવા માનવ તરફનો ભયપ્રસંગ ઇત્યાદિ જે કંઇ પરિષહો (આકસ્મિક આવી

પડેલા સંકટો) ઉત્પન્ન થાય તેને પ્રસન્ન ચિત્તથી સહન કરે. કારણ કે દેહનું દુઃખ તે તો મહાસુખનું નિમિત્ત છે.

નોંધઃ—દેહનું દુઃખ એટલે ઇંદ્રિયોનો સંયમ. જો કે ઇંદ્રિયોનો અસંયમ એ બાહ્ય દૃષ્ટિએ દેખતા સુખરૂપ ભાસે છે. પરંતુ પરિણામે એકાંત દુઃખનુંજ કારણ છે. ત્યારે સંયમ એ પ્રથમ ઇંદ્રિયોના અભ્યાસથી દુઃખરૂપ ભાસે છે. પરંતુ પરિણામે એકાંત સુખનુંજ કારણ છે. સંયમી પુરુષ ગૃહસ્થ હોય તો પણ સંયમદ્વારા સંતોષ અને અહિંસાના સદ્‌ગુણોને કેળવે છે અને સુખી થાય છે.

[૨૮] સંયમી સૂર્યાસ્ત થયા પછી અને સૂર્ય ઉગતા પહેલાં કોઇ પણ પ્રકારના આહારની મનથી પણ ઇચ્છા ન કરે.

નોંધઃ—રાત્રિભોજનનો નિષેધ બૌદ્ધ અને પ્રાચીન વેદધર્મમાં પણ છે. રાત્રિભોજન શારીરિક નિયમ (વૈધિક દૃષ્ટિ)થી પણ વર્જ્ય છે.

[૨૯] સંયમી ગુસ્સાથી શબ્દનો તણતણાટ ન કરે તેમજ અચપલ, (ચપલતાથી રહિત), ભોજનમાં પરિમિત, અલ્પભાષી (થોડું બોલનાર) અને ભોજન કરવામાં દાન્ત (દમિતેન્દ્રિય) બને. કદાચ દાતા અલ્પ આહાર આપે તો તે થોડું મેળવીને તેની નિંદા ન કરે.

[૩૦] સાધુ કોઇ પણ વ્યક્તિનો તિરસ્કાર ન કરે અને પોતાની આત્મ-પ્રશંસા પણ કદી ન કરે. તેમજ શાસ્ત્રજ્ઞાન અથવા અન્ય વસ્તુને મેળવીને, તપશ્ચર્યા કરીને ઉચ્ચ જાતિ કે ઉત્તમ બુદ્ધિ મેળવીને તે માટે અભિમાન ન લાવે.

[૩૧] જાણ્યે કે અજાણ્યે અધાર્મિક ક્રિયા (ધર્મિષ્ઠ સાધકને ન છાજે તેવું વર્તન) થઇ ગઇ હોય તો તે કરીને તેને ન છુપાવતાં પ્રાયશ્ચિત દ્વારા પોતાના આત્માને તુરતજ તે પાપથી મુક્ત કરે અને (બીજીવાર તે ન થાય તે માટે સાવધાન રહે) અર્થાત્ બીજી વાર તેવું ન આચરે.

**નોંધઃ**—સાધક માત્ર ભૂલને પાત્ર છે. પછી તે ગૃહસ્થ હો કે ત્યાગી હો. પરંતુ તે નાની કે મોટી ભૂલ થયા પછી તુરત જ તેનું પ્રાયશ્ચિત કરી લેવું જોઇએ. તેવી ભૂલ ફરીથી ન થવા પામે તેજ પ્રાયશ્ચિતની પાકી કસોટી છે. વારંવાર પ્રાયશ્ચિત લેવા છતાં ભૂલ થઈ જતી હોય તો તે કાંતો સાચું પ્રાયશ્ચિત નથી. અથવા તો પ્રાયશ્ચિત તે ભૂલને માટે યોગ્ય નથી કે ઓછું છે તેમ સમજવું.

[૩૨] જિતેન્દ્રિય, અનાસક્ત અને શુદ્ધ અંતઃકરણવાળો સાધક ભૂલથી અનાચાર (અયોગ્ય કાર્ય) સેવાઈ ગયો હોય તો તેને છૂપાવી ન રાખે પરંતુ હિતૈષી ગુરુજનની સમક્ષ તેને પ્રકટ કરી તેનું પ્રાયશ્ચિત લઇ લે અને હમેશા શુદ્ધ (નિષ્પાપી) થતો રહે.

[૩૩] વળી પોતાના આચાર્ય (ગુરુદેવ) મહાત્માનું વચન સ્વીકારે અને પછી કાર્યથી પૂર્ણ કરે.

**નોંધઃ**—આ શ્લોકમા વિનયિતા બતાવી છે. ઘણા સાધકો મહાપુરુષોની શિક્ષા વચનથી સ્વીકારે છે. પરંતુ વર્તનમા જો તે શિક્ષા ન ઉતરે તો યથાર્થ લાભ થતો નથી. માટેજ વાણી અને વર્તન બન્નેમા તે વસ્તુ લાવવી તેમ કહ્યુ છે.

[૩૪] (ભોગોનાં પ્રત્યક્ષ સુખો શા માટે ત્યાગવાં તેના ઉત્તરમાં કહે છે કેઃ—) મનુષ્યજીવનનું આયુષ્ય બહુ પરિમિત (ટૂંકુ) છે. અને પ્રાપ્ત થયેલું જીવન ક્ષણભંગુર છે માત્ર આત્મસિદ્ધિ (વિકાસ)નો માર્ગ જ નિત્ય છે. એમ સમજી સાધક ભોગોથી નિવૃત્ત થાય છે.

**નોંધઃ**—જીવન અનિત્ય હોય તો ભોગોની અનિત્યતા તો સ્પષ્ટજ છે. અનિત્યતામા આનંદના બિંદુઓ નથી સાંપડતા તેથી તત્ત્વજ્ઞ સાધક આસક્તિથી સ્વયં વિરમી જાય છે.

[૩૫] માટે સત્યના શોધક સાધકે પોતાનું મનોબળ, શારીરિક શક્તિ, આરોગ્ય, શ્રદ્ધા, ક્ષેત્ર અને કાળ જોઇને યોગ્ય રીતે પોતાના આત્માને ધર્મમાં જોડી દેવો ઘટે.

નોંધઃ—સિંહણનું દૂધ અલિપ્ત છે, અમૃત એ ઉત્તમ છે, પરંતુ પાત્ર તેને ઝીલી શકે તેવું ન હોય તો તે દૂધ નકામું જાય છે અને હલકું પાત્રને નુકશાન કરે છે. તેજ રીતે ત્યાગ, પ્રતિજ્ઞા, નિયમો એ બધું ઉત્તમ હોવા છતા પાત્રની યોગ્યાયોગ્યતાનો વિવેક ન કરાય તો તે ઉત્તમ વસ્તુઓ અને તેને ગ્રહણ કરનાર વ્યક્તિઓ પણ નિંદાને પાત્ર બની રહે છે. માટેજ દરેક કાર્ય કરતા પહેલા ઉપર્યુક્ત પદાર્થોનો વિચાર અને વિવેક જાળવવા માટે મહાપુરુષો દિશાસૂચન કરે છે.

[૩૬] (ઘણા સાધકો પોતે શક્તિમાન અને સાધનસંપન્ન હોવા છતાં ધર્મરુચિ નથી ધરાવી શકતા તેને ઉદ્દેશીને મહાપુરુષો કહે છે કેઃ—જ્યાં સુધી જરા (વૃદ્ધાવસ્થા) આવી નથી, જ્યાંસુધી રોગનો ઉપદ્રવ થયો નથી. જ્યાંસુધી બધી ઇંદ્રિયો તથા અંગ ક્ષીણ થયાં નથી ત્યાં સુધી મનુષ્યે અવશ્ય ધર્મને આચરવો જોઈ એ.

નોંધઃ—શરીર એ ધર્મનું પરમ સાધન છે. તે સ્વસ્થ હોય તોજ સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અહિંસા, સંયમ ઇત્યાદિ વસ્તુઓનું પાલન થાય. બાલપણમાં તે સાધન પરિપક્વ હોતું નથી અને જરા અવસ્થામાં ક્ષીણ થવાનો ભય છે તેથી તરુણ અને યુવાન વયમાંજ ધર્મકૃત્યો કરવાં એ સમુચિત છે.

[૩૭] (ધર્મક્રિયાનું પ્રયોજન શું?) આત્મહિતનો ઇચ્છુક સાધક પાપની વૃદ્ધિ કરનારાં ક્રોધ, માન, માયા અને લોભ એમ ચાર પ્રકારના દોષોને શીઘ્ર વમી દે (તજી દે).

નોંધઃ—ધર્મક્રિયાનું ફળ સીધું આત્મા સાથે પરિણમે છે એમ જૈનશાસન માને છે એટલે ધર્મિષ્ઠની પરીક્ષા તેના બાહ્યચિહ્નોથી નહિ પણ ગુણોથી થાય છે અને જેટલે અંશે દોષોનો વિલય તેટલીજ ગુણોની ઉન્નતિ થાય છે. તેથીજ સર્વદોષોના મૂળરૂપ આ ચાર કષાયોને અહીં વર્ણવી તેને દૂર કરવા એજ સાધકનું ધર્મકર્તવ્ય. એમ સમજાવ્યું છે.

[૩૮] ક્રોધ પ્રીતિનો નાશ કરે છે, માન વિનયનો નાશ કરે છે, માયા મિત્રતાનો નાશ કરે છે અને લોભ તો સર્વગુણોનો નાશક છે.

નોંધઃ—પ્રેમ એ જીવનનું અમૃત છે. વિનય એ જીવનની રસિકતા છે મિત્રભાવ એ જીવનનું મીઠું અવલંબન છે. અવલંબન, વિકાસ અને જીવન એ ત્રણે ગયા પછી તો ચેતન જડવત્ બની જાય છે. તેથીજ આ દુર્ગુણો પર ઓછાવત્તો વિજય મેળવવા માટે પ્રતિક્ષણે સાવધાન રહેવું એજ સાધકનો ધર્મ અને મનુષ્ય જીવનનું પરમ કર્તવ્ય છે.

[૩૯] માટેજ સાધક ઉપશમ (ક્ષમા)થી ક્રોધને હણે, મૃદુતાથી અભિમાનને જીતે, સરળ સ્વભાવથી માયાનો અને સંતોષ દ્વારા લોભનો વિજય કરે.

નોંધઃ—સહનશીલતા પોતાના અને પરના બન્નેના ક્રોધને દૂર કરી શકે છે. મૃદુતા અભિમાનને ગળી જાય છે. સરળ સ્વભાવ હોય ત્યાં કપટ ટકી શકતું નથી અને સંતોષ આવે તો લોભનો પણ વિનાશ થતો જાય છે. આથી સૌથી પરમ સ્થાન સંતોષનું છે. એક સ્પૃહા આવી કે ઉપરના ચારે દોષો ન ઇચ્છવા છતાં થવાનાજ. અને સંતોષ જન્મ્યો એટલે બધા દોષોનો ક્રમશઃ વિલય થતો જવાનો. સારાંશ કે અસંતોષ એજ દુર્ગુણોનું મૂળ અને પતનનું પ્રબળ નિમિત્ત છે.

[૪૦] (ક્રોધાદિ કષાયોથી હાનિ શી થાય તે બતાવે છેઃ—) ક્રોધ અને માનને વશ નહિ કરવાથી તથા માયા અને લોભને વધારવાથી આ ચારે કાળા કષાયો પુનર્જન્મરૂપ વૃક્ષોનાં મૂળોને સિંચન કર્યા કરે છે.

નોંધઃ—"किं दुःखमूलं भव एव साधो" દુઃખનું મૂળ શું? તેનો પ્રત્યુત્તર મળે છે કે સંસાર અને સંસાર એટલે જન્મમરણનું ચક્ર. સારાંશ કે દુઃખના હેતુભૂત પુનર્જન્મોને નિવારવા એજ જીવનનો હેતુ છે. તો તેને વધારનારા કષાયોને જીત્યા વિના સંસારથી મુક્તિ શી રીતે સંભવે?

[૪૧] હવે ભિક્ષુસાધકના વિશિષ્ટ નિયમો બતાવે છેઃ—) પોતા કરતાં અધિક ઉત્તમ ચારિત્રવાળા એટલે કે ચારિત્રવૃદ્ધ અથવા જ્ઞાનવૃદ્ધ એવા ગુરુજનો પ્રત્યે વિનય જાળવે. પોતાના ઉચ્ચ ચારિત્રને

નિશ્ચલ રાખે. સંકટના સમયમાં પણ તે પોતાની ટેકને તજે નહિ. તેમજ કાચબાની પેઠે અંગોપાંગ (ઇંદ્રિયાદિ વર્ગ)ને ગોપવી તપ અને સંયમ તરફજ પોતાનો પુરુષાર્થ વાળે.

નોંધ:—વિનયિતા જાળવવાથી તે તે વિશિષ્ટ પુરુષોના ગુણોનો વારસો મળે છે. ઉચ્ચ ચારિત્રને ટકાવી રાખવાથી આત્મશક્તિ અને સંકલ્પબળ ખૂબ વધે છે.

[૪૨] તેમજ તેવો સાધક નિદ્રાનો શોખ ન રાખે. હાંસીની વાતોનો ત્યાગ કરે, કોઇની છાની વાતોમાં રસ ન લે. પરંતુ તે હમેશાં (નિવૃત્તિના સમયે) અભ્યાસ તથા ચિંતનમાં રક્ત રહે.

નોંધ:—અધિક નિદ્રાનો આશ્રય લેનાર સાધક આળસુ થઈ જાય છે. નિદ્રાનો હેતુ માત્ર શ્રમને નિવારવાનોજ છે પરંતુ તેજ જો શોખની વસ્તુ થઇ પડે તો સંયમમાં હાનિ ઉપજાવે છે.

હાંસી મજાકની ટેવ પોતાને અને પરને ઉભયને દુઃખ ઉત્પન્ન કરાવે છે. છાની વાતો સાંભળવાથી નિંદા, દુષ્ટભાવ અને પાપિષ્ટ પ્રકૃતિ બને છે માટે અતિ નિદ્રા, હાંસી અને કોઈની ગુપ્ત વાતો સાંભળવાની ટેવ શાણા સાધકે છોડી દેવી ઘટે.

[૪૩] (સ્વાધ્યાયમાં કદાચ મન ન ચોંટે ત્યારે શું કરવું તે કહે છેઃ—) આળસને સર્વથા ત્યાગી તથા મન, વચન અને કાયા એ ત્રણેની (એકાગ્રતા) એકવાક્યતા કરી તે યોગને નિશ્ચળરૂપે (દશ પ્રકારના) શ્રમણધર્મમાં સ્થાપે. શ્રમણધર્મમાં સર્વથા યુક્ત રહેલો યોગી પરમ અર્થને પામે છે.

નોંધ:—સહિષ્ણુતા, નિર્લોભતા (સંતોષ), સરળતા, કોમળતા, નિરભિમાનિતા સત્ય, સંયમ, બ્રહ્મચર્ય, ત્યાગ અને તપ આ દશ પ્રકારના સંયમી ધર્મો છે. સાધુઓને તેમાંનો જે સમયે જેની કસોટીનો પ્રસંગ આવે તે સમયે તેમાં સતત અડોલ રહે. આ ધર્મોજ સાચા શ્રમણધર્મો છે અને તે ધર્મોથીજ પરમાર્થ (મોક્ષસ્થિતિ) પમાય છે.

[૪૪] આલોક તથા પરલોક બન્નેમાં હિત થાય અને જેનાથી સદ્‌ગતિ પ્રાપ્ત થાય તેવા બહુશ્રુત જ્ઞાની પુરુષની સાથેજ ઉપાસના કરવી ઘટે અને (તેમના સત્સંગથી) પોતાની શંકાનું સમાધાન કરી અર્થનો નિશ્ચય કરી લેવો જોઇએ

નોંધઃ—આલોકમાં જ્ઞાનદાન મળવાથી હિત થાય અને તે જ્ઞાનના પ્રભાવે ઉત્તમ ચારિત્રનું ઘડતર થાય તેથી પરલોકના પણ ઉપકારક ગુરુ હિતકારી ગણાય કારણકે તેવા જ્ઞાની પુરુષના નિમિત્તથીજ અંતઃકરણની અશુદ્ધિ નીકળી વિશુદ્ધિ થાય છે કે જે વિશુદ્ધિદ્વારા આત્મસાક્ષાત્કાર થઇ શકે. આત્મસાક્ષાત્કાર એજ જીવોનું અભીષ્ટ છે. અને આવી પવિત્રતાથી પ્રાપ્ત થયેલી દિવ્યગતિ કિંવા ઉત્તમગતિ પણ વધુને વધુ તે સાધકને આત્મવિકાસના પંથેજ લઈ જાય છે.

[૪૫+૪૬] (એ જ્ઞાની ગુરુ સમીપે કેવી રીતે બેસવું ? તે સંબંધમાં હવે *કાયાવિનય* કહે છેઃ—) જિતેન્દ્રિય મુનિ પોતાના હાથ, પગ અને શરીરને યથાવસ્થિત (વિનયપૂર્વક) રાખીને તથા પોતાની ચપળ ઇંદ્રિયોને ગોપવીને ગુરુજનોની બહુ પાસે અડોઅડ ન બેસે તેમજ ગુરુના સાથળને અડીને પણ ન બેસે. પરંતુ મધ્યમ રીતે વિનય તથા વિવેક જાળવીને ગુરુજનો પાસે બેસે.

નોંધઃ—જે આસને બેસવાથી ગુરુને કે ઇતરજનોને વિઘ્ન થાય કે પોતાનો અવિનય જણાય તેવા આસને ન બેસવું ઘટે.

[૪૭] (હવે વચનવિનય બતાવે છેઃ—) સંયમી સાધક અણપૂછ્યો કદી ન બોલે તેમજ કોઇ બોલતું હોય તે પૂર્ણ ન બોલી રહે તે પહેલાં વચ્ચે પણ ન બોલે. પીઠ પાછળ કોઇની નિંદા ન કરે. તેમજ માયા ( કપટ ) અને અસત્ય એ બન્ને ઝેરને સર્વથા તજી દે

[૪૮] વળી જે ભાષા બોલવાથી બીજાને અવિશ્વાસ ઉત્પન્ન થાય, જે વાણી બોલવાથી અન્યજન શીઘ્ર કુપિત થાય તથા જે વાણીથી કોઇનું અહિત થાય તેવી ભાષાને સર્વથા ન બોલે.

[૪૯] પણ આત્માર્થી સાધક જે વસ્તુ જોઈ હોય તેનેજ પરિમિત અને સંદેહ રહિત, પૂર્ણ, સ્પષ્ટ અને અનુભવયુક્ત વાણીમાં બોલે. તેવી વાણી પણ વાચાળપણાથી અને અન્યને ખેદ થાય તેવા ભાવથી રહિત હોવી જોઇએ.

[૫૦] શ્રામણ્ય (સાધુપણા)ના આચાર તથા જ્ઞાનને ધારણ કરનાર અને દ્રષ્ટિવાદને ભણનાર એવા જ્ઞાનીમુનિ પણ વાણીમાં ઉચ્ચારણ કરવામાં ભૂલી જાય તે બનવા યોગ્ય છે. માટે તેવું જાણીને સાધકમુનિ તેની હાંસી કે મશ્કરી ન કરે.

નોંધઃ—આચારાંગ સૂત્રમાં શ્રમણના આચારો છે તથા ભગવતીમ શ્રામણ્યનું ભવ્ય જ્ઞાન છે. તે બન્નેને તથા દ્રષ્ટિવાદ નામનું સૂત્ર કે જે હાલમ ઉપલબ્ધ નથી તે જૈનસૂત્રોમાં ઉપયોગી અને આવશ્યક અંશો છે એવું મહા જ્ઞાન ,પામ્યા પછી પણ ઉચ્ચાર કે વાણીમાં સ્ખલના થવી સંભવિત છે તો તેવે સમયે "આવા પણ ભૂલી ગયા" એમ કહી તેની હાંસી ક મશ્કરી મુનિ કદી કરે નહિ. કારણકે મનુષ્યમાત્ર ભૂલને પાત્ર છે તેમ જાણી નમ્રભાવથી તે ભૂલ સુધારવા માટે જ્ઞાનીજનને પ્રેમપૂર્વક પ્રાર્થનારૂપે કહે. પણ તેમને માઠું લાગે તેવું ન કરે.

[૫૧] નક્ષત્રનો વિચાર, જ્યોતિષ, સ્વપ્નસંબંધિ જ્ઞાન, વશીકરણ વિદ્યા, શુકન શાસ્ત્ર, મંત્રવિદ્યા કે વૈદ્યચિકિત્સા સંબંધી કદાચ પોતાને જ્ઞાન થયું હોય તો તે ગૃહસ્થજનોને ન કહે કારણ કે તેને કહેવાથી નાના પ્રકારે અનર્થ થવા સંભવ છે.

[૫૨] (હવે કયા સ્થાને મુનિજનોએ રહેવું તે સ્થાનનો નિર્દેશ કરે છેઃ—) ગૃહસ્થજનોને નિમિત્તે બનેલાં સ્થાન, શય્યા અને આસનને મુનિ ભોગવી (વાપરી) શકે. પરંતુ તેવું સ્થાન સ્ત્રી પશુથી રહિત (એકાંત) હોવું જોઇએ અને મૂત્રાદિ શરીરબાધા નિવારી શકાય તેવી ભૂમિકાની સાનુકૂળતા હોવી જોઇએ.

[૫૩] જો તે સ્થાનમાં સાધુજી એકાકી હોય (સાથેના સાધકો પાસે ન હોય) ત્યારે સ્ત્રીઓ સાથે વાર્તાલાપ કે કથા વાર્તા ન કરે અને

ગૃહસ્થનો પણ અતિ પરિચય ન કરે પણ સાધુજનોની સાથેજ પરિચય રાખે.

નોંધઃ—એકાંતમાં એકાકી સ્ત્રી સાથે વાર્તાલાપ કરવાથી અન્યને શંકા ઉત્પન્ન થવાનો ભય છે. એકાકી ગૃહસ્થ સાથેના અતિ પરિચયથી પણ રાગબંધનનો સંભવ છે માટે ભિક્ષુ સ્ત્રીઓ કે પુરુષો સાથે ઉપયોગ પુરતોજ ધર્મસંબંધ રાખે.

[૫૪] જેમ કુકડાનાં બચ્ચાંને હમેશાં બિલાડીથી ભય રહ્યો હોય છે તેજ પ્રમાણે બ્રહ્મચારીને સ્ત્રીના દેહથી ભય રહે છે.

નોંધઃ—આ કથન ઉપરથી તો એકાંતવાચીજ જણાશે. પરંતુ ઊંડાણથી તપાસતાં તેની વાસ્તવિકતાનો ખ્યાલ આવી જશે. સ્ત્રીશરીરનો ભય રાખવો એટલે સ્ત્રીપરિચય ન કરવો તેજ ભાવ છે. સ્ત્રીજાતિ પ્રત્યે પુરૂષને કે પુરુષજાતિ પ્રત્યે સ્ત્રીને ઘૃણા લાવવા માટેનું આ કથન નથી. તેમ અતડા રહેવા માટે પણ નથી. પરંતુ બ્રહ્મચર્યના સાધક કે સાધિકાને કેટલું જાગૃત રહેવું જોઈએ તેની સાવધાની સૂચક આ કથન છે.

[૫૫] સાધક શ્રૃંગારનાં ચિત્રવાળી દિવાલને (તે તે ચિત્રો પર ટકટકી લગાડીને) જુએ નહિ કિંવા તત્સંબંધી ચિંતન કરે નહિ. તેમજ સુસજ્જિત સ્ત્રીને પણ તેના અભિનય તરફ દ્રષ્ટિ કરીને જોવાનો કે ચિંતવવાનો પ્રયત્ન કરે નહિ. કદાચ અકસ્માતથી દ્રષ્ટિ પડે તો સૂર્યની જેમ તેનાથી પણ તુરતજ દ્રષ્ટિને પાછી ખેંચી લે.

નોંધઃ—સ્વાભાવિક રીતે સૂર્યપર દ્રષ્ટિ લાંબો વખત ટકી શકતી નથી. તેજ રીતે બ્રહ્મચારીની દ્રષ્ટિ એવી સુમધુર રીતે કેળવાઈ જવી જોઇએ કે તેને ઈરાદા પૂર્વક સ્ત્રીઓનાં રૂપ, લાવણ્ય, અભિનય ઇત્યાદિ જોવાનું મન ન થાય, અને ઈરાદો ન હોવા છતાં જોવાય તો તે પરથી વિકારી ભાવના તો જાગૃત નજ થવી જોઇએ. તેજ રીતે સાધ્વી સ્ત્રીને પુરુષ પ્રત્યે પણ સમજી લેવું.

[૫૬] બ્રહ્મચારી સાધકે જેના હાથ અને પગ છેદાઇ ગયેલા હોય, કાન અને નાક કપાઇ ગયાં હોય કે વિકૃત થઇ ગયાં હોય તથા

પૂરાં સો વર્ષ થઇ ગયાં હોય તેવી વૃદ્ધ અને બેડોળ સ્ત્રીનો પણ સંસર્ગ ત્યાગવો ઘટે.

નોંધ:—બ્રહ્મચર્ય પાળનાર વ્યક્તિએ પુરૂષે સ્ત્રી જોડે કિંવા સ્ત્રીએ પુરૂષ જોડે સાથે રહેવાનું તો સર્વથા છોડીજ દેવું ઘટે. એકાંત એ વિકારની વાસનાનું ઉત્તેજક નિમિત્ત છે. વિકારનો રાક્ષસ વય, વર્ણ કે સૌંદર્યનો વિચાર કરવા સારૂ થોભી શકતો નથી કારણકે તે અવિવેકી, કુટિલ અને સર્વભક્ષી છે.

[૫૭] આત્મસ્વરૂપના શોધક માટે શોભા (શરીર સૌંદર્ય), સ્ત્રીનો સંસર્ગ અને રસવાળાં સ્વાદુ ખાણુંઓ એ તાલપુટ (ભયંકર) ઝેર જેવાં છે.

નોંધ:—રસનેંદ્રિયનો જનનેન્દ્રિય સાથે ખૂબ ગાઢ સબંધ હોવાથી તેવાં તીખાં તમતમતાં કે અતિ રસાળાં મિષ્ટાન્ને ઈત્યાદિ ભોજનો વિકૃતિ ઉત્પન્ન કરે છે. શરીરસૌંદર્ય અને ટાપટીપ તેમાં ઉત્તેજનો લાવે છે. પછી ત્રીજો સ્ત્રીનો ગાઢ સંસર્ગ થાય એટલે આવી સ્થિતિમાં તો મહાસમર્થ મનસ્વી પુરુષોનું પણ પતન થવાનો સંભવ છે. જેમ ઝેર પીધા છતાં અમર રહી શકાય એ અપવાદ જવલ્લેજ હોય તેજ રીતે આ ત્રણ વસ્તુઓનું સતત સેવન હોવા છતાં પતન ન થવું તે તો આકાશકુસુમ જેવી અશક્ય વસ્તુ છે.

[૫૮] સ્ત્રીઓનાં અંગપ્રત્યંગ, આકાર, મીઠાં વેણ અને સૌમ્ય નિરીક્ષણો (કટાક્ષો) એ કામ, રાગ (મનોવિકાર)ને વધારવાનાજ નિમિત્તરૂપ છે. માટે શાણો સાધક તેનું ચિંતન ન કરે.

નોંધ:—વિષયભાવના કિંવા વિકારી દ્રષ્ટિથી સ્ત્રીનાં અંગોપાંગ જોવાં એ પણ મહાન ભયંકર દોષ છે.

[૫૯] બધી પુદ્ગલ (જડ) વસ્તુઓનાં પરિણામને અનિત્ય સ્વભાવવાળાં જાણીને શાણો સાધક મનોજ્ઞ વિષયોમાં (મનગમતી ભિન્નભિન્ન પ્રકારની વસ્તુઓમાં) આસક્તિ ન રાખે અને અમનોજ્ઞ પદાર્થો પર દ્વેષ પણ ન લાવે.

[૬૦] હમેશાં મુનિ પૌદ્‌ગલિક (જડ) પદાર્થોના પરિણમનને યથાર્થરૂપે જાણીને, તૃષ્ણા (લાલચ)થી રહિત થઇ તથા પોતાના આત્માને શાંત રાખીને સંયમધર્મમાં વિચરે.

નોંધઃ—પદાર્થમાત્રનો પલટવાનો સ્વભાવ છે. જે આજે સુંદર દેખાય છે તેજ કાલે અસુંદર અને અસુંદર સુંદર બની જાય છે. પદાર્થમાત્રના આ બન્ને પાસાં તપાસી તિરસ્કાર કે પ્રલોભનમાં ન પડતાં સમભાવ પૂર્વકજ સાધુએ રહેવું.

[૬૧] ભિક્ષુ જે શ્રદ્ધા અને વૈરાગ્યભાવથી પોતાના ઘરને છોડીને ઉત્તમ એવી ત્યાગની ભૂમિકાને પામ્યો છે તેજ શ્રદ્ધા અને દૃઢ વૈરાગ્યથી મહાપુરુષોએ બતાવેલા ઉત્તમ ગુણોમાં રહી સંયમધર્મનું પાલન કરે.

નોંધઃ—ઉત્તમ ગુણોમાં મૂળ ગુણો તથા ઉત્તરગુણોનો સમાવેશ થાય છે. તેનું વિસ્તૃત વર્ણન જોવા માટે જુઓ:—દશવૈકાલિક સૂત્ર અધ્યયન છઠ્ઠું.

[૬૨] તેવો સાધુ હમેશાં સંયમયોગ, તપ અને સ્વાધ્યાયયોગનુંજ સતત અધિષ્ઠાન કરતો હોય છે અને તેવા જ્ઞાન, સંયમ અને તપશ્ચર્યાના પ્રભાવે સંપૂર્ણ શસ્ત્રોથી સજ્જિત સેનાના ઉપરી (સેનાની જેમ પોતાનું અને પોતાના સૈન્યનું રક્ષણ કરે છે તેમ)ની માફક પોતાનો અને પરનો ઉદ્ધાર કરવા માટે શક્તિમાન બને છે.

નોંધઃ—જે પોતાના દોષો દૂર કરી આત્મહિત સાધી શક્યો નથી તે કદી પણ લોકહિત સાધવાનો દાવો કરી શકે નહિ. કારણકે પોતાના દોષોને દૂર કરવાથીજ તેવા શુદ્ધ ચારિત્રશીલની અસર અન્ય પર થઇ શકે છે અને તેજ સમર્થ પુરુષ યથાર્થરૂપે લોકનું હિત કરી શકે છે.

અહીં સદ્‌વિદ્યા, સંયમ અને તપ એ શસ્ત્રો છે, સાધક એ શૂરવીર છે, દોષો એ શત્રુઓ છે અને સદ્‌ગુણો એ પોતાની સેના છે. આવો શૂરવીર પુરુષ શત્રુઓને સંહારી પોતાનું અને સદ્‌ગુણોનું રક્ષણ કરી શકે છે.

[૬૩] સ્વાધ્યાય તથા સુધ્યાનમાં રક્ત, સ્વ અને પર જીવોના રક્ષક, તપશ્ચર્યામાં લીન તથા નિષ્પાપી તે સાધકનું પૂર્વકાલીન પાપકર્મ

પણ જેમ અગ્નિથી ચાંદીનો મેલ હણાય તેમ હણાઈ જાય છે.

[૬૪] પૂર્વકથિત (ક્ષમા દયાદિ) ગુણોને ધારણ કરનાર, સંકટોને સમભાવે સહન કરનાર શ્રુત વિદ્યાને ધારણ કરનાર, જિતેન્દ્રિય, મમત્વભાવથી રહિત તથા અપરિગ્રહી તેવો સાધુ કર્મરૂપી આવરણો દૂર થયા પછી આત્મજ્યોતિથી વાદળોના સમૂહથી અભ્યાસ સંપૂર્ણ ચંદ્રમાની પેઠે ઝળહળી ઉઠે છે. અર્થાત્ કર્મમળથી નિર્મળ થઇ આત્મસ્વરૂપમય બને છે.

નોંધઃ—સતત ઉપયોગપૂર્વક જાગૃત દશા, ગૃહસ્થજીવનને છાજતાં સૌ કોઈ કર્મનો ત્યાગ; આસક્તિ, મદ, માયા, છળકપટ, લોભ અને કદાગ્રહોનો ત્યાગ. એજ ત્યાગે જીવવું એ ત્યાગી જીવનનું પરમ ચેતનવંતું લક્ષ્યબિંદુ છે. એ સાધનાના માર્ગમાં વિદ્યાનો દુરુપયોગ અને બાળનો સંસર્ગ એ કાંટા જેવાં છે તેને નિર્મૂળ કરી સત્સંગ અને સદ્વિચાર સેવી સદ્વર્તન માટે ચાણો સાધક સદા અને સતત ઉદ્યમવંત રહે.

એમ કહું છું.

એ પ્રમાણે આચારપ્રણિધિ નામનું આઠમું અધ્યયન પૂર્ણ થયું.



# વિનયસમાધિ

૯

## પહેલો ઉદ્દેશક



વિનય એટલે વિશિષ્ટ નીતિ–વિશિષ્ટ કર્ત્તવ્ય.

સાધક જીવનનાં બે પ્રકારનાં કર્તવ્યો પૈકી સામાન્ય કરતાં વિશિષ્ટ કર્તવ્ય તરફ તેનું વિશેષ લક્ષ્ય હોવું જોઈએ, કારણકે સામાન્ય કર્તવ્ય ગૌણ છે. વિશિષ્ટ કર્તવ્ય એ મુખ્ય છે. મુખ્ય ધર્મના પોષણ માટેજ સામાન્ય કર્તવ્યોની યોજના ઉપયોગી છે. જો વિશિષ્ટ કર્તવ્ય હણાતું હોય તો સામાન્ય કર્તવ્યની રક્ષા એ નિષ્પ્રાણ દેહની રક્ષા જેવી નિર્માલ્ય છે.

ગૃહસ્થનાં વિશિષ્ટ કર્તવ્યો, સાધકના વિશિષ્ટ કર્તવ્યો અને ભિક્ષુ શ્રમણનાં વિશિષ્ટ કર્તવ્યો ભિન્ન ભિન્ન હોય છે.

અહીં દરેક જિજ્ઞાસુઓના જીવનને સ્પર્શતા ઉલ્લેખો છે. પરંતુ એમાં પણ વિશેષ ભાર ગુરુકુળના શ્રમણ સાધકોનાં પોતાના ગુરુદેવો તરફનાં શાં શાં કર્તવ્યો છે ? તે વર્ણન આ ઉદ્દેશકમાં વિશેષરૂપે છે.

સાધકને માટે ઉપકારક ગુરુને શાસ્ત્રકારો પરમાત્મા જેવી

ઉચ્ચ કોટિના કહ્યો છે, ગુરુદેવ એ સાધકના જીવનપંથના સહચારી ભોમિયા છે અને તેની નૌકાના સુકાન સમા છે. તેથી તેની શિક્ષાનો અસ્વીકાર કરવો અને તેની અવગણના કરવી તે આપત્તિ અને પતનને નોતરવા જેવું અણવિચાર્યું અને અકરણીય કાર્ય છે.

ગુરુદેવ બોલ્યાઃ—

[૧] જે સાધક અભિમાનથી, ક્રોધથી, છળકપટથી કે પ્રમાદથી ગુરુદેવ (સાધુસમુદાયના આચાર્ય) પાસેથી વિનય (વિશિષ્ટ કર્તવ્ય)ને શીખતો નથી ને અહંકાર વડે ખરેખર પોતાની પડતીનેજ નોતરે છે. અને જેમ વાંસનું ફળ વાંસનોજ નાશ કરે છે તેમ તેની પોતાનીજ પ્રાપ્ત થયેલી શક્તિ તેના પોતાનાજ નાશ તરફ તેને દોરી જાય છે.

[૨] વળી જેઓ પોતાના ગુરુને મંદ કે ઓછી ઉમ્મરના જાણીને અથવા તેમને થોડું જ્ઞાન છે તેમ ધારીને તેમની હીલના કરે છે, તેમને કટુવચનો કહે છે તેઓ ખરેખર ખોટા માર્ગે જઇને પોતાના ગુરુજનોની પણ આશાતના (અપમાન) કરે છે.

[૩] કેટલાક ગુરુઓ (વયના વૃદ્ધ હોવા છતાં) પ્રકૃતિથીજ બુદ્ધિમાં મંદ હોય છે. કેટલાક વયે નાના હોવા છતાં અભ્યાસ અને બુદ્ધિમાં આગળ વધેલા હોય છે. (જ્ઞાનમાં ન્યૂનાધિક ભલે હો) પરંતુ તે બધા સાધુજનોના આચારથી ભરપૂર અને ચારિત્રના ગુણોમાંજ પોતાના મનને લીન રાખનારા તપસ્વી પુરુષો હોય છે. તેઓનું અપમાન કરવું યોગ્ય નથી. કારણકે તેઓનું અપમાન અગ્નિની માફક સદ્‌ગુણોને ભસ્મ કરી નાખે છે.

**નોંધઃ**—ક્ષમા, દયા ઇત્યાદિ સદ્‌ગુણોના ધારક ગુરુઓ પોતે કોઈનું પણ અકલ્યાણ કરવા ઇચ્છતા નથી. પરંતુ તેવા મહાપુરુષોનું અપમાન

કરવાથી સ્વાભાવિક રીતે જ પોતાના દોષથી અપમાન કરનાર તે સાધકનું અહિત થાય છે. કારણ કે વિશ્વમાં કર્મનો એ અચળ કાયદો છે કે જેવી જાતનું કર્તા કર્મ કરે તેવું તેને ફળ મળ્યા કરે.

[૪] કોઇ મૂર્ખ માણસ સર્પને નાનો જાણીને પણ જો તેને ખીજવે તો તેનું તે સર્પદ્વારા અહિત થાય છે. તેવીજ રીતે જે પોતાના અજ્ઞાનથી આચાર્યનું અપમાન કરે છે તે ખરેખર પોતાના અજ્ઞાનથીજ–પોતાના દુષ્કાર્યથીજ જન્મમરણના ચક્રમાં ફર્યા કરે છે.

[૫] કુપિત થયેલો દ્રષ્ટિવિષ સર્પ પ્રાણનાશથી અધિક શું કરી શકે? મૃત્યુથી અધિક કંઇ કરી શકતો નથી પણ આચાર્યોને અપ્રસન્ન કરવામાં આવે તો તે સાધક તેઓની અસાતનાથી અજ્ઞાનતાને મેળવી *(જ્ઞાનભ્રષ્ટ બની) મુક્તિમાર્ગથી અવશ્ય દૂર જાય છે.*

**નોંધઃ**—આ પૂર્ણોપમાદર્શી શ્લોકો નથી તેથી સર્પની પૂર્ણ ઉપમા આચાર્યો પર ઘટી શકતી નથી. ભાવ એ છે કે સર્પ સ્વયં કષ્ટ આપનારને પ્રતિકષ્ટ આપવાનો પ્રયત્ન કરે છે. જ્યારે આચાર્યો સ્વયં કોઈનું પણ અહિત ઈચ્છતા નથી. પણ પોતાનાજ દોષથી તે દુઃખી થાય છે. એટલે તેમાં ગુરુઓ કંઈ દૂષિત ન ગણાય.

[૬] જે સાધક ગુરુજનોનું અપમાન કરીને આત્મવિકાસ સાધવા ઇચ્છે છે તે જેમ કોઇ જીવનની ઇચ્છા રાખી બળતી અગ્નિમાં પ્રવેશ કરે છે; દ્રષ્ટિવિષ સર્પને કોપાવે છે અથવા ઝેર ખાય છે તેવુંજ કાર્ય કરે છે.

**નોંધઃ**—જેમ જીવવાનો ઇચ્છુક ઉપરની ત્રણ વસ્તુઓ કરવાથી જીવી શકે નહિ તેજ રીતે સાધકજન ગુરુની અસાતના કરી સંયમ જીવન જીવી શકે નહિ!

[૭] કદાચિત્ (વિદ્યા કે મંત્રના બળથી) અગ્નિ ન પણ બાળે, કોપાયમાન થયેલો દ્રષ્ટિવિષ સર્પ પણ ન કરડે, તેમજ હલાહલ

વિષ પણ કદાચિત્ ન મારે. પરંતુ ગુરુનો તિરસ્કાર તો અફળ જાયજ નહિ. એટલે કે તેનાથી તો અવશ્ય મુક્તિનો માર્ગ નજ પ્રાપ્ત થાય. અર્થાત્ સંયમથી ભ્રષ્ટ જ થાય.

નોંધઃ—ગુરુજનોનો તિરસ્કાર મોક્ષનો પ્રતિબંધક શત્રુ છે. તેમાં અપવાદને લેશ માત્ર સ્થાન નથી. આથી સાધક પુરુષોએ ઉપકારી ગુરુઓ પ્રત્યે સદા સુવિનીત રહેવું ઘટે.

[૮] જેમ કોઈ મૂર્ખ પોતાના મસ્તકથી પર્વતને ભાંગવા ઇચ્છે (તો પર્વતને બદલે પોતાનું માથુંજ ભાંગે), સૂતેલા સિંહને પાસે જઇ જગાડે અથવા ભાલાની અણી પર લાતનો પ્રહાર કરે (તો ભાલાને કશી ઇજા ન પહોંચે પણ પગના સેંકડો ખંડો થઇ જાય.) તો પોતેજ દુઃખી થાય છે. તેજ રીતે ગુરુજનોના તિરસ્કાર કરનારની પણ તેજ પ્રકારની દુઃખદ સ્થિતિ થાય છે.

[૯] પરંતુ કદાચિત્ (વાસુદેવ જેવા પુરુષો) પોતાની શક્તિથી કોઇ મસ્તક વડે પર્વતને ભેદી નાખે, કોપેલો સિંહ પણ કદાચ ભક્ષણ ન કરે તથા ભાલાની અણી પણ કદાચ ન ભેદે, પરંતુ ગુરુનો કરેલો તિરસ્કાર કે તેની અવગણના તો બરાબર સાધકના મોક્ષમાર્ગમાં બાધા ઉત્પન્ન કરેજ છે.

[૧૦] આચાર્ય દેવોની અપ્રસન્નતાથી અજ્ઞાનની પ્રાપ્તિ થાય છે અને અજ્ઞાન આવવાથી મોક્ષમાર્ગમાં અંતરાય ઉભો થાય છે. માટે અબાધિત સુખ (મોક્ષગતિના સુખ)નો ઇચ્છુક સાધક હમેશાં ગુરુની કૃપા મેળવવામાંજ આનંદ માને.

[૧૧] જેમ અગ્નિહોત્રી બ્રાહ્મણ ભિન્નભિન્ન પ્રકારની ઘી, મધ ઇત્યાદિ પદાર્થોની આહુતિઓ તથા વેદના મંત્રપદો વડે અભિષિક્ત કરેલા હોમાગ્નિને નમસ્કાર કરે છે તેમ શિષ્ય અનંત જ્ઞાનને પામવા છતાં પણ પોતાના ગુરુની વિનયપૂર્વક ભક્તિ કરે.

**નોંધઃ**—રાગદ્વેષના સંપૂર્ણ ક્ષય થયા પછીજ સંપૂર્ણ જ્ઞાન ઉત્પન્ન થાય છે તેમ જૈનદર્શન માને છે. તેવી ઉચ્ચ સ્થિતિ પામવા છતાં પણ ગુરુનો વિનય જાળવવાનો વ્યવહાર બતાવી શાસ્ત્રકારોએ વિનયનું અપાર માહાત્મ્ય દર્શાવ્યું છે. અને વિનયજ આત્મવિકાસની નિસરણીનું પ્રથમ પગથિયું છે તેમ બતાવ્યું છે.

[૧૨] શિષ્યનું કર્તવ્ય છે કે જે ગુરુની પાસેથી ધર્મશાસ્ત્રના ગૂઢ રહસ્યો શીખેલો હોય તે ગુરુનો વિનયભાવ બરોબર જાળવે.' તેમજ મસ્તકે અંજલિ જોડી તેમને પ્રણામ કરે. વચનથી તેમનો સત્કાર કરે અને કાયાથી તેમની સેવા કરે; એ રીતે હમેશાં મન, વચન અને કાયા એ ત્રણે યોગોથી હમેશાં ગુરુનો સત્કાર કરે–તેમનો વિનય જાળવે.

[૧૩] અધર્મ તરફની લજ્જા, દયા, સંયમ અને બ્રહ્મચર્ય એ ચારે સદ્ગુણો આત્મકલ્યાણને ઇચ્છનારા માટે આત્મવિશુદ્ધિનાંજ સ્થાનો છે. ( કારણ કે તે સદ્ગુણોથી કર્મરૂપી મેલ દૂર થાય છે. ) માટે " મારા ઉપકારી ગુરુ સતત તેવી શિક્ષા આપે છે તે મારા હિતને માટે છે અને તેથીજ હું સતત તેવા મારા ગુરુની પૂજા કરું તે ઉચિત છે " આવી ભાવના ઉત્તમ પ્રકારના સાધકને અવશ્ય થાય છે.

[૧૪] જેમ રાત્રિ વ્યતીત થાય અર્થાત્ પ્રાતઃકાળમાં તપતો સૂર્ય સંપૂર્ણ ભરતક્ષેત્રમાં પ્રકાશ કરે છે તેજ પ્રમાણે આચાર્યદેવ પોતાનાં જ્ઞાન, ચારિત્ર અને બુદ્ધિયુક્ત ઉપદેશ દ્વારા જીવાદિ પદાર્થોને પ્રકાશિત કરે છે. અને જેમ દેવોમાં ઇંદ્ર શોભે તેમ સાધુગણમાં તે શોભા પામે છે.

[૧૫] જેમ ચંદ્રિકાના યોગથી યુક્ત અર્થાત્ શરદપૂર્ણિમાનો ચંદ્રમા ગ્રહ, નક્ષત્ર અને તારાગણના પરિવારથી યુક્ત થઇને વાદળાં વિનાના નિર્મળ આકાશમાં ખૂબ સુંદર અને દેદીપ્યમાન દેખાય છે તેજ

પ્રમાણે ગણને ધારણ કરનારા આચાર્ય પણ સત્યધર્મરૂપી નિર્મળ આકાશમાં પોતાના સુસાધુગણના પરિવારસહિત શોભાયમાન લાગે છે.

નોંધ:—અહીં ગણ શબ્દ સાધુગણમાં મહત્ત્વસૂચક શબ્દ તરીકે આચાર્ય માટેજ વપરાયેલો છે.

[૧૬] સદ્ધર્મનો ઇચ્છુક અને તે દ્વારા અનુત્તર (સર્વશ્રેષ્ટ) સુખ મેળવવાની ભાવનાવાળો ભિક્ષુ જ્ઞાન, દર્શન તથા શુદ્ધ ચારિત્રના મહ ભંડારરૂપ, તથા શાંત, શીલ તથા બુદ્ધિથી યુક્ત સમાધિવંત એવા આચાર્ય મહર્ષિઓને વિનય અને ભક્તિથી સંતુષ્ટ કરે છે અને તેઓને આરાધી લે છે.

[૧૭] જે બુદ્ધિમાન સાધક હોય છે તે આ ઉપરનાં સુભાષિતોને સાંભળીને અપ્રમત્તપણે પોતાના આચાર્યદેવની સેવા કરે છે અને તે દ્વારા સજ્જ્ઞાન, સચ્ચારિત્ર ઇત્યાદિ અનેક ગુણોને આરાધીને ઉત્તમ એવી સિદ્ધગતિને પ્રાપ્ત થાય છે.

નોંધ:—બ્રહ્મચર્ય, સંયમ, ગુરુભક્તિ, વિવેક મૈત્રી અને સમભાવ એ છએ મોક્ષાર્થી શ્રમણનાં સહચારી સદ્‌ગુણો હોવા જોઇએ. કારણ કે તેજ ઉન્નતિની સીડીના પગથિયાં છે તે વાત મુક્તિનો અધિકારી ન ભૂલે.

એમ કહું છું:—

(આ પ્રમાણે સુધર્મસ્વામીએ જંબૂસ્વામીને કહ્યું હતું.) એમ વિનયસમાધિ નામના અધ્યયનનો પ્રથમ ઉદ્દેશક સમાપ્ત થયો.

## બીજો ઉદ્દેશક



જેમ વૃક્ષનું પ્રથમ મૂળ પછી સ્કંધ, શાખા, પ્રતિશાખા, પુષ્પ, ફળ અને રસ એમ ક્રમપૂર્વક સંવર્ધન થાય છે. તેજ પ્રકારે અધ્યાત્મ વિકાસક્રમની પણ ક્રમ પ્રમાણે ભૂમિકાઓ છે.

કોઈ મૂળ સિવાયનું વૃક્ષ કે પાયા સિવાય ઘર બાંધવા જાય છે તે વૃક્ષનાં ફળ ખાઈ શકતો નથી અને ઘર બાંધી શકતો નથી. તેજ પ્રમાણે જે સાધક વિનયરૂપ મૂળનું યથાર્થ સેવન કર્યા વિના ધર્મવૃક્ષ વાવે છે તે સાધક મુક્તિ માર્ગમાં પૂર્ણ સફળતા પામી શકતો નથી.

ગુરુદેવ બોલ્યા:—

[૧] જેમ મૂળથી વૃક્ષનું થડ, થડમાંથી શાખા, શાખામાથી પ્રતિશાખાઓ, શાખા અને પ્રતિશાખાઓમાથી પાંદડાઓ ઉત્પન્ન થાય છે અને પછી ક્રમથી તે વૃક્ષમાં ફૂલો, ફળો અને મીઠોરસ ઉદ્ભવે છે–

[૨] તેજ પ્રમાણે ધર્મરૂપ વૃક્ષનું મૂળ વિનય છે અને તેનું અંતિમ પરિણામ (એટલે કે રસરૂપ) મોક્ષ છે. તે વિનયરૂપી મૂળદ્વારા વિનયવાન શિષ્ય આલોકમાં કીર્તિ, અને જ્ઞાન પ્રાપ્ત કરી મહાપુરુષો દ્વારા પરમ પ્રશંસાને પામે છે અને ક્રમશ: પોતાનો આત્મવિકાસ સાધી અને નિ:શ્રેયસ (પરમ કલ્યાણ) અર્થાત્ મોક્ષ પણ પ્રામે છે.

નોંધ:—જે વૃક્ષનું ફળ મોક્ષ હોય તે વૃક્ષ કેવું મહત્વશાળી હોવું જોઈએ તે સહજ સમજાય તેવી સ્પષ્ટ વસ્તુ છે. અને તેથીજ તેવા ધર્મનું વર્ણન દશ૦ સૂ૦ ના પહેલા શ્લોકમા ટૂંકરૂપે જ આપી દીધું છે અહીં ધર્મને વૃક્ષની ઉપમા આપવાનો હેતુ એ છે કે ધર્મની ભૂમિકાઓનો પણ અનુક્રમ હોય છે. અનુક્રમ સિવાય વસ્તુનો સ્પર્શ કરાય તો તે લાભને બદલે અપથ્ય થવાથી ઉલટી હાનિ પહોંચાડે છે. તે સમજાવવા પુરતો આ પ્રયત્ન છે. સદ્ધર્મનું માહાત્મ્ય જેટલું વિશેષ તેટલુંજ વિનયનું પણ માહાત્મ્ય વિશેષજ હોવું જોઈએ. અહીં વિનયનો અર્થ વિશિષ્ટ નીતિ એટલે સજ્જનનું કર્તવ્ય. દયા, પ્રેમ, વિવેક, સંયમ, પરોપકાર, પરસેવા એ બધાં સજ્જનના કર્તવ્યો છે. આવા કર્તવ્યો બજાવનાર વિનીત ગણાય આવા વિનયથી મહાપુરુષોની કૃપા પ્રસાદી સાધ્ય બને છે. વિશ્વમાં સુયશની

સુવાસ પ્રસરે છે, સાચું જ્ઞાન થાય છે અને આત્મદર્શન થઇ મુક્તિનો સરળ અને સીધો માર્ગ મળી રહે છે.

એવો વિનય તેજ સદ્ધર્મરૂપ કલ્પવૃક્ષનું મૂળ, ધૈર્ય એ તેનો કંદ, જ્ઞાન એ તેનો સ્કંધ. શુભભાવ-જેના દ્વારા તેને પોષણ મળે એ તેની ત્વચા, સંપૂર્ણ અનુકંપા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને ત્યાગ એ તેની શાખાઓ, ઉત્તમ ભાવના એ તેની પ્રતિશાખાઓ, ધર્મધ્યાન અને શુક્લધ્યાન એ તેના પલ્લવો, નિર્વિષયતા, નિર્લોભતા અને ક્ષમાદિ ગુણો તે તેનાં પત્રો, વાસનાનો ક્ષય અને દેહાધ્યાસનો ત્યાગ એ તેના પુષ્પો, મોક્ષરૂપ ફળ અને તેવી વીતરાગ દશામાં પ્રાપ્ત થતું નિરાબાધ સુખ તે તેનો મધુર રસ સમજવો.

[૩] જે ક્રોધી, અજ્ઞાની ( મુર્ખ ), અહંકારી, સદા કટુ વચનોનો પ્રયોગ કરનાર, માયાવી અને ધૂર્ત હોય તે જીવાત્મા અવિનીત કહેવાય છે અને તે પાણીના પ્રબળ પ્રવાહમાં કાષ્ટ તણાય તેમ આ સંસારના પ્રવાહમાં તણાતો રહે છે.

નોંધઃ-ક્રોધ, મૂર્ખતા, અભિમાન, કુવચન, માયા અને શઠતા એ બધાં સજ્જનતાનાં શત્રુઓ છે. આ દુર્ગુણો સાચા વિનયભાવને ઉત્પન્ન થવા દેતા નથી. અને તેથી તેવો જીવાત્મા લોક અને પરલોકમાં પ્રવાહમાં પડેલા કાષ્ઠની માફક પરાધીન બની દુઃખ, ખેદ, કલેશ, શોક અને વૈર વિરોધમાં સબડયા કરે છે. તેને કયાંય શાંતિનો શ્વાસ ખેંચવાનો અવકાશ મળી શકતો નથી.

[૪] કોઈ ઉપકારી મહાપુરુષ જ્યારે સુંદર શિખામણ આપી તેને વિનયમાર્ગમાં લાવવા પ્રેરણા કરે ત્યારે જે મુર્ખ મનુષ્ય ઉલટો કોપ કરી તે શિક્ષાનો તિરસ્કાર કરે છે તે ખરેખર સ્વયં આવતી સ્વર્ગીય લક્ષ્મીને લાકડીથી રોકવા જેવુંજ કાર્ય કરે છે.

[૫] દાખલા તરીકે પ્રધાન સેનાપતિની શિક્ષાને આધીન નહિ થયેલા હાથી અને ઘોડાઓ (અવિનીતતાને કારણે) જેમ ભાર વહન કરવાના કામમાં જોડાઇને ખૂબ દુઃખ ભોગવતા દેખાય છે.

[૬] તેમજ તેજ સેનાપતિની શિક્ષાને આધીન થયેલા હાથી અને ઘોડાઓ મહા યશ અને સમૃદ્ધિને પામી અતિ અતિ સુખ ભોગવતા દેખાય છે.

**નોંધ**—જે ઘોડાઓ તથા હાથીઓ શિક્ષિત નથી હોતા તેમને ખૂબ ભાર વહન કરવો પડે છે અને ત્યા તેની કશી કદર કે કિંમત હોતી નથી. પરંતુ જે શિક્ષિત હોય છે તેની ત્યાં ખૂબ પ્રશંસા થાય છે. તેને સારાં સારાં ભોજનો ખાવા મળે છે. તેના ઉપર જરીયા ઝુલો વગેરે આભૂષણો ઝોકવાય છે. તેની સેવા માટે ચાકરો તૈયાર હોય છે. તેજ દ્રષ્ટાંતથી અવિનીત આત્મા અને સુવિનીત આત્માઓનું સમજી લેવું.

[૭+૮] ઉપરના દ્રષ્ટાંત પ્રમાણે આ લોકમાં પણ જે નરનારીઓ અવિનીતપણે વર્તે છે તેને પણ ખૂબ માર પડવાથી કેટલાકની ઇંદ્રિયો ખોડીલી થઇ જાય છે કિંવા કેટલાક ઘવાયેલા બને છે.

[૯] પરંતુ જે સ્ત્રી પુરુષોએ સુવિનીયની આરાધના કરી હોય છે તે આ લોકમાં મહા યશસ્વી અને મહાસંપત્તિને પામી સુખ ભોગવતા દેખાય છે.

[૧૦] (જેઓ કદાચ દેવયોનિમાં પુણ્યકર્મથી જાય તોપણ વિનયધર્મથી જે વિરૂદ્ધ વર્ત્યા હોય છે તે જીવોની ત્યાં પણ શી ગતિ થાય છે તે કહે છેઃ—) અવિનીત જીવો દેવ, યક્ષ કે ભવનપતિ નામના દેવોરૂપે દેવયોનિમાં ઉત્પન્ન થાય તોપણ ચાકરપણું પામીને દુઃખ ભોગવતાજ દેખાય છે

[૧૧] પણ જે સુવિનીત જીવાત્માઓ હોય છે તે દેવ, યક્ષ કે ભવનપતિ દેવ થઇને પણ ત્યાં મહા યશસ્વી તથા મહાસંપત્તિને પામીને સુખ ભોગવતાજ દેખાય છે. (આવી રીતે પશુ, માનવ કે દેવ ત્રણે સ્થિતિમાં સુખ અને દુઃખનો આધાર સદ્ગુણોની આરાધના પરજ છે.)

નોંધઃ—સુખ અને દુઃખનો અનુભવ આત્મવિશુદ્ધિ પર નિર્ભર છે અને આત્મ વિશુદ્ધિનો આધાર સદ્ધર્મની આરાધના પરજ હોય છે. બાહ્ય સંપત્તિ મેળવવી તે ભલે પુણ્યને આધીન હોય પરંતુ તેમાંથી સાંપડતું સુખ કે દુઃખ તે તો આત્મશુદ્ધિ અને આત્મમલિનતા પરજ આધાર રાખે છે. તેથીજ આત્મશુદ્ધિ કરવી તેજ જીવનનું મુખ્ય ધ્યેય છે એમ મહાપુરુષોએ કહ્યું છે. ઘણા સંપત્તિવાળા જીવો બિચારા પામર અને દુઃખી હોય છે છે ત્યારે કોઈ કોઇ સંપત્તિ ન હોવા છતાં સ્વાધીન અને સુખી હોય છે.

[૧૨] જે સાધકો પોતાના ગુરુ તથા વિદ્યાગુરુની સેવા કરે છે અને આજ્ઞા અનુસાર વર્તે છે તેઓની શિક્ષા (જ્ઞાન) પાણીથી સિંચાયેલાં વૃક્ષોની જેમ પ્રતિદિન વધ્યે જાય છે.

નોંધઃ—સત્પુરુષોની પ્રત્યેક ક્રિયાઓમા સદ્બોધના ભંડારો ભર્યા હોય છે. તેઓની આસપાસનું વાતાવરણજ એટલું પવિત્ર હોય છે કે તેમાંથી જિજ્ઞાસુ અને સત્યશોધક સાધક જીવનના અગમ્ય કોયડાઓને ક્ષણમાત્રમાં ઉકેલી શકે છે.

[૧૩+૧૪] (હવે ગુરુના વિનયની આવશ્યકતા સમજાવે છેઃ—) ગૃહસ્થ લોકો પોતાની આજીવિકા માટે કે પરના (સગા સંબંધીના ભરણપોષણ) માટે માત્ર લૌકિક (આ લોકમાંજ) સુખોપભોગ અર્થે કળાના આચાર્યો પાસેથી તે તે કળાના નૈપુણ્યને શીખે છે. અને રાજા તથા શ્રીમંતના પુત્રો પણ ત્યાં તે વિદ્યા શીખવા માટે આવીને વધ, બંધન, માર અને દારૂણ કષ્ટો સહન કરે છે.

[૧૫+૧૬] તેવી બાહ્ય જીવનના ભરણપોષણની શિક્ષા માટે તેવા શ્રીમંત ના પુત્રો અને રાજકુમારો પણ તે કળા શીખવા સારૂ (ઉપરનું કષ્ટ સહન કરે છે.) તે કળાચાર્યની સેવા કરે છે, તેને નમે છે, તેનો ભારી સત્કાર કરે છે અને પ્રસન્નતાપૂર્વક તેમની આજ્ઞાને વશ થઇ વર્તે છે, તો પછી જે મોક્ષનો પરમ પિપાસુ

મુમુક્ષુ સાધક છે તે સાચું જ્ઞાન મેળવવા માટે શું ન કરે ? આથીજ મહાપુરુષોએ કહ્યું છે કે ઉપકારી ગુરુઓ જે કંઇ હિતકારી કહે તેનું ભિક્ષુ કદી ઉલ્લંઘન ન કરે.

નોંધઃ—જે રીતે જૈનદર્શનમાં ગુરુઆજ્ઞાનું માહાત્મ્ય ગાયું છે " આજ્ઞામાંજ ધર્મ બતાવ્યો છે " તે જ રીતે ગુરુની આદર્શતા ઉપર ખૂબ ભાર આપ્યો છે. નિઃસ્વાર્થતા, શુદ્ધ ચારિત્ર અને પરમાર્થ બુદ્ધિ એ ગુરુના વિશિષ્ટ ગુણો છે.

[૧૭] ( હવે ગુરુ તરફનો કાયિક વિનય બતાવે છેઃ- ) સાધક ભિક્ષુ શય્યા, આસન, સ્થાન ગુરુ કરતાં નીચે રાખે. ચાલવામાં પણ ગુરુના આગળ ન ચાલે અને નીચે નમીને ગુરુદેવના પાદકમલોને વંદન કરે તથા ગુરુને હાથ જોડીને નમન કરે.

[૧૮] પોતાનું શરીર કિંવા વસ્ત્ર ઇત્યાદિ જો ગુરુના શરીરે અડકી લાગી જાય તો મારા આ " અપરાધને માફ કરો. હવે હું ફરીથી તેમ નહિ કરું " એમ બોલી ફરીથી તે પ્રમાણે જ વિનયપૂર્વક વર્તન કરે.

[૧૯] ગળિયો બળદ જેમ ચાબુક પડ્યા પછીજ રથને વહન કરે છે તેજ પ્રમાણે જે દુષ્ટબુદ્ધિ અવિનીત શિષ્ય હોય છે તે ગુરુદેવ વારંવાર કહે ત્યારેજ તે કાર્ય કરે છે.

[૨૦+૨૧] પરંતુ ધીર સાધુએ તો ગુરુ એકવાર કહે કે વધુ વખત કહે પણ તે વખતે પોતાની શય્યા કે આસનપર બેઠાં બેઠાં પ્રત્યુત્તર ન આપતાં પોતાનું આસન શીઘ્ર છોડીને સેવાભાવપૂર્વક તેનો પ્રત્યુત્તર આપવો જોઇએ, તેમજ તે બુદ્ધિમાન શિષ્ય તર્કથી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી ગુરુશ્રીના અભિપ્રાયો અને સેવાના ઉપચારો જાણી તે તે ઉપાયોને સમય પ્રમાણે આદરે.

નોંધઃ—અહીં વિવેક અને વ્યવસ્થા જાળવવાનું કહી મૂર્ખતા કે અંધશ્રદ્ધાને લેશ માત્ર સ્થાન નથી તેમ સમજાવ્યું છે.

[૨૨] અવિનીતના સદ્‌ગુણોનો નાશ થાય છે અને વિનીતને સદ્‌ગુણોની સંપત્તિ સાંપડે છે. જે મનુષ્યે આ બે વસ્તુને જાણી લીધી છે તેજ સાચું જ્ઞાન મેળવી શકે છે.

[૨૩] જે સાધક સંયમી બનીને પણ બહુ ક્રોધી, પોતાના સ્વાર્થ અને સુખ માટે આતુર, ચાડીચુગલી કરનાર, ખોટા કાર્યોમાં સાહસિક, હલકા (દુર્ગુણી) મનુષ્યોનો તાબેદાર, અધર્મી, અવિનયી, મૂર્ખ, પેટભરો એવો જે માત્ર નામનો જ સાધુ હોય છે તે કદી મોક્ષનો અધિકારી બની શકતો નથી.

[૨૪] પરંતુ જેઓ ગુરુજનોની આજ્ઞાને આધીન રહેનાર, જ્ઞાન તથા ધર્મના રહસ્યને જાણનાર અને વિનયનું પાલન કરવામાં પંડિત પુરુષો હોય છે. તેઓ દુઃખે કરીને તરી શકાય એવા સંસારમાં તરીને અર્થાત્ સકળ કર્મોનો ક્ષય કરીને સર્વોત્તમ એવી મોક્ષગતિને પામી ગયા છે, પામે છે અને પામશે.

**નોંધઃ**—ક્રોધ, સ્વચ્છંદતા, માયા, શઠતા અને મદાંધતા એ પાંચ વિનયસખાના કટ્ટા શત્રુઓ છે. તેનો ત્યાગ કરી તથા ઉપરના સદ્‌ગુણોની આરાધના કરી સાધક સંસારના પ્રવાહમાં ન વહેતા પોતાની લીધેલ પ્રતિજ્ઞા પર અડગ અને સ્થિર રહે.

એમ કહું છું:-

એ પ્રમાણે વિનયસમાધિ નામના અધ્યયનનો બીજો ઉદ્દેશક સમાપ્ત થયો.

## ત્રીજો ઉદ્દેશક

જે પૂજ્યતા સદ્‌ગુણો સિવાય પણ લભ્ય છે તે પૂજ્યતા સ્વ અને પર ઉભયને બાધક છે, વિકાસની રોધક છે અને પશ્ચાત્તાપની જનક છે.

તેવી પૂજ્યતાનો રંગ જ્યાં સુધી પ્રજામાં જડતા, મૂર્ખતા અને અદૂરદર્શિતા હોય છે ત્યાં સુધીજ ટકે છે. પરંતુ પ્રજામાં જ્યારે જ્ઞાન, ગુણગ્રાહકતા અને વિવેકબુદ્ધિ જાગે છે ત્યારે તે પૂજ્યતા રંગવિહોણી બની પામરતામાં પલટાઈ જાય છે.

આથીજ મહર્ષિજનો તેવી ક્ષણિક પૂજ્યતાને પ્રાપ્ત કરવાનો લેશમાત્ર નિર્દેશ કરતા નથી.

પૂજ્યતા જે ગુણોથી લભ્ય થાય છે તેજ ગુણોનો અહીં નિર્દેશ કર્યો છે.

ગુરુદેવ બોલ્યા:—

[૧] જેમ અગ્નિહોત્રી બ્રાહ્મણ અગ્નિની શુશ્રૂષા કરવામાં સાવધાન રહે તે પ્રમાણે શિષ્યે પોતાના ગુરુની સેવા કરવા માટે સાવધ રહેવું ઘટે કારણકે આચાર્યની દ્રષ્ટિ અને ઇસારા પરથીજ જાણીને જે સાધક આચાર્યની ઇચ્છાઓને આરાધી લે છે (સમજી પૂર્ણ કરે છે) તેજ પૂજનીય બને છે.

[૨] જે શિષ્ય સદાચારની આરાધના માટે વિનય કરે, તેમની સેવા કરતો કરતો ગુરુજનોનું વાકય સાંભળી તેના કહેવા પ્રમાણે જ કાર્ય કરે અને ગુરુનું અપમાન ન કરે તેજ સાધક પૂજનીય બને છે

[૩] જે પોતાથી જ્ઞાનમાં કે સંયમમાં વડીલ હોય તે વયમાં નાના હોય તોપણ તેનો વિનય કરે. વળી જે ગુણીજન પાસે નમ્રભાવે વર્તે તથા જે સત્યવાદી, વિનયી અને ગુરુજનોની આજ્ઞા પ્રમાણે ચાલનાર હોય તે પૂજનીય છે.

[૪] જે ભિક્ષુ સંયમયાત્રાના નિર્વાહ માટે હમેશાં સામુદાનિક, વિશુદ્ધ અને અજ્ઞાત ઘરોમાં ગોચરી કરે, પરંતુ ત્યાં આહાર ન મળે તો ખેદ ન કરે તેમ મળે તો બડાઇ ન મારે તે પૂજ્ય બને છે.

**નોંધઃ**—સામુદાનિક ગોચરી એટલે શ્રીમંત કે ગરીબના ઘરનો ભેદ રાખ્યા સિવાય અભેદભાવે ભિક્ષા મેળવવી. અજાણ્યા ઘરોમાં પણ ભિક્ષાર્થે જવું. કારણ કે તેમ કરવાથી શુદ્ધ અને અદૂષિત ભિક્ષા મળવી સુલભ થાય છે. કદાચિત્ ભિક્ષા ન મળે તો વિલાપ કરે નહિ અને મળે તો 'મેં મેળવ્યું' એવું અભિમાન લાવે નહિ.

[૫] સંથારો, શય્યાસ્થાન, આસન અને ભાતપાણી સુંદર કે અતિ મળવા છતાં અલ્પની ઇચ્છા રાખી જરૂરિયાત પૂરતુંજ લઇ જે પોતાના આત્માને સંતોષે તથા ન મળે તો પણ સદા ઉત્તમ પ્રકારના સંતોષમાં રક્ત રહે તે પૂજ્ય છે.

[૬] ઉત્સાહી મનુષ્ય વડે ધન કે તેવી કોઇપણ વસ્તુની આશાથી લોખંડના કાંટાઓ પર ચાલવું કે સૂવું શકય છે પણ કાનમાં બાણની માફક ખૂંચે તેવા કઠોર વાણી રૂપ કંટકોને કોઇપણ જાતના સ્વાર્થ વિના સહન કરવા તે બહુ બહુ અશકય છે છતાં તેને પણ જે સહન કરે છે તે ખરેખર પૂજનીય છે.

[૭] (લોખંડના કાંટાઓ કરતાં પણ વાણીના કાંટાઓ કેવા ભયંકર દુઃખદ હોય છે તે બતાવે છેઃ– ) વળી લોખંડના કાંટાઓ તો મુહૂર્ત (બેઘડી) જ દુઃખ આપે છે અને તેને અંગમાંથી બહાર કાઢવા પણ સહેલા છે. પરંતુ કઠોર વચનના પ્રહારો હૃદયમાં એવા તો આરપાર પેસી જાય છે કે તેને કાઢવા સહેલા નથી; અને તે એવા તો ગાઢ વૈર કરનારા હોય છે કે તે દ્વારા અનેક અત્યાચારો અને દુષ્કર્મો થઇ જાય છે કે જેના પરિણામે જન્મો સુધી હલકી ગતિઓમાં દુઃખો સહેવાં પડે છે (એવા તે મહા ભયંકર હોય છે.)

**નોંધઃ**—આ અનુભવી પુરુષોનું કેવું અનુભવ અમૃત છે ! એક કઠોર વચનના પરિણામે કરોડો માનવોનો સંહાર ! એક કઠોર વચનના પરિણામે ધાર્મિક સંસ્કારિતાનો વિનાશ ! અને એક કઠોર વચનના પરિણામે પવિ-

ન્નતાને શિખરે પહોંચેલી વ્યક્તિઓનાં પતન મહાભારતના અને બીજા અનેક ઇતિહાસોમાં નથી નજરે ચડતાં? આજે પણ કઠોર વચનનાં દુષ્પરિણામો કોનાથી અજાણ્યાં છે? આથી જ વાચાની શુદ્ધિ પર મહર્ષિઓએ ખૂબ ભાર આપ્યો છે.

[૮] કઠોર વચનના પ્રહારો કાને સાંભળવામાં આવતાંજ ચિત્તમાં કોઇ વિચિત્ર પ્રકારનો વિકાર કે જેને વૈમનસ્ય કહેવામાં આવે છે તેવું ઉત્પન્ન કરી દે છે. પરંતુ તેવાં કઠોર વચનોને પણ જે મોક્ષમાર્ગનો શૂરવીર અને જિતેન્દ્રિય પથિક સહિષ્ણુતાને પોતાનો ધર્મ માની પ્રેમપૂર્વક સહન કરે છે, તેજ ખરેખર પૂજ્ય છે.

નોંધઃ—ક્ષમા એ વીર પુરુષનું ભૂષણ છે. શક્તિ હોય તે જ સહન કરી શકે છે. પામર કદાચ કાયાથી સહન કરે પણ તેના મનની વિક્રિયા કદી સહી શકતી નથી. તેમાં પણ શસ્ત્રોના ઘા શિર પર ઝીલી લેનારા અને સામે પ્રહાર કરનારા લાખો શૂરવીરો મળી શકે; પ્રતિક્રિયા કર્યા વિના દેહ-દુઃખ સહન કરનારા સાધકો પણ મળી શકે; પરન્તુ વિના વાંકે શબ્દના બાણો પડતા હોય તેને પ્રેમપૂર્વક ઝીલી લેનારા તો વિરલ જ મળવાના.

[૯] જે સાધુ કોઇપણ મનુષ્યની પાછળ તેના કદી અવર્ણવાદ (નિંદા) ન બોલે, પ્રત્યક્ષમાં કદી વૈરવિરોધ થાય તેવી ભાષા ન બોલે તથા નિશ્ચયાત્મક અને અપ્રિય કરનારી ભાષા પણ કદાપિ ન બોલે તેજ ખરેખર પૂજ્ય છે.

નોંધઃ—નિંદા જેવું કોઇ પણ વિષ નથી. જેની નિંદા કરાતી હોય તે માણસ કદાચ દૂષિત હોય તો તેના દોષો નિંદા કરવાથી ઘટવાને બદલે વધે છે. જે નિંદા કરે તે પોતે તેવો જ દુષ્ટ બનતો રહે છે અને જેની પાસે નિંદા થતી હોય તે વાતાવરણ ગંદુ અને ઝેરી બનાવે છે. આ દુર્ગુણદ્વારા પોતાનું અને સમાજનું એમ બન્નેનું હિત હણાય છે તેથી તે દુર્ગુણોનો સર્વથા ત્યાગ કરવો.

[૧૦] જે અલોલુપી, અકૌતુકી (હાથચાલાકીની વિદ્યાથી રહિત), મંત્રજંત્રાદિ ઈંદ્રજાળ નહિ કરનાર, અમાયી (નિષ્કપટી) અને

પિશુનતા રહિત, અદીનવૃત્તિવાન અને જે સ્વયં પોતાની પ્રશંસા ગાતો નથી તેમ અન્યની પાસે પ્રશંસા કરાવવાની ઇચ્છા પણ ધરાવતો નથી તેજ ખરેખર પૂજ્ય છે.

[૧૧] "હે આત્મન્ ! સાધુ ગુણોથી જ થવાય છે અને અસાધુ પણ અવગુણોથીજ થવાય છે માટે તું સાધુગુણોને ગ્રહણ કર અને અસાધુગુણો ( અવગુણો ) ને ત્યાગી દે." આવી રીતે પોતાનાજ આત્માથી પોતાના આત્માને સમજાવીને જે રાગ અને દ્વેષના નિમિત્તોમાં સમભાવ જાળવી શકે છે, તેજ ખરેખર પૂજનીય છે.

નોંધ:—સદ્‌ગુણોની સાધનામાં જ સાધુતા છે અન્ય ચિહ્નોમાં નહિ. આવી વિચારણા જે જે સાધકમાં ઉત્પન્ન થાય છે તે જ સાધુ સાધુત્વને આરાધી પોતાના દોષોને દૂર કરી શકે છે.

[૧૨] પોતાથી વડીલ હો કે નાની ઉમ્મરનો હો, સ્ત્રી હો કે પુરુષ હો, શિક્ષિત હો કે ગૃહસ્થ હો. કોઇની પણ જે નિંદા કે તિરસ્કાર ન કરે તેમજ અહંકાર અને ક્રોધને તિલાંજલિ આપી દે તેજ ખરેખર પૂજ્ય છે.

[૧૩] ગૃહસ્થ જેમ પોતાની કન્યાને યત્નપૂર્વક યોગ્યઠેકાણે મેળવી ત્યાં વરાવી દે છે તેજ પ્રમાણે શિષ્યથી પૂજાયેલા ગુરુદેવ પણ યત્નપૂર્વક જ્ઞાનાદિ સદ્‌ગુણોની પ્રાપ્તિ કરાવી ઉચ્ચ ભૂમિકાપર સાધકને મૂકી દે છે. એવા ઉપકારી અને માન આપવાને યોગ્ય મહાપુરુષોને જે જિતેન્દ્રિય, સત્યમાંજ સદા રક્ત અને તપસ્વી સાધક પૂજે તેજ ખરેખર પૂજનીય બને છે.

[૧૪] સદ્‌ગુણોના સાગર સમા તે ઉપકરી ગુરુઓનાં સુભાષિતો સાંભળીને જે બુદ્ધિમાન મુનિ પાંચ મહાવ્રતો અને ત્રણ ગુપ્તિઓ (મન, વચન અને કાયાના સંયમ )થી યુક્ત થઇ ચારે કષાયોનો ક્રમશઃ ત્યાગ કરતો રહે છે તેજ ખરેખર પૂજ્ય છે.

**નોંધ**:—અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહનું સંપૂર્ણ પાલન કરવું તે મહાવ્રતો છે.

[૧૫] આવી રીતે અહીં સતત ગુરુજનની સેવા કરીને જૈનદર્શનનું, રહસ્ય જાણવામાં નિપુણ અને જ્ઞાનકુશળ વિનીત ભિક્ષુ પોતાના પૂર્વે કરેલાં પાપકર્મના મેલને પણ દૂર કરીને અનુપમ પ્રકાશવાળી મોક્ષગતિને પામે છે.

**નોંધઃ**—લાભ કે હાનિમાં, તથા નિંદા કે સ્તુતિમાં સમાનતા, સંતોષ, જિતેન્દ્રિતા એવા એવા સાધુગુણોનો સ્વીકાર અને દીનવૃત્તિ, નિંદા, અને તિરસ્કાર જેવા દુર્ગુણોનો ત્યાગ તે જ પૂજ્યતાનાં જનક છે.

શ્રમણ કદી પૂજ્યતાને ચાહતો નથી. છતાં ગુણની સુવાસ પૂજ્યતાને સ્વયં આકર્ષે છે. આવો શ્રમણ શીઘ્ર પોતાનું સાધ્ય સાધી નિર્વાણના અનુપમ આનંદનો શીઘ્ર ઉપભોગ કરી શકે છે.

એમ કહું છું:—

એ પ્રમાણે વિનયસમાધિ નામના અધ્યયનનો ત્રીજો ઉદ્દેશક પૂર્ણ થયો.

## ચોથો ઉદ્દેશક

સમાધિ એટલે અધ્યાત્મશાન્તિનો અનુભવ. અધ્યાત્મશાંતિના પિપાસુ સાધકો સમાધિને સાધવા ઈચ્છે છે તે સમાધિનાં અહીં ચાર સાધનો સમજાવ્યાં છે. જે સાધુઓ તે સાધનોનો સાવધાનીથી ઉપયોગ કરે છે અને પ્રત્યવાયોને સમજી સાથે સાથે તેના પરિહાર કરે છે તેજ સાધકો આગળ વધે છે જે સાધનોનો દુરુપયોગ કરે છે તે પોતે પટકાઇ પડે છે અને સાથે સાથે સાધનોને પણ ગુમાવી બેસે છે. આ વસ્તુ બરાબર સમજાવવા સારુ શિષ્યને સંબોધીને

ગુરુદેવ બોલ્યા:—

સુધર્મસ્વામીએ પોતાના શિષ્ય જંબૂસ્વામીને ઉદ્દેશીને આ પ્રમાણે કહ્યું હતું કે:—

હે આયુષ્મન્ ! ભગવાન મહાવીરે આ પ્રમાણે કહેલું તે મેં સાંભળ્યું છે. તે સ્થવિર (પ્રાઢ અનુભવી) ભગવાને વિનયસમાધિનાં ચાર સ્થાનો વર્ણવ્યાં છે.

શિષ્યે કહ્યું:—હે પૂજ્ય ! તે સ્થવિર ભગવાનોએ કયાં ચાર સ્થાનો વર્ણવ્યા છે ?

ગુરુદેવે કહ્યું:—તે સ્થવિર ભગવાનોએ આ ચાર વિનયસમાધિનાં સ્થાનો વર્ણવ્યાં છે તે આ પ્રમાણે છેઃ-(૧) વિનયસમાધિ, (૨) શ્રુત સમાધિ, (૩) તપસમાધિ અને (૪) આચારસમાધિ.

[૧] જે જિતેન્દ્રિય સંયમીઓ હમેશાં પોતાના આત્માને વિનયસમાધિ, શ્રુતસમાધિ, તપસમાધિ અને આચારસમાધિમાં આત્માને રમાડે છે તેજ ખરેખર પંડિત પુરુષો છે.

તે વિનયસમાધિના પણ જે ચાર ભેદો છે તે આ પ્રમાણે છેઃ- (૧) જે ગુરુની પાસેથી શિક્ષણ પ્રાપ્ત થયું છે તે ગુરુને મહા ઉપકારી જાણી તેની સેવા કરે, (૨) તેની સમીપમાં રહી વિનય જાળવે, (૩) ગુરુના વચનનું યથાર્થ પાલન કરે અને (૪) વિનયી હોવા છતાં અહંકારી ન બને. તે પૈકી ચોથું પદ ખાસ યાદ રાખવું. અહીં આ પ્રમાણે તે વિષયનો શ્લોક કહે છેઃ—

[૨] મોક્ષાર્થી સાધક હિતશિક્ષાને સદા ઇચ્છે. ઉપકારી ગુરુની સેવા કરે, ગુરુની સમીપમાં રહી વચનનું પાલન કરે અને અભિમાનના મદથી અહંકારી ન બને તેજ વિનયસમાધિનો આરાધક ગણાય છે.

"ચાર પ્રકારની શ્રુતસમાધિ કહેવાય છે તે આ પ્રમાણે મેં સાંભળી છે" એમ ગુરુદેવ બોલ્યાઃ તે આ પ્રમાણે છેઃ—(૧) "અભ્યાસ કરવાથી મને સૂત્રસિદ્ધાંતનું પરિપક્વ જ્ઞાન થશે" તેમ માની અભ્યાસ કરે, (૨) "અભ્યાસ કરવાથી મારા ચિત્તની એકા-

શ્રતા કેળવાશે" તેમ ધારી અભ્યાસ કરે, (૩) "મારા આત્માને સદ્ધર્મમાં બરાબર સ્થિર કરીશ" એમ માની અભ્યાસ કરે અને (૪) જો હું ધર્મમાં બરાબર સ્થિર હોઈશ તો અન્યને પણ ધર્મમાં સ્થાપી શકીશ. તે પ્રમાણે ચાર પદો થાય છે. તે પૈકી ચોથું પદ ખાસ યાદ રાખવું. અહીં તે વિષયનો શ્લોક કહેવાય છેઃ—

[૩] શ્રુતસમાધિમાં રક્ત થયેલો સાધુ સૂત્રોને ભણીને જ્ઞાનની, એકાગ્રચિત્તની, ધર્મસ્થિરતાની અને અન્યને ધર્મમાં સ્થિર કરવાની શક્તિ કેળવે છે. માટે સાધકે શ્રુતસમાધિમાં રક્ત થવું ઘટે.

ચાર પ્રકારની ખરેખર તપસમાધિ પણ થાય છે અને તે આ પ્રમાણે છેઃ–(૧) સાધક ઐહિક સ્વાર્થ (આલોકના સુખ) સારુ તપ ન કરે, (૨) પારલૌકિક (સ્વર્ગાદિ) સુખ સારુ તપ ન કરે, (૩) કીર્તિ, વર્ણ, (શ્લાઘા) શબ્દ કે શ્લોકને માટે તપ ન કરે અને (૪) નિર્જરા (પાપકર્મને વીખેરવું તે) સિવાય કોઇપણ બીજા કારણે તપ ન કરે.તે પૈકી ચોથા પદને બરાબર યાદ રાખે. તેનો શ્લોક આ પ્રમાણે છેઃ–

[૪] તપસમાધિમાં હમેશાં જોડાયેલો સાધક ભિન્નભિન્ન પ્રકારના સદ્ગુણોના ભંડારરૂપ તપશ્ચર્યામાં હમેશાં રક્ત થાય અને કોઇપણ પ્રકારની આશા રાખ્યા સિવાય તે નિર્જરાર્થીજ, (કર્મને ક્ષીણ કરવાની ભાવના રાખનાર) બને તો તે સાધુ તપદ્વારા તે પ્રાચીન પાપોને પણ દૂર કરી શકે.

**નોંધઃ**—સર્વ દિશાવ્યાપી યશને કીર્તિ, અમુક દિશાવ્યાપી યશને વર્ણ. ગામમાં જ ફેલાતાં યશને શબ્દ અને કુળમાં જ ફેલાતા મર્યાદિત યશને શ્લોક કહેવાય છે.

આચારસમાધિ પણ ચાર પ્રકારની હોય છે. તે આ પ્રમાણે છેઃ— કોઇ પણ સાધક (૧) ઐહિક સ્વાર્થ સારૂ શ્રમણના સદાચારોને ન સેવે, (૨) પરલૌકિક સ્વાર્થ સારૂ પણ સદાચારોને ન સેવે, (૩) કીર્તિ, વર્ણ, શબ્દ કે શ્લોકને માટે પણ સાધુના આચારો ન પાળે અને (૪) (અર્થાત્)

અર્હંત દેવોએ ફરમાવેલા નિર્જરાના હેતુ સિવાય કોઇપણ સ્વાર્થ માટે આચાર ન પાળે. તે પૈકી ચોથું પદ બરાબર યાદ રાખવું. અહીં શ્લોક આ પ્રમાણે છે:—

[૫] જે સાધુ દમિતેન્દ્રિય બની આચારથી (સચ્ચારિત્રથી) આત્મસમાધિને અનુભવે છે, જિનેશ્વરોના વચનમાં અર્પણ થઈ ગયો હોય છે, વાદવિવાદોથી વિરત અને સંપૂર્ણ ક્ષાયક ભાવને પામી આત્મમુક્તિની નિકટ ગયેલો હોય છે–

[૬] તે સાધુ ચાર પ્રકારની આત્મસમાધિને આરાધી, સુવિશુદ્ધ થઇ તથા ચિત્તની સુસમાધિ સાધીને પરમ હિતકારી અને એકાંત સુખકારી એવું પોતાનું કલ્યાણસ્થાન સ્વયં પ્રાપ્ત કરે છે.

[૭] આથી તે જન્મ અને મરણના ચક્રથી તથા દુન્યવી લાગણીથી સર્વથા મુક્ત થઇ શાશ્વત (કાયમી) સિદ્ધ થાય છે. અથવા જો થોડાં પૂર્વકર્મ બાકી રહી ગયાં હોય તો મહાન ઋદ્ધિશાળી સર્વોત્તમ કોટિનો દેવ બને છે.

નોંધ:—જે તપમાં લૌકિક વાસનાની ગંધ નથી, જે તપમાં કીર્તિ કે પ્રશંસાની આકાંક્ષા નથી. માત્ર કર્મમળથી મુક્ત થવા સારુજ જે તપને આદરે છે તે જ આદર્શ તપશ્ચર્યા છે. જે આચારમાં આત્મદમન, મૌન અને સમાધિ છે એ જ સાચો આચાર છે.

જે વિનયમાં નમ્રતા, સરળતા અને સેવાભાવ છે એજ વિનય છે અને જે જ્ઞાનથી એકાગ્રતા અને સમભાવ સધાય છે તે જ સાચું જ્ઞાન છે.

એમ કહું છું:—

એ પ્રમાણે વિનયસમાધિ નામનું નવમું અધ્યયન પૂર્ણ થયું.



# ભિક્ષુ નામ

## આદર્શ સાધુ

૧૦

વૈરાગ્યના ઉદ્રેકથી જ્યારે હૃદય વાસિત બને છે ત્યારેજ ત્યાગ પર પ્રેમ જાગે છે, ત્યાગની લગની લાગે છે અને તે મુમુક્ષુ કોઇ ગુરુદેવને શોધી ત્યાગમાર્ગની વિશાળ વાટિકામાં વિહાર કરે છે.

આસક્તિ અને સ્વચ્છંદતાના ત્યાગનો એકરાર કરી, પ્રતિજ્ઞા લઇ કડક નીતિનિયમો સ્વીકારે છે.

આવી યાવજ્જીવનની તીવ્ર પ્રતિજ્ઞા લેનાર ત્યાગીની આધ્યાત્મિક, ધાર્મિક અને સામાજિક દૃષ્ટિએ કેટલી જવાબદારી હોય છે તે આ અધ્યયનમાં વર્ણવ્યું છે.

ગુરુદેવ બોલ્યાઃ—

[૧] (શુદ્ધ પુરુષોના ઉપદેશ કે કોઇ નિમિત્તથી) ગૃહસ્થાશ્રમને છોડીને ત્યાગી થયેલો ભિક્ષુ હમેશાં જ્ઞાની પુરુષોના વચનમાં રક્ત રહે અને તેની આજ્ઞા પ્રમાણે વર્તે, નિત્ય ચિત્તસમાધિ જાળવે, સ્ત્રીઓના પાશમાં ન પકડાય અને વમેલા ભોગોને પાછો ભોગવવા ન ઇચ્છે તેજ આદર્શ ભિક્ષુ છે.

[૨] જે પૃથ્વીને સ્વય ન ખોદે, ન ખોદાવે અને ખોદતો હોય તેને અનુમોદન પણ ન આપે, વળી સચિત્ત પાણી પોતે ન પીએ, ન પાય અને પીતો હોય તેને અનુમોદન ન આપે, તેમજ અગ્નિ એ આ વિશ્વમા તીક્ષ્ણ શસ્ત્ર છે (સર્વનો નાશ કરી નાખે છે) તેને સ્વયં ન બાળે, બીજા દ્વારા બળાવે નહિ કે બાળતો હોય તેને અનુમોદન પણ ન આપે તે આદર્શ ભિક્ષુ છે.

નોંધ—અહીં કોઇને શકા થાય કે એમ શા માટે? તેનું સમાધાન એ છે કે જૈન દર્શનમા આધ્યાત્મિક વિકાસની બે શ્રેણિઓ છે (૧) ગહસ્થ સયમીમાર્ગ અને (૨) સાધુસયમીમાર્ગ. ગૃહસ્થસયમીને ગૃહસ્થાશ્રમમા રહીને પણ સયમ પાળવાનો હોય છે, તેથી તેની અહિંસા, બ્રહ્મચર્ય અને ત્યાગ તે પ્રમાણમા મર્યાદિત હોય છે. પરન્તુ ત્યાગીને તો સપૂર્ણ અહિંસા, સપૂર્ણ બ્રહ્મચર્ય અને સપૂર્ણ સયમ પાળવાના હોય છે.

ઉપરના શ્લોકમા સાધુના ત્યાગની બિના છે પૃથ્વી, પાણી, જળ, અગ્નિ, વાયુ અને વનસ્પતિ પોતે સજીવ છે. પરતુ તે સૂક્ષ્મ જીવો હોવાથી તેની લાગણી પ્રત્યક્ષ દેખાતી નથી તેની અહિંસા સપૂર્ણ રીતે ગૃહસ્થજીવનમા સાધ્ય નથી માટેજ ગૃહસ્થસંયમમાર્ગ તેની મર્યાદા છે પરન્તુ ત્યાગી જીવનમા આવી અહિંસા સહજ સાધ્ય છે. તેથી ત્યાગી સાધુ માટે તેવી સૂક્ષ્મ અહિંસા પણ સર્વથા ત્યાજ્ય બતાવી છે

[૩] પખા વગેરે સાધનથી પવન પોતે ન નાખે, ન બીજા પાસે નખાવે અને વનસ્પતિઓને પણ ન છેદે કે ન છેદાવે, માર્ગમાં સચેત બીજો પડયા હોય તો તેને છોડીને ચાલે અને ભિક્ષા પણ સચેત હોય તો ન લે તે આદર્શ ભિક્ષુ ગણાય છે.

[૪] જે પોતાને (માટે) ઉદ્દેશીને બનાવેલી ભિક્ષા ન લે તેમજ પોતે સ્વયં ભોજન ન પકાવે કે અન્યદ્વારા પણ ન પકાવે તેજ આદર્શ અહિસક ભિક્ષુ છે, કારણ કે ભિક્ષા પકાવવાથી પૃથ્વી, ઘાસ, કાષ્ઠ અને તેને આશ્રયે રહેલા ઇતર જીવોની પણ હિંસા થાય છે માટે ભિક્ષુ તેવી હિંસક પ્રવૃત્તિને છોડી દે.

**નોંધઃ**—*અહીં શંકા થાય કે સાધુજીવનમાં પણ ખોરાકની અપેક્ષા તો છે જ તો પોતે ન પકાવે તો તેને માટે બીજા પકાવશે અને બીજો પકવે તો તે પકાવનાર માણસનો ઉપયોગી સમય, તકલીફ અને પદાર્થનો વ્યય થશે અને સાધુ મહારાજોના નિમિત્તે તેટલો વધુ પાપનો ભાગી બનશે; તો આટલી ઉપાધિમાં બીજાને નાખી પોતાનો સ્વાર્થ સાધવો તેમાં વિશ્વો-પકારક ભગવાન મહાવીરની અહિંસા કેવી રીતે જળવાઇ શકશે ?*

આનું સમાધાન સ્પષ્ટ છે કે સાધુજીવન એટલે નિઃસ્વાર્થી, નિઃસ્પૃહી અને સ્વતંત્ર જીવન. નિઃસ્વાર્થતા, નિઃસ્પૃહતા અને સ્વતંત્રતા એટલી બધી નિર્લેપી વસ્તુઓ છે કે તે પોતે પોતાના ભારપર ટકી રહે છે એટલુંજ નહિ બલ્કે બીજાનો ભાર પણ ખેંચી શકે છે. જે હલકી વસ્તુ હોય તે ઉપર જ રહે અને પોતા પ્રત્યે અન્યને પણ આકર્ષે. આમ હોવાથી જ્યાં સાધુજીવન હોય છે ત્યાં શાંતિ હોય છે. વિશ્વના જીવ માત્ર શાંતિના પિપાસુ હોવાથી તે તરફ સ્વયં આકર્ષાય છે ત્યાગ તરફનું આ આકર્ષણ તે જ ભક્તિ-તત્ત્વ. આ ભક્તિતત્ત્વ માનવહૃદયમાં રહેલા અર્પણતાના ગુણને બહાર ખેંચી લાવે છે.

જગતના પદાર્થોનો જે જીવાત્મા જેટલો ઉપભોગ કરતો હોય છે તેમાં તેની અધિક મેળવવાની સતત સ્વાર્થવૃત્તિ (તૃષ્ણા) તેના હૃદયની ઉંડાણમાં રહેલી હોય છે. તેથી તે પોતાની આવશ્યકતા કરતાં વધુને વધુ પદાર્થોનો સંચય કરી બેઠો હોય છે અથવા પૂરતું મળ્યું હોય તો તેથી અનેકગણું મેળવવાની ઈચ્છા સેવતો હોય છે જ્યારે તેનામાં અર્પણતાનો ગુણ પ્રકટ થાય છે ત્યારે તેની સ્વાર્થવૃત્તિ પ્રથમ તો દાન કે પરોપકારનું રૂપ પકડે છે. આવી આવી વૃત્તિના પ્રભાવે આ જગતમાં સાધનહીન અને અશક્ત જીવોના નિર્વાહો થયા કરે છે.

પરન્તુ તે દાનવૃત્તિ કે પરોપકારવૃત્તિનો આદર્શ ભિક્ષુઓ જો લાભ લે તો તેટલો જ ઇતર એટલે કે અશક્ત જીવોમાંથી ભાગ પડે, આથી જ તેથી આગળ વધી જ્યારે માનવહૃદયમાં સંયમવૃત્તિ જાગે છે, અર્થાત્ પોતાની જાત માટે ઓછો ઉપભોગ લઇને એટલે કે તેમાંથી જ વધારીને પોતાના પૂજ્ય પાત્રને અર્પે છે ત્યારે તે ભિક્ષુઓ તેટલા અર્પેલા ખોરાકમાં *જ પોતાનો નિર્વાહ કરી લે છે. આથી જૈનભિક્ષુઓ કેવી વૃત્તિથી ભિક્ષા* મેળવે છે તે માટે ભ્રમરનું દૃષ્ટાંત આપ્યું છે. જુઓ દશ૦ સૂ૦ અ૦ પહેલું.

આવી રીતે આ નિમિત્તે ગૃહસ્થોમાં પણ સંયમવૃત્તિનો આવિર્ભાવ થતો રહે છે.

જૈનદર્શનમાં દાન કે પરોપકાર કરતાં સંયમને ઉચ્ચ કોટિનું સ્થાન છે. કારણ કે દાતાર પોતાના ઉપભોગની સામગ્રી બરાબર લઈને પછી વધુ હોય તો જ દાન કરે છે. પરોપકારમાં પણ ઊંડી ઊંડી પ્રત્યુપકારની વાસના છે. જ્યારે સંયમમાં તો સ્વાર્થ બિલકુલ ન હોવા છતાં સંયમી વિશ્વમાં પ્રાપ્ત થયેલાં પોતાનાં સાધનો સ્વયં છોડી દે છે. આથી જ તે સંયમદ્વારા વિશ્વનાં અનેક પ્રાણીઓના આશીર્વાદ ગુપ્ત રીતે મેળવતો રહે છે. આ પરથી સહજ રીતે સમજાશે કે ત્યાગીજીવન એ ગૃહસ્થ જીવનને બોજારૂપ નથી પરંતુ ગૃહસ્થજીવનને માનસિક બોજમાંથી બહાર ખેંચી હળવું કરી દેવામાં નિમિત્તરૂપ છે અને તેવું ત્યાગીજીવન હોય તો જ તે ત્યાગીજીવન કહેવાય.

પરંતુ જ્યારે ત્યાગીજીવન ગૃહસ્થજીવનને બોજારૂપ થઈ પડે તેવું બને ત્યારે તે જીવન ઉપરના બન્ને જીવન કરતાં નિઃકૃષ્ટ એટલે કે ભિખારીજીવન બની જાય છે.

[૫] જે જ્ઞાતપુત્ર ભગવાન મહાવીરનાં ઉત્તમ વચનો તરફ રુચિ ધરાવીને સૂક્ષ્મ અને સ્થૂળ બન્ને પ્રકારના છ જીવનિકાય (પ્રત્યેક પ્રાણીસમૂહ)ને પોતાના આત્મસમાન માને, પાંચ મહાવ્રતોને સ્પર્શ કરે અને પાંચ પ્રકારનાં પાપદ્વારો ( મિથ્યાત્વ, વ્રતરહિતતા, કષાય, પ્રમાદ અને અશુભ યોગ–વ્યાપાર)થી રહિત થાય તેજ આદર્શ ભિક્ષુ છે.

**નોંધઃ**—જેમ પોતાને સુખ, શાંતિ અને આનંદ પ્રિય છે. તે જ રીતે જગતના સૂક્ષ્મથી માંડીને મોટા જીવો સુધી સૌને તે જ પ્રિય છે તેવું જાણી પોતાનું વર્તન અન્યને સુખકારક બનાવવું તેને આત્મસમાનવૃત્તિ કહેવામાં આવે છે.

[૬] જે ક્રોધ, માન, માયા અને લોભનું હમેશાં વમન કરતો રહે છે, જ્ઞાની પુરુષોના વચનમાં ચિત્તને સ્થિર કરી રાખે છે, સોનું, ચાંદી ઇત્યાદિ ધનને છોડી દે છે તેજ આદર્શ ભિક્ષુ છે.

[૭] જે મૂઢતાને છોડી પોતાની દ્રષ્ટિ શુદ્ધ (સમ્યગ્ દ્રષ્ટિ) રાખે છે, મન, વચન અને કાયાનો સંયમ રાખે છે, જ્ઞાન, તપ અને

સંયમમાં રહી તપથી પૂર્વકર્મોને ક્ષીણ કરવાનો પ્રયત્ન કરે છે તેજ આદર્શ ભિક્ષુ છે.

[૮] તેમજ ભિન્નભિન્ન પ્રકારનાં આહાર, પાણી, ખાદ્ય કે સ્વાદ્ય વગેરેની સુંદર ભિક્ષા મેળવીને કાલ કે પરમદિવસે વાપરવામાં કામ લાગશે તેમ ધારીને જે સાધક સંચય ન કરે કે ન કરાવે તે આદર્શ ભિક્ષુ છે.

[૯] તેમજ જે ભિન્નભિન્ન પ્રકારનાં ભોજન, પાન, સ્વાદ્ય અને ખાદ્ય વગેરે આહાર મેળવીને પોતાના સ્વધર્મી સાથીદાર સાધુઓને બોલાવીને તેની સાથે ભોજન કરે છે અને ભોજન કરીને સ્વાધ્યાયમાં રક્ત રહે છે તેજ આદર્શ ભિક્ષુ છે.

નોંધ:—પોતાના સાથીદારો સિવાય એકાકી ભિક્ષા કરવામાં એકલપેટાપણું વગેરે દોષો છે; અને નિઃસ્વાર્થ એ તો સાધુજીવનનું પરમ સાધન છે તેથી તે દૃષ્ટિએ સહભોજન બતાવ્યું છે; અને અનુપયોગી વાતોનો કચરો ન ભરાય તે સારૂ સ્વાધ્યાયપ્રેમ કેળવવાનું સમજાવ્યું છે.

[૧૦] જે ટંટો, ફીસાદ કે કલેશ થાય તેવી કથા ન કહે, નિમિત્ત મળવા છતાં કોઈ પર કોપ ન કરે, ઈંદ્રિયોને નિશ્ચળ રાખે, મન શાંત રાખે, સંયમયોગમાં સતત સ્થિર ભાવે જોડાયેલો રહે તથા ઉપશાંત રહી કોઈનો પણ તિરસ્કાર ન કરે તેજ આદર્શ ભિક્ષુ છે.

[૧૧] જે ઇંદ્રિયોને કાંટા સમાન દુઃખ દે તેવાં આક્રોશ વચન, પ્રહારો અને અયોગ્ય ઠપકાઓ સહન કરે, જ્યાં ભયંકર અને પ્રચંડ ગર્જના થતી હોય તેવા ભયાનક સ્થાનમાં પણ રહી શકે; (અથવા જે ભયંકર શબ્દ, હાસ્ય,) સુખ અને દુઃખ બધું સમાન રીતે જાણી વહન કરે તેજ આદર્શ ભિક્ષુ છે.

[૧૨] જે સ્મશાન જેવા સ્થળે વિધિયુક્ત :પ્રતિમા (એક પ્રકારની ઉચ્ચ કોટિની તપશ્ચર્યાની ક્રિયા)ને અંગીકાર કરી ત્યાં ભય ઉત્પન્ન

આવી રીતે આ નિમિત્તે ગૃહસ્થોમાં પણ સંયમવૃત્તિનો આવિર્ભાવ થતો રહે છે.

જૈનદર્શનમાં દાન કે પરોપકાર કરતાં સંયમને ઉચ્ચ કોટિનું સ્થાન છે. કારણ કે દાતાર પોતાના ઉપયોગની સામગ્રી બરાબર લઈને પછી વધુ હોય તો જ દાન કરે છે. પરોપકારમાં પણ ઊંડી ઊંડી પ્રત્યુપકારની વાસના છે. જ્યારે સંયમમાં તો સ્વાર્થ બિલકુલ ન હોવા છતાં સંયમી વિશ્વમાં પ્રાપ્ત થયેલાં પોતાનાં સાધનો સ્વયં છોડી દે છે. આથી જ તે સંયમદ્વારા વિશ્વનાં અનેક પ્રાણીઓના આશીર્વાદ ગુપ્ત રીતે મેળવતો રહે છે. આ પરથી સહજ રીતે સમજાશે કે ત્યાગીજીવન એ ગૃહસ્થ જીવનને બોજારૂપ નથી પરંતુ ગૃહસ્થજીવનને માનસિક બોજામાંથી બહાર ખેંચી હળવું કરી દેવામાં નિમિત્તરૂપ છે અને તેવું ત્યાગીજીવન હોય તો જ તે ત્યાગીજીવન કહેવાય.

પરંતુ જ્યારે ત્યાગીજીવન ગૃહસ્થજીવનને બોજારૂપ થઈ પડે તેવું બને ત્યારે તે જીવન ઉપરના બન્ને જીવન કરતાં નિ:કૃષ્ટ એટલે કે ભિખારીજીવન બની જાય છે.

[૫] જે જ્ઞાતપુત્ર ભગવાન મહાવીરનાં ઉત્તમ વચનો તરફ રુચિ ધરાવીને સૂક્ષ્મ અને સ્થૂળ બન્ને પ્રકારના છ જીવનિકાય (પ્રત્યેક પ્રાણીસમૂહ)ને પોતાના આત્મસમાન માને, પાંચ મહાવ્રતોને સ્પર્શ કરે અને પાંચ પ્રકારનાં પાપદ્વારો ( મિથ્યાત્વ, વ્રતરહિતતા, કષાય, પ્રમાદ અને અશુભ યોગ–વ્યાપાર)થી રહિત થાય તેજ આદર્શ ભિક્ષુ છે.

**નોંધ:**—જેમ પોતાને સુખ, શાંતિ અને આનંદ પ્રિય છે. તે જ રીતે જગતના સૂક્ષ્મથી માંડીને મોટા જીવો સુધી સૌને તે જ પ્રિય છે તેવું જાણી પોતાનું વર્તન અન્યને સુખકારક બનાવવું તેને આત્મસમાનવૃત્તિ કહેવામાં આવે છે.

[૬] જે ક્રોધ, માન, માયા અને લોભનું હમેશાં વમન કરતો રહે છે, જ્ઞાની પુરુષોના વચનમાં ચિત્તને સ્થિર કરી રાખે છે, સોનું, ચાંદી ઇત્યાદિ ધનને છોડી દે છે તેજ આદર્શ ભિક્ષુ છે.

[૭] જે મૂઢતાને છોડી પોતાની દ્રષ્ટિ શુદ્ધ (સમ્યગ્ દ્રષ્ટિ) રાખે છે, મન, વચન અને કાયાનો સંયમ રાખે છે, જ્ઞાન, તપ અને

સંયમમાં રહી તપથી પૂર્વકર્મોને ક્ષીણ કરવાનો પ્રયત્ન કરે છે તેજ આદર્શ ભિક્ષુ છે.

[૮] તેમજ ભિન્નભિન્ન પ્રકારનાં આહાર, પાણી, ખાદ્ય કે સ્વાદ્ય વગેરેની સુંદર ભિક્ષા મેળવીને કાલ કે પરમદિવસે વાપરવામાં કામ લાગશે તેમ ધારીને જે સાધક સંચય ન કરે કે ન કરાવે તે આદર્શ ભિક્ષુ છે.

[૯] તેમજ જે ભિન્નભિન્ન પ્રકારનાં ભોજન, પાન, સ્વાદ્ય અને ખાદ્ય વગેરે આહાર મેળવીને પોતાના સ્વધર્મી સાથીદાર સાધુઓને બોલાવીને તેની સાથે ભોજન કરે છે અને ભોજન કરીને સ્વાધ્યાયમાં રક્ત રહે છે તેજ આદર્શ ભિક્ષુ છે.

**નોંધઃ**—પોતાના સાથીદારો સિવાય એકાકી ભિક્ષા કરવામાં એકલપેટાપણું વગેરે દોષો છે; અને નિઃસ્વાર્થ એ તો સાધુજીવનનું પરમ સાધન છે તેથી તે દ્રષ્ટિએ સહભોજન બતાવ્યું છે; અને અનુપયોગી વાતોનો કચરો ન ભરાય તે સારુ સ્વાધ્યાયપ્રેમ કેળવવાનું સમજાવ્યું છે.

[૧૦] જે ટંટો, ફીસાદ કે કલેશ થાય તેવી કથા ન કહે, નિમિત્ત મળવા છતાં કોઈ પર કોપ ન કરે, ઈંદ્રિયોને નિશ્ચળ રાખે, મન શાંત રાખે, સંયમયોગમાં સતત સ્થિર ભાવે જોડાયેલો રહે તથા ઉપશાંત રહી કોઈનો પણ તિરસ્કાર ન કરે તેજ આદર્શ ભિક્ષુ છે.

[૧૧] જે ઇંદ્રિયોને કાંટા સમાન દુઃખ દે તેવાં આક્રોશ વચન, પ્રહારો અને અયોગ્ય ઠપકાઓ સહન કરે, જ્યાં ભયંકર અને પ્રચંડ ગર્જના થતી હોય તેવા ભયાનક સ્થાનમાં પણ રહી શકે; (અથવા જે ભયંકર શબ્દ, હાસ્ય,) સુખ અને દુઃખ બધું સમાન રીતે જાણી વહન કરે તેજ આદર્શ ભિક્ષુ છે.

[૧૨] જે સ્મશાન જેવા સ્થળે વિધિયુક્ત પ્રતિમા (એક પ્રકારની ઉચ્ચ કોટિની તપશ્ચર્યાની ક્રિયા)ને અંગીકાર કરી ત્યાં ભય ઉત્પન્ન

કરે તેવા ભયાનક શબ્દ સાંભળીને પણ જે ન બીએ અને વિવિધ સદ્ગુણો અને તપશ્ચરણમાંજ રક્ત રહી પોતાના દેહભાનને પણ ભૂલી જાય તેજ આદર્શ ભિક્ષુ છે.

નોંધઃ—ભિક્ષુઓની પ્રતિમાના ૧૨ પ્રકાર છે. તેમાં તપશ્ચર્યાની ભિન્ન ભિન્ન ક્રિયાઓ (ચોક્કસ વ્રતનિયમપૂર્વક) કરવાની હોય છે. તેનો વધુ વિસ્તાર જોવા માટે જુઓઃ—ઉત્તરાધ્યયન સૂત્ર અધ્યયન ૩૧ મું તથા દશાશ્રુતસ્કંધ.

[૧૩] તથા તેવા સ્થાનમાં જે મુનિ દેહમૂર્છાથી મુક્ત રહી ઘણીવાર કઠોર વચનના પ્રહારોથી તથા દંડ કે શસ્ત્રથી હણાય કિંવા વિંધાય તો પણ પૃથ્વી સમાન (સર્વ સહન કરી) અડગ રહે, કુતૂહલ (ચેષ્ટાના વ્યાપાર)થી રહિત રહે અને વાસના રહિત બને તેજ આદર્શ ભિક્ષુ છે.

[૧૪] પોતાના દેહથી બધા પરિષહો (અણધાર્યાં આવી પડેલાં સંકટો)ને જીતી (સહન કરી)ને જે ભિક્ષુ જન્મમરણો એજ મહાભયનાં સ્થાન છે એમ જાણી સંયમ અને તપમાં રક્ત રહી જન્મમરણ રૂપ સંસારથી પોતાના આત્માને ઉગારી લે તેજ સાચો સાધુ છે.

[૧૫] જે સૂત્ર તથા તેના રહસ્યને જાણીને હાથ, પગ, વાણી અને ઇંદ્રિયોનો યથાર્થ સંયમ રાખે (અર્થાત્ સન્માર્ગમાં વિવેકપૂર્વક તેને યોજે), અધ્યાત્મ રસમાંજ જે મસ્ત રહે અને પોતાના આત્માને સમાધિમાં રાખે તેજ સાચો સાધુ છે.

નોંધઃ—જ્ઞાનનું ફળ સંયમ અને ત્યાગ છે તેથી જ્ઞાનીનું પ્રથમ ચિહ્ન સંયમ છે. સંયમી સ્વાર્થીય પ્રવૃત્તિથી પર થઈ જાય છે અને આત્મભાવમાંજ રક્ત રહી શકે છે.

[૧૬] સંયમના ઉપકરણોમાં અને ભોજન વગેરેમાં જે અનાસક્ત રહે, અજ્ઞાત ઘરોમાં પરિમિત ભિક્ષા લઈ સંયમી જીવન ચલાવે,

ચારિત્રમાં ક્ષતિ ઉત્પન્ન કરે તેવા દોષોથી રહિત રહે; અને લેવું, વેચવું, ભેળું કરવું વગેરે અસંયમી વ્યાપારોથી વિરત બની સર્વ પ્રકારની આસક્તિથી પણ રહિત થાય તેજ આદર્શ ભિક્ષુ છે.

**નોંધઃ**—જો કે પદાર્થોનો ત્યાગ એ પણ દુઃશક્ય વસ્તુ છે છતાં તેનો ત્યાગ કર્યા પછી કંઇ ત્યાગધર્મની સમાપ્તિ થઇ જતી નથી. ઊંડી ઊંડી રહેલી પદાર્થની વાસનાઓનો ત્યાગ કરવો તેજ ખરેખર ત્યાગ છે.

[૧૭] જે લોલુપતાથી રહિત થઇ કોઇ પણ પ્રકારના રસોમાં આસક્ત ન બને, ભિક્ષાચરીમાં અલ્પ ખોરાક ( પરિમિત ) ગ્રહણ કરે, ભોગી જીવન ગાળવાની વાસનાથી પર થાય, સત્કાર, પૂજન અને ભૌતિક સુખની પરવા ન કરે, નિરભિમાની અને સ્થિર આત્માવાળો હોય તેજ આદર્શ ભિક્ષુ છે.

[૧૮] જે બીજા કોઇ પણ મનુષ્યને (કદાચ દુરાચારી હોય તો પણ) દુરાચારી ન કહે બીજો જેથી કોપાયમાન થાય તેવું દૂષિત વાક્ય પણ ન બોલે, (જે દૂષિત હશે તેજ પોતાના પુણ્ય અને અને પાપનું સ્વયં પરિણામ ભોગવશે. ) બધા જીવોને પુણ્ય અને પાપનું પરિણામ પૃથક્ પૃથક્ મળવાનું છે તેમ જાણી પોતાના દોષો દૂર કરે અને પોતાનો (સ્વભાવ) બીજા કરતાં ઊંચો છે એવું અભિમાન ન કરે તેજ આદર્શ શ્રમણ છે.

[૧૯] જે જાતિ, રૂપ, લાભ કે જ્ઞાનનું અભિમાન ન કરે, સર્વ પ્રકારના અહંકારને છોડી સદ્ધર્મના ધ્યાનમાંજ રક્ત રહે તેજ ભિક્ષુ છે.

[૨૦] જે મહામુનિ સાચા ધર્મનોજ માર્ગ જણાવે, પોતે સદ્ધર્મમાં બરાબર સ્થિર રહી બીજાને પણ સાચા ધર્મમાં સ્થિર કરે; ત્યાગમાર્ગ ગ્રહણ કરીને દુરાચારનાં ચિહ્નોને ત્યાગી દે (કુસાધુનો

કરે તેવા ભયાનક શબ્દ સાંભળીને પણ જે ન બીએ અને વિવિધ સદ્‌ગુણો અને તપશ્ચરણમાંજ રક્ત રહી પોતાના દેહભાનને પણ ભૂલી જાય તેજ આદર્શ ભિક્ષુ છે.

નોંધઃ—ભિક્ષુઓની પ્રતિમાના ૧૨ પ્રકાર છે. તેમાં તપશ્ચર્યાની ભિન્ન ભિન્ન ક્રિયાઓ (ચોક્કસ વ્રતનિયમપૂર્વક) કરવાની હોય છે. તેનો વધુ વિસ્તાર જોવા માટે જુઓઃ—ઉત્તરાધ્યયન સૂત્ર અધ્યયન ૩૧ મું તથા દશાશ્રુતસ્કંધ.

[૧૩] તથા તેવા સ્થાનમાં જે મુનિ દેહમૂર્છાથી મુક્ત રહી ઘણીવાર કઠોર વચનના પ્રહારોથી તથા દંડ કે શસ્ત્રથી હણાય કિંવા વિંધાય તો પણ પૃથ્વી સમાન (સર્વ સહન કરી) અડગ રહે, કુતૂહલ (ચેષ્ટાના વ્યાપાર)થી રહિત રહે અને વાસના રહિત બને તેજ આદર્શ ભિક્ષુ છે.

[૧૪] પોતાના દેહથી બધા પરિષહો (અણધાર્યાં આવી પડેલાં સંકટો)ને જીતી (સહન કરી)ને જે ભિક્ષુ જન્મમરણો એજ મહાભયનાં સ્થાન છે એમ જાણી સંયમ અને તપમાં રક્ત રહી જન્મમરણ રૂપ સંસારથી પોતાનાં આત્માને ઉગારી લે તેજ સાચો સાધુ છે.

[૧૫] જે સૂત્ર તથા તેના રહસ્યને જાણીને હાથ, પગ, વાણી અને ઇંદ્રિયોનો યથાર્થ સંયમ રાખે (અર્થાત્ સન્માર્ગમાં વિવેકપૂર્વક તેને યોજે), અધ્યાત્મ રસમાંજ જે મસ્ત રહે અને પોતાના આત્માને સમાધિમાં રાખે તેજ સાચો સાધુ છે.

નોંધઃ—જ્ઞાનનું ફળ સંયમ અને ત્યાગ છે તેથી જ્ઞાનીનું પ્રથમ ચિહ્ન સંયમ છે. સંયમી સ્વાર્થીય પ્રવૃત્તિથી પર થઇ જાય છે અને આત્મભાવમાંજ રક્ત રહી શકે છે.

[૧૬] સંયમના ઉપકરણોમાં અને ભોજન વગેરેમાં જે અનાસક્ત રહે, અજ્ઞાત ઘરોમાં પરિમિત ભિક્ષા લઇ સંયમી જીવન ચલાવે,

ચારિત્રમાં ક્ષતિ ઉત્પન્ન કરે તેવા દોષોથી રહિત રહે; અને લેવું, વેચવું, ભેળું કરવું વગેરે અસંયમી વ્યાપારોથી વિરત બની સર્વ પ્રકારની આસક્તિથી પણ રહિત થાય તેજ આદર્શ ભિક્ષુ છે.

નોંધ:—જો કે પદાર્થોનો ત્યાગ એ પણ દુઃશક્ય વસ્તુ છે છતાં તેનો ત્યાગ કર્યા પછી કંઇ ત્યાગધર્મની સમાપ્તિ થઇ જતી નથી. ઊંડી ઊંડી રહેલી પદાર્થની વાસનાઓનો ત્યાગ કરવો તેજ ખરેખર ત્યાગ છે.

[૧૭] જે લોલુપતાથી રહિત થઇ કોઇ પણ પ્રકારના રસોમાં આસક્ત ન બને, ભિક્ષાચરીમાં અલ્પ ખોરાક ( પરિમિત ) ગ્રહણ કરે, ભોગી જીવન ગાળવાની વાસનાથી પર થાય, સત્કાર, પૂજન અને ભૌતિક સુખની પરવા ન કરે, નિરભિમાની અને સ્થિર આત્માવાળો હોય તેજ આદર્શ ભિક્ષુ છે.

[૧૮] જે બીજા કોઇ પણ મનુષ્યને (કદાચ દુરાચારી હોય તો પણ) દુરાચારી ન કહે બીજો જેથી કોપાયમાન થાય તેવું દૂષિત વાક્ય પણ ન બોલે, (જે દૂષિત હશે તેજ પોતાના પુણ્ય અને અને પાપનું સ્વયં પરિણામ ભોગવશે.) બધા જીવોને પુણ્ય અને પાપનું પરિણામ પૃથક્ પૃથક્ મળવાનું છે તેમ જાણી પોતાના દોષો દૂર કરે અને પોતાનો (સ્વભાવ) બીજા કરતાં ઊંચો છે એવું અભિમાન ન કરે તેજ આદર્શ શ્રમણ છે.

[૧૯] જે જાતિ, રૂપ, લાભ કે જ્ઞાનનું અભિમાન ન કરે, સર્વ પ્રકારના અહંકારને છોડી સદ્ધર્મના ધ્યાનમાંજ રક્ત રહે તેજ ભિક્ષુ છે.

[૨૦] જે મહામુનિ સાચા ધર્મનોજ માર્ગ જણાવે, પોતે સદ્ધર્મમાં બરાબર સ્થિર રહી બીજાને પણ સાચા ધર્મમાં સ્થિર કરે; ત્યાગમાર્ગ ગ્રહણ કરીને દુરાચારનાં ચિહ્નોને ત્યાગી દે (કુસાધુનો

સંગ ન કરે) અને કોઇની ઠઠ્ઠાબાજી, હાંસી કે મશ્કરી પણ ન કરે તેજ સાચો ભિક્ષુ છે.

[૨૧] (તેવો ભિક્ષુ શું પામે છે?) તેવો આદર્શ ભિક્ષુ હમેશાં કલ્યાણમાર્ગમાં પોતાના આત્માને સ્થિર રાખી નશ્વર અને અપવિત્ર દેહવાસને છોડીને અને જન્મમરણનાં બંધનોને સર્વથા છેદીને અપુનરાગમન (જ્યાંથી પુનઃ આગમન થતું નથી તેવી મોક્ષસ્થિતિની) ગતિને પ્રાપ્ત થાય છે (પામે છે).

નોંધઃ—પોતાના અંતરાત્માની વંચના થાય તેવાં કોઇપણ કાર્યો ન કરે અને જે કાર્ય ઇતર ગૃહસ્થ કે ભિક્ષુ જાણીને ઘૃણા લાવે તેવાં કાર્યોનો પણ સદંતર ત્યાગ કરી ભિક્ષુસાધક કેવળ સમાધિ માર્ગમાંજ વિચરે અને અંતરાત્માની મોજમાં મસ્ત રહે.

એમ કહું છું:—

એ પ્રમાણે ભિક્ષુ નામ નામનું દસમું અધ્યયન પૂર્ણ થયું.



# રતિવાક્ય ચૂલિકા

(સંયમથી કંટાળેલા સાધકને પ્રેમ ઉત્પન્ન કરનારાં વાક્યો)

## ૧૧

ભિક્ષુજીવન એ ગૃહસ્થજીવન કરતાં સંયમ અને ત્યાગની દ્રષ્ટિએ ભોગણું ઉચ્ચ અને સાત્વિક છે. તેમ છતાં તેની પણ સાધક સ્થિતિજ છે.

સાધક દશાની ભૂમિકા ગમે તેવી ઉચ્ચ હોવા છતા જ્યાં સુધી તે સાધક આત્મ સાક્ષાત્કારની સ્થિતિમાં સ્થિર થયો ન હોય, જ્યાંસુધી તેની વાસનાનાં ઊંડા ઊંડા બીજ બળી ને ખાક ન થઈ ગયાં હોય ત્યાંસુધી તેને પણ નિયમોની વાડને સુરક્ષિત રાખી અનુસરવાનું રહે છે લાખો કરોડોનો પૂજ્ય અને પ્રેરક હોવા છતાં ધાર્મિક નિયમોની સત્તા આગળ તેને પણ શિર નમાવવાનું હોય છે. કારણ કે અધ્યાસની અસરનો લેપ એટલો તો ચિરસ્થાયી અને મજબૂત હોય છે કે જે ચીજનો વર્ષો થયાં ત્યાગ કર્યો હોય, જેનો સંકલ્પ પણ ન હોય તેવી સ્થિતિમાં પણ સહજ નિમિત્ત મળતાં મનને દુષ્ટ વૃત્તિ તરફ દોરી લેવામાં તે અધ્યાસ ફતેહમંદ નીવડી પડે છે. આવી વૃત્તિનો વેગ શિથિલ મનના સાધક પર તુરત અમર કરી મૂકે છે. જ્યારે મન આવી ચંચળ અને પામર સ્થિતિમાં મૂકાય ત્યારે તેના દુષ્ટ વેગને દબાવી પુનઃ સંયમમાર્ગમાં સ્થિર થી

(૬) ગૃહસ્થાશ્રમ સ્વીકારવા જતાં વમેલી વસ્તુને ફરીથી પીવી પડશે.

નોંધ—જે તુચ્છ કામભોગોને ત્યાગી દીધાં છે તે ફરીથી ગ્રહણ કરવા કોઈ પણ પ્રકારે ઇષ્ટ નથી.

(૭) ત્યાગની ઉચ્ચ ભૂમિકામાંથી ક્ષુદ્ર વાસના માટે ગૃહસ્થ જીવન સ્વીકારવું તે નરકાગારમાં જવા માટેની તૈયારીરૂપ છે.

(૮) ગૃહસ્થાશ્રમમાં રહેનારાને ગૃહસ્થાશ્રમનો પણ ધર્મ પાળવો તે દુ:શકય છે તો આદર્શ ત્યાગ તો કયાંથી જ પળાય ?

નોંધ—જો કે ગૃહસ્થાશ્રમમાં પણ કેટલાક ઉત્તમ સંયમી પુરુષો હોય છે. પરન્તુ તેવા પુરુષો ભાગ્યેજ મળી આવે છે. કારણ કે તેની આસપાસનું વાતાવરણ જ એવું કલુષિત હોય છે કે તેવા સ્થળે રહી સંયમની આરાધના કરવી એ કઠિન વસ્તુ છે.

(૯) અચાનક રોગ ઉત્પન્ન થઇ જ્યારે દેહનો નાશ થઇ જાય છે (ત્યારે ધર્મ સિવાય ઇતર કોઇ સહાયક થતાં નથી)

(૧૦) ખરાબ સંકલ્પ પણ આધ્યાત્મિક મૃત્યુ કરે છે.

નોંધ:—આપણે એક શરીરથી આત્મા ભિન્ન થઈ અન્ય શરીર ધારણ કરે ત્યારે જ તેવી સ્થિતિને મૃત્યુ માનીએ છીએ. પરન્તુ વાસ્તવિક રીતે તો અધ્યાત્મિક પતન એ જ મૃત્યુ છે.

(૧૧) ગૃહસ્થવાસ કલેશમય છે. ત્યાગ એ શાન્તિમય છે.

(૧૨) ગૃહસ્થવાસ બંધન છે. ત્યાગ એ મુક્તિ છે.

(૧૩) ગૃહસ્થજીવન (પાપમય હોય તો) દૂષિત છે જ્યારે સંયમીનું જીવન એ પવિત્ર જીવન છે.

(૧૪) ગૃહસ્થોના કામભોગો નિકૃષ્ટ (હલકી કોટિના) છે.

(૧૫) જગતના સૌ જીવો પુણ્ય અને પાપથી ઘેરાયેલા છે.

(૧૬) મનુષ્યનું જીવન ખરેખર દાભડાની ટોચ પર રહેલા જલબિન્દુ જેવું ચંચળ અને ક્ષણિક છે.

નોંધઃ—એવા વિનશ્વર જીવન માટે ટેક જેવી ઉત્તમ વસ્તુ શા માટે છોડવી ?

(૧૭) અરેરે ખરેખર પૂર્વકાળે પાપકર્મ બહુ કર્યું હશે.

નોંધઃ—પાપ કર્મના પ્રભાવે જ સંયમ પર અણગમો ઉત્પન્ન થાય છે. અથવા સંયમ જેવી ઉત્તમ વસ્તુ શા માટે ન ગમે ?

(૧૮) દુશ્ચારિત્રનું સેવન કરીને કદી પાપકર્મોથી 'મુક્તિ મળી શકશે નહિ પરંતુ દુઃખે સહી શકાય તેવાં પૂર્વ પાપ કર્મોને મનમાં વેદન કર્યા સિવાય સહી લેવાથી અને તપ દ્વારા તેને ખપાવવાથીજ તે કર્મોથી મુક્તિ મળી શકશે.

નોંધઃ—આ અઢારે વાકયોનું ખૂબ ઊંડુ ઊંડુ ચિંતન કરવાથી સંયમથી અસ્થિર થયેલું ( કંટાળેલું ) મન પણ અસ્થિર થઈ જાય છે.

આહીં શ્લોકો કહેવાય છેઃ—

[૧] કોઇ અનાર્ય પુરુષ જ્યારે ભોગના હેતુએ પોતાના ચિરસંચિત ચારિત્ર ધર્મને તજી દે છે ત્યારે તે ભોગમાં આસક્ત થયેલો અજ્ઞાની ભવિષ્યકાળનો લેશમાત્ર વિચાર કરી શકતો નથી.

નોંધઃ—જ્યારે કોઈ પણ સાધારણ કે બુદ્ધિમાન સાધક પોતાને ન છાજે તેવું અકાર્ય કરી નાખે છે ત્યારે તે વખતે તે એટલો આવેશમાં હોય છે કે તેને તે વખતે કાર્યના પરિણામની ભયંકરતાનો લેશ માત્ર ખ્યાલ રહેતો નથી.

[૨] પરંતુ જ્યારે તે ત્યાગાશ્રમ છોડીને ગૃહસ્થ જીવનમાં પાછો આવે છે ત્યારે ત્યાગધર્મ અને ગૃહસ્થધર્મ એ બન્ને ધર્મથી ભ્રષ્ટ થઇ (સ્વર્ગથી ચ્યુત થઇ) પૃથ્વી પર પડેલા દેવેન્દ્રની ગાફક ખૂબ પરિતાપ કરે છે.

નોંધઃ—દેવેન્દ્રની ઉપમા તે સારૂ આપેલી છે કે કયાં એ સ્વર્ગીય સુખ અને કયાં એ મૃત્યુલોકનાં દુઃખ! તે જ રીતે કયાં એ સંયમી જીવનનો આનંદ અને કયાં એ પતિત જીવનની વિપત્તિ! સંયમભ્રષ્ટની લોકમાં પણ અપકીર્તિ ફેલાય છે અને તેના હૃદયમાં પણ ઊંડાણનું દર્દ થયા કરે છે.

[૩] પ્રથમ તે વિશ્વનો વંદનીય હોય છે અને ભ્રષ્ટ થયા પછી અવંદ્ય (તિરસ્કારને પાત્ર) બને છે ત્યારે પોતાના સ્થાનથી ભ્રષ્ટ થયેલી (સ્વર્ગથી ચ્યુત થયેલી) દેવીની માફક તે ખૂબ પરિતાપ પામે છે.

[૪] પ્રથમ તે મહા પુરુષોનો પણ પૂજ્ય હોય છે અને પછી તેજ અપૂજ્ય બને છે ત્યારે રાજ્યથી પદભ્રષ્ટ થયેલા રાજાની માફક તે ખૂબ પરિતાપ પામે છે.

[૫] પહેલાં તે માન્ય હોય છે અને પછી તેજ (ત્યાગાશ્રમથી ભ્રષ્ટ થઇ) અમાન્ય થાય છે ત્યારે ખેડુની જીંદગીમાં પલટાયેલા (અથવા સાવ નાના ગામડામાં અનિચ્છાએ મૂકાયેલા) ધનિક શેઠની માફક પરિતાપ કરે છે.

નોંધઃ—પતિત થઇ હલકા કુળમાં ગયેલો અથવા ધનહીન બની હલકા સ્થાનમાં ગયેલો શેઠ જેમ પૂર્વની સ્થિતિ સંભારીને જીવન પર્યન્ત ખેદ કર્યા કરે છે તેમ મુનિવેશ ત્યાગી ગૃહસ્થજીવનમાં ગયેલો સાધક પરિતાપ કરે છે.

[૬] ભોગની લાલચે ત્યાગાશ્રમને તરછોડી ગૃહસ્થ જીવનમાં ગયેલો સાધક જ્યારે યૌવન વયથી પરવારીને જરાવસ્થાથી ગ્રસ્ત થયેલો બુઢ્ઢો બને છે ત્યારે જાળમાં મૂકેલી વસ્તુ ખાવાની લાલચે લોખંડના કાંટામાં ફસાયેલ માછલાંની માફક ખૂબ પીડા પામે છે.

[૭] અને જ્યારે તે પોતાના મળેલા કલેશકારી કુટુંબની ચારેકોરની ચિંતાઓથી ઘેરાય છે–હણાય છે ત્યારે તો બંધનમાં ફસાઇ પડેલા હાથીની માફક ખૂબ પરિતાપ કર્યા કરે છે.

(૧૬) મનુષ્યનું જીવન ખરેખર દાભડાની ટોચ પર રહેલા જલબિન્દુ જેવું ચંચળ અને ક્ષણિક છે.

**નોંધઃ**—એવા વિનશ્વર જીવન માટે ટેક જેવી ઉત્તમ વસ્તુ શા માટે છોડવી ?

(૧૭) અરેરે ખરેખર પૂર્વકાળે પાપકર્મ બહુ કર્યું હશે.

**નોંધઃ**—પાપ કર્મના પ્રભાવે જ સંયમ પર અણગમો ઉત્પન્ન થાય છે. અથવા સંયમ જેવી ઉત્તમ વસ્તુ શા માટે ન ગમે ?

(૧૮) દુશ્ચારિત્રનું સેવન કરીને કદી પાપકર્મોથી 'મુક્તિ મળી શકશે નહિ પરંતુ દુઃખે સહી શકાય તેવાં પૂર્વ પાપ કર્મોને મનમાં વેદન કર્યા સિવાય સહી લેવાથી અને તપ દ્વારા તેને ખપાવવાથીજ તે કર્મોથી મુક્તિ મળી શકશે.

**નોંધઃ**—આ અઢારે વાક્યોનું ખૂબ ઊંડુ ઊંડુ ચિંતન કરવાથી સંયમ મથી અસ્થિર થયેલું (કંટાળેલું) મન પણ અસ્થિર થઈ જાય છે.

આહીં શ્લોકો કહેવાય છેઃ—

[૧] કોઇ અનાર્ય પુરુષ જ્યારે ભોગના હેતુએ પોતાના ચિરસંચિત ચારિત્ર ધર્મને તજી દે છે ત્યારે તે ભોગમાં આસક્ત થયેલો અજ્ઞાની ભવિષ્યકાળનો લેશમાત્ર વિચાર કરી શકતો નથી.

**નોંધઃ**—જ્યારે કોઈ પણ સાધારણ કે બુદ્ધિમાન સાધક પોતાને ન છાજે તેવું અકાર્ય કરી નાખે છે ત્યારે તે વખતે તે એટલો આવેશમાં હોય છે કે તેને તે વખતે કાર્યના પરિણામની ભયંકરતાનો લેશ માત્ર ખ્યાલ રહેતો નથી.

[૨] પરંતુ જ્યારે તે ત્યાગાશ્રમ છોડીને ગૃહસ્થ જીવનમાં પાછો આવે છે ત્યારે ત્યાગધર્મ અને ગૃહસ્થધર્મ એ બન્ને ધર્મથી ભ્રષ્ટ થઇ (સ્વર્ગથી ચ્યુત થઇ) પૃથ્વી પર પડેલા દેવેન્દ્રની માફક ખૂબ પરિતાપ કરે છે.

નોંધઃ—દેવેન્દ્રની ઉપમા તે સારુ આપેલી છે કે કયાં એ સ્વર્ગીય સુખ અને કયાં એ મૃત્યુલોકનાં દુઃખ! તે જ રીતે કયાં એ સંયમી જીવનનો આનંદ અને કયાં એ પતિત જીવનની વિપત્તિ! સંયમભ્રષ્ટની લોકમાં પણ અપકીર્તિ ફેલાય છે અને તેના હૃદયમાં પણ ઊંડાણનું દર્દ થયા કરે છે.

[૩] પ્રથમ તે વિશ્વનો વંદનીય હોય છે અને ભ્રષ્ટ થયા પછી અવંદ્ય (તિરસ્કારને પાત્ર) બને છે ત્યારે પોતાના સ્થાનથી ભ્રષ્ટ થયેલી (સ્વર્ગથી ચ્યુત થયેલી) દેવીની માફક તે ખૂબ પરિતાપ પામે છે.

[૪] પ્રથમ તે મહા પુરુષોનો પણ પૂજ્ય હોય છે અને પછી તેજ અપૂજ્ય બને છે ત્યારે રાજ્યથી પદભ્રષ્ટ થયેલા રાજાની માફક તે ખૂબ પરિતાપ પામે છે.

[૫] પહેલાં તે માન્ય હોય છે અને પછી તેજ (ત્યાગાશ્રમથી ભ્રષ્ટ થઈ) અમાન્ય થાય છે ત્યારે ખેડુની જીંદગીમાં પલટાયેલા (અથવા સાવ નાના ગામડામાં અનિચ્છાએ મૂકાયેલા) ધનિક શેઠની માફક પરિતાપ કરે છે.

નોંધઃ—પતિત થઇ હલકા કુળમાં ગયેલો અથવા ધનહીન બની હલકા સ્થાનમાં ગયેલો શેઠ જેમ પૂર્વની સ્થિતિ સંભારીને જીવન પર્યન્ત ખેદ કર્યા કરે છે તેમ મુનિવેશ ત્યાગી ગૃહસ્થજીવનમાં ગયેલો સાધક પરિતાપ કરે છે.

[૬] ભોગની લાલચે ત્યાગાશ્રમને તરછોડી ગૃહસ્થ જીવનમાં ગયેલો સાધક જ્યારે યૌવન વયથી પરવારીને જરાવસ્થાથી ગ્રસ્ત થયેલો બૂઢો બને છે ત્યારે જાળમાં મૂકેલી વસ્તુ ખાવાની લાલચે લોખંડના કાંટામાં ફસાયેલ માછલાંની માફક ખૂબ પીડા પામે છે.

[૭] અને જ્યારે તે પોતાના મળેલા કલેશકારી કુટુંબની ચારેકોરની ચિંતાઓથી ઘેરાય છે–હણાય છે ત્યારે તો બંધનમાં ફસાઇ પડેલા હાથીની માફક ખૂબ પરિતાપ કર્યા કરે છે.

[૮] વળી ત્યાગાશ્રમને છોડી ગૃહસ્થ જીવનમાં ગયેલો મુનિ જ્યારે સ્ત્રી, પુત્ર અને કચ્ચાં બચ્ચાંના પરિવારથી વિંટાઇને મોહનીય કર્મની પરંપરાથી તેમાંજ ગુંચાઇ જાય છે ત્યારે તે કાદવમાં ખૂંચેલા હાથીની માફક "न नीरं नो तीरम्" ન પાણી કે ન કાંઠો એમ બન્ને સ્થિતિની વચ્ચે રહી ખેદ કર્યા કરે છે.

નોંધઃ—સ્ત્રી, પુત્રાદિ પરિવારમાંથી નિવૃત્ત થઈ તેને શાંતિ મેળવવાની જરા માત્ર ફુરસદ રહેતી નથી ત્યારે તે જાળમાંથી છૂટવા ફાંફાં મારવાનો પ્રયત્ન કરે છે. પરન્તુ એવાં ગાઢ બંધન હોય છે કે પછી તે ધારે તો પણ છૂટી શકતો નથી અને તેથી તે બમણી પીડા પામે છે.

[૯+૧૦] (પછી આવી સ્થિતિમાં જ્યારે તે વિચાર કરવા બેસે છે ત્યારે તેને સદ્‌વિચારો આવે છે અને ત્યારે તેને પશ્ચાતાપ થાય છે કે હા ! આ મેં ખૂબજ ખોટું કર્યું.) જો હું જિનેશ્વરોએ બતાવેલા વિશુદ્ધ સાધુત્વથી ભરેલા ત્યાગમાર્ગમાં આનંદપૂર્વક રહ્યો હોત તો આજે મારા અપૂર્વ આત્મઓજસ અને અપૂર્વ જ્ઞાનની સાથે આખા સાધુગણનો અધિપતિ બનત. ક્યાં એ મહર્ષિઓના ત્યાગમાર્ગમાં રક્ત રહેલા ત્યાગી પુરુષોનો દેવલોક સમાન સુખદ ત્યાગ અને ક્યાં તે ત્યાગ માર્ગને તરછોડી ગૃહસ્થ જીવનમાં ગયેલા પતિત ભિક્ષુનો મહા નરકયાતના સમાન ગૃહસ્થાશ્રમ !

નોંધ—પતિત થયેલાનું જીવન પામર જેવું હોવાથી તે ગૃહસ્થાશ્રમના આદર્શ ધર્મને પણ આરાધવાને લાયક રહેતો નથી અને તેના હૃદયના ઊંડા ભાગમાં સાધુજીવનની શાંતિ સાંભરે છે, તેથી તે ગૃહસ્થાશ્રમ જીવન લગભગ નરકાવાસ જેવું જ ગાળે છે. એવી ઉપમા કહી તેવા પતિત ભિક્ષુની મનોદશાનો ચિતાર આપ્યો છે.

[૧૧] (આ બધું કહી હવે મહાપુરુષો સંયમથી કંટાળેલા સાધુને કહે છેઃ—) ત્યાગ માર્ગમાં રમી રહેલા મહાપુરુષોનું દેવેન્દ્ર સમાન

ઉત્તમ સુખ અને ત્યાગમાર્ગથી ભ્રષ્ટ થયેલા પતિતોનું નરક સમાન અત્યત દુ ખ એ બન્નેની તુલના કરીને પડિત સાધુએ ત્યાગ માર્ગમા આનદપૂર્વક રહેવુ ઘટે

**નોંધ**—ત્યાગથી પ્રાપ્ત થતુ આધ્યાત્મિક સુખ એ તો અનુપમ સુખ છે તેની તુલના સ્વર્ગીય સુખ સાથે ન જ કરી શકાય પરન્તુ અહીં તો જેમ મનુષ્યજીવન કરતા દેવજીવન ઉત્કૃષ્ટ છે તેમ ગૃહસ્થજીવન કરતા ત્યાગી જીવન ઉત્કૃષ્ટ છે અને માનવજીવન કરતા નરકજીવન નિ કૃષ્ટ છે તેમ આદર્શ જીવન કરતા પતિત ગૃહજીવન નિ કૃષ્ટ છે તે બતાવવા પૂરતુ ઉપરનું ઉપમાવાક્ય છે

[૧૨] ધર્મથી ભ્રષ્ટ અને આધ્યાત્મિક સંપત્તિથી પતિત થયેલા દુર્ગંધ મુનિનો, અલ્પ તેજ થઇ ઠરી ગયેના યજ્ઞના અગ્નિ અને ભયકર ઝેરી છતા ડાઢો ખેચી લીધેના સર્પની માફક, દુરાચારીઓ પણ તિરસ્કાર કરે છે

**નોંધ**—સર્પનું ઝેર ઠાલવવાનુ સાધન ગયા પછી તેને બાળકો પણ સતાવે છે, યજ્ઞનો અગ્નિ પવિત્ર મનાય છે છતા તેજ ગયા પછી તેની કશી કિંમત રહેતી નથી અને દેહમાથી ચેતન ગયા પછી તે દેહની કિંમત પણ રહેતી નથી તેમ સાધુધર્મરૂપ આત્મા ગયા પછી તે સાધક નિશ્ચેત બની જાય છે તેથી તેની દશા એક હલકા વર્તનવાળા ગૃહસ્થ કરતા પણ ઘૃણાપાત્ર બની જાય છે

[૧૩] ધર્મથી પતિત થયેલા અધર્મને સેવનારા અને પોતાના વ્રત નિયમોથી ભ્રષ્ટ થયેના સાધુને આ લોકમા પણ ચારિત્રની ક્ષતિ, અધર્મ, અપયશ અને હલકા માણસોમા પણ નિંદા ઇત્યાદિ ગેરલાભો થાય છે અને જીવનનાઅને પરલોકમા પણ અધર્મના ફળસ્વરૂપે તેને અધમગતિ મળે છે.

[૧૪] જે સાધક બેદરકાર (દુષ્ટ) ચિત્તના વેગને વશ થઈ ભોગોને ભોગવવા સારુ તે તે પ્રકારના અસયમ (સયમથી વિરુદ્ધ વર્તનને આચરીને જેની કલ્પના ન કરી શકાય તેવી દુ ખદ (નરક)

[૮] વળી ત્યાગાશ્રમને છોડી ગૃહસ્થ જીવનમાં ગયેલો મુનિ જ્યારે સ્ત્રી, પુત્ર અને કચ્ચાં બચ્ચાંના પરિવારથી વિંટાઈને મોહનીય કર્મની પરંપરાથી તેમાંજ ગુંચાઈ જાય છે ત્યારે તે કાદવમાં ખૂંચેલા હાથીની માફક "न नीरं नो तीरम्" ન પાણી કે ન કાંઠો એમ બન્ને સ્થિતિની વચ્ચે રહી ખેદ કર્યા કરે છે.

નોંધઃ—સ્ત્રી, પુત્રાદિ પરિવારમાંથી નિવૃત્ત થઈ તેને શાંતિ મેળવવાની જરા માત્ર ફુરસદ રહેતી નથી ત્યારે તે જાળમાંથી છૂટવા ફાંફાં મારવાનો પ્રયત્ન કરે છે. પરન્તુ એવાં ગાઢ બંધન હોય છે કે પછી તે ધારે તો પણ છૂટી શકતો નથી અને તેથી તે બમણી પીડા પામે છે.

[૯+૧૦] (પછી આવી સ્થિતિમાં જ્યારે તે વિચાર કરવા બેસે છે ત્યારે તેને સદ્વિચારો આવે છે અને ત્યારે તેને પશ્ચાતાપ થાય છે કે હા! આ મેં ખૂબજ ખોટું કર્યું.) જો હું જિનેશ્વરોએ બતાવેલા વિશુદ્ધ સાધુત્વથી ભરેલા ત્યાગમાર્ગમાં આનંદપૂર્વક રહ્યો હોત તો આજે મારા અપૂર્વ આત્મઓજસ અને અપૂર્વ જ્ઞાનની સાથે આખા સાધુગણનો અધિપતિ બનત. ક્યાં એ મહર્ષિઓના ત્યાગમાર્ગમાં રક્ત રહેલા ત્યાગી પુરુષોનો દેવલોક સમાન સુખદ ત્યાગ અને ક્યાં તે ત્યાગ માર્ગને તરછોડી ગૃહસ્થ જીવનમાં ગયેલા પતિત ભિક્ષુનો મહા નરકયાતના સમાન ગૃહસ્થાશ્રમ!

નોંધઃ—પતિત થયેલાનું જીવન પામર જેવું હોવાથી તે ગૃહસ્થાશ્રમના આદર્શ ધર્મને પણ આરાધવાને લાયક રહેતો નથી અને તેના હૃદયના ઊંડા ભાગમાં સાધુજીવનની શાંતિ સાંભરે છે, તેથી તે ગૃહસ્થાશ્રમ જીવન લગભગ નરકાવાસ જેવું જ ગાળે છે. એવી ઉપમા કહી તેવા પતિત ભિક્ષુની મનોદશાનો ચિતાર આપ્યો છે.

[૧૧] (આ બધું કહી હવે મહાપુરુષો સંયમથી કંટાળેલા સાધુને કહે છેઃ—) ત્યાગ માર્ગમાં રમી રહેલા મહાપુરુષોનું દેવેન્દ્ર સમાન

- ઉત્તમ સુખ અને ત્યાગમાર્ગથી ભ્રષ્ટ થયેલા પતિતોનું નરક સમાન અત્યંત દુઃખ એ બન્નેની તુલના કરીને પંડિત સાધુએ ત્યાગ માર્ગમાં આનંદપૂર્વક રહેવું ઘટે.

**નોંધઃ**—ત્યાગથી પ્રાપ્ત થતું આધ્યાત્મિક સુખ એ તો અનુપમ સુખ છે. તેની તુલના સ્વર્ગીય સુખ સાથે ન જ કરી શકાય. પરન્તુ અહીં તો જેમ મનુષ્યજીવન કરતા દેવજીવન ઉત્કૃષ્ટ છે તેમ ગૃહસ્થજીવન કરતાં ત્યાગી જીવન ઉત્કૃષ્ટ છે અને માનવજીવન કરતાં નરકજીવન નિઃકૃષ્ટ છે તેમ આદર્શ જીવન કરતાં પતિત ગૃહજીવન નિઃકૃષ્ટ છે તે બતાવવા પૂરતું ઉપરનું ઉપમાવાક્ય છે.

[૧૨] ધર્મથી ભ્રષ્ટ અને આધ્યાત્મિક સંપત્તિથી પતિત થયેલા દુર્દગંધ મુનિનો; અલ્પ તેજ થઇ ઠરી ગયેલા યજ્ઞના અગ્નિ અને ભયંકર ઝેરી છતાં દાઢો ખેંચી લીધેલા સર્પની માફક, દુરાચારીઓ પણ તિરસ્કાર કરે છે.

**નોંધઃ**—સર્પનું ઝેર ઠાલવવાનું સાધન ગયા પછી તેને બાળકો પણ સતાવે છે, યજ્ઞનો અગ્નિ પવિત્ર મનાય છે છતાં તેજ ગયા પછી તેની કશી કિંમત રહેતી નથી અને દેહમાંથી ચેતન ગયા પછી તે દેહની કિંમત પણ રહેતી નથી તેમ સાધુધર્મરૂપ આત્મા ગયા પછી તે સાધક નિશ્ચેત બની જાય છે તેથી તેની દશા એક હલકા વર્તનવાળા ગૃહસ્થ કરતાં પણ ઘૃણાપાત્ર બની જાય છે

[૧૩] ધર્મથી પતિત થયેલા અધર્મને સેવનારા અને પોતાના વ્રત નિયમોથી ભ્રષ્ટ થયેલા સાધુને આ લોકમાં પણ ચારિત્રની ક્ષતિ, અધર્મ, અપયશ અને હલકાં માણસોમાં પણ નિંદા ઇત્યાદિ ગેરલાભો થાય છે. અને જીવનના અંતે પરલોકમાં પણ અધર્મના ફળસ્વરૂપે તેને અધમગતિ મળે છે.

[૧૪] જે સાધક બેદરકાર (દુષ્ટ) ચિત્તના વેગને વશ થઈ ભોગોને ભોગવવા સારુ તે તે પ્રકારના અસંયમ (સંયમથી વિરુદ્ધ વર્તનને આચરીને જેની કલ્પના ન કરી શકાય તેવી દુઃખદ (નરક)

ગતિમાં ગમન કરે છે તે સાધકને ફરીથી આવા ઉચ્ચ સદ્‌બોધની કે ધર્મની પ્રાપ્તિ પણ સુલભ થઈ શકતી નથી.

[૧૫] " એ બિચારા ક્લેશમાં રહેલા અને દુઃખમાં જ મગ્ન નારકીના જીવોનું પલ્યોપમ અને સાગરોપમ જેવા લાંબા કાળ સુધી એક સરખું ભોગવવાનું દુઃખ ક્યાં ! અને આ સંયમમાં આકસ્મિક પડેલું થોડું દુઃખ ક્યાં ! એ બન્ને વચ્ચે તો મહાન અંતર છે તો પછી " રે મારું આ ક્ષણિક માનસિક દુઃખ શું હતું ! " એવું એવું સાધક વિચારે.

નોંધઃ--પલ્યોપમ એ મોટા કાળનું પ્રમાણ છે અને સાગરોપમનું પ્રમાણ તો તેનાથી પણ અધિકકાળ પ્રમાણ છે.

[૧૬] ( દુઃખને લીધે સંયમ છોડવાની મનોવૃત્તિ જાગે તો તે વિચારે કેઃ- ) આ મારું દુઃખ લાંબો કાળ ટકવાનું નથી, ( ભોગની ઇચ્છાથી જો સયમ છોડવાનું મન થાય તો વિચારે કે ) જીવાત્માની ભોગપિપાસા પણ થોડો વખતજ રહે છે. (છતાં કદાચ) આ શરીર ટકે ત્યાંસુધી તેવી ભોગપિપાસા ન દૂર થાય તો " આ મારા જીવનના અંતે તો જરૂર ચાલી જશે. " આવા વિચારો સેવીને ત્યાગ તરફ ઉપજેલા અણગમાને સાધક નિવારી નાખે.

નોંધઃ—" જીવન જાય તો ભલે જતું, પરન્તુ મારું સંયમમય જીવન તો ન જ જવું જોઈએ. આ જીવન ગયા પછી જીર્ણને બદલે ફરી સુંદર મળી શકશે. પરન્તુ આધ્યાત્મિક જીવન મૃત્યુ પામ્યા પછી પુનઃ તેને પામવું અતિ અતિ દુઃશક્ય છે." આવી વિચારણા સાધક કરતો હોય છે.

[૧૭] જ્યારે તેવા સાધુનો આત્મા ઉપરના વિચારોને સેવતાં એટલો બધો નિશ્ચિત થઇ જાય કે તે દેહનો ત્યાગ કરવો પસંદ કરે, પરંતુ સદ્ધર્મના નિયમોને ન છોડે ત્યારે જેમ સુદર્શન પર્વતને વાયુના પ્રચંડ ઝાપટાંઓ લાગવા છતાં તેને ડોલાવી શકતાં નથી

તેમ તેવા અડોલ અને સુદૃઢ સાધકને ઈંદ્રિયો ( ના વિષયો ) ડોલાયમાન કરી શકશે નહિ.

[૧૮] ઉપર પ્રમાણે આ બધું જોઈને ( સાંભળીને ) બુદ્ધિમાન સાધક તે પૈકી પોતાની આત્મશક્તિ અને તેને યોગ્ય ભિન્નભિન્ન પ્રકારના ઉપાયોને વિવેકપૂર્વક વિચારીને તથા તે ( પૈકી પોતાને યોગ્ય) આચરીને મન, વચન, અને કાયા એ ત્રણે યોગોનો યથાર્થ સંયમ જાળવી જિનેશ્વર દેવોના વચનમાં બરાબર સ્થિર રહે.

નોંધ—ત્યાગીનું પતિત જીવન બેધારી તલવાર જેવું છે. જેના ઘા ઉપર અને નીચે બન્ને બાજુપર લાગે છે, સીડી ઉપર ચડેલો માણસ નીચેના ઉભેલા માણસથી ખૂબ ઊંચો દેખાય છે, પણ જ્યારે તે પટકાય ત્યારે ચત્તોપાટ પડી ઉભેલા માણસથી નીચો જાય છે અને તેને મારની ચોટ પણ લાગે છે; આજ દશા તેવા ભિક્ષુની થાય છે.

તેવા ભવિષ્યને નહિ ઈચ્છનાર સાધકે સદ્‌વિચાર અને મંથનનું ચૂર્ણ લઈ પોતાના મનનો કચરો સાફ કરવો; પશ્ચાત્તાપના સાબુથી અંતઃકરણને એવું તો સ્વચ્છ કરવું કે પછી તેવા દુષ્ટ વિચારોનું ફરીથી આગમન ન થાય.

એમ કહું છું:-

એ પ્રમાણે રતિવાક્ય નામની પહેલી ચૂલિકા પૂર્ણ થઈ.



ગતિમાં ગમન કરે છે તે સાધકને ફરીથી આવા ઉચ્ચ સદ્‌બોધની કે ધર્મની પ્રાપ્તિ પણ સુલભ થઈ શકતી નથી.

[૧૫] " એ બિચારા કલેશમાં રહેલા અને દુઃખમાં જ મગ્નતા નારકીના જીવોનું પલ્યોપમ અને સાગરોપમ જેવા લાંબા કાળ સુધી એક સરખું ભોગવવાનું દુઃખ ક્યાં ! અને આ સંયમમાં આકસ્મિક પડેલું થોડું દુઃખ ક્યાં ! એ બન્ને વચ્ચે તો મહાન અંતર છે તો પછી " રે મારું આ ક્ષણિક માનસિક દુઃખ શું હતું ? " એવું એવું સાધક વિચારે.

નોંધઃ—પલ્યોપમ એ મોટા કાળનું પ્રમાણ છે અને સાગરોપમનું પ્રમાણ તો તેનાથી પણ અધિકકાળ પ્રમાણ છે.

[૧૬] ( દુઃખને લીધે સંયમ છોડવાની મનોવૃત્તિ જાગે તો તે વિચારે કેઃ– ) આ મારું દુઃખ લાંબો કાળ ટકવાનું નથી, ( ભોગની ઇચ્છાથી જો સંયમ છોડવાનું મન થાય તો વિચારે કે ) જીવાત્માની ભોગપિપાસા પણ થોડો વખતજ રહે છે. (છતાં કદાચ) આ શરીર ટકે ત્યાંસુધી તેવી ભોગપિપાસા ન દૂર થાય તો " આ મારા જીવનના અંતે તો જરૂર ચાલી જશે. " આવા વિચારો સેવીને ત્યાગ તરફ ઉપજેલા અણગમાને સાધક નિવારી નાખે.

નોંધઃ—" જીવન જાય તો ભલે જતું, પરન્તુ મારું સંયમમય જીવન તો ન જ જતું જોઈએ. આ જીવન ગયા પછી જીર્ણને બદલે ફરી સુંદર મળી શકશે. પરન્તુ આધ્યાત્મિક જીવન મૃત્યુ પામ્યા પછી પુનઃ તેને પામવું અતિ અતિ દુઃશક્ય છે." આવી વિચારણા સાધક કરતો હોય છે.

[૧૭] જ્યારે તેવા સાધુનો આત્મા ઉપરના વિચારોને સેવતાં એટલો બધો નિશ્ચિત થઇ જાય કે તે દેહનો ત્યાગ કરવો પસંદ કરે, પરંતુ સદ્‌ધર્મના નિયમોને ન છોડે ત્યારે જેમ સુદર્શન પર્વતને વાયુના પ્રચંડ ઝાપટાંઓ લાગવા છતાં તેને ડોલાવી શકતાં નથી

તેમ તેવા અડોલ અને સુદૃઢ સાધકને ઈંદ્રિયો (ના વિષયો) ડોલાયમાન કરી શકશે નહિ

[૧૮] ઉપર પ્રમાણે આ બધુ જોઇને (સાંભળીને) બુદ્ધિમાન સાધક તે પૈકી પોતાની આત્મશક્તિ અને તેને યોગ્ય ભિન્નભિન્ન પ્રકારના ઉપાયોને વિવેકપૂર્વક વિચારીને તથા તે (પૈકી પોતાને યોગ્ય) આચરીને મન, વચન, અને કાયા એ ત્રણે યોગોનો યથાર્થ સયમ જાળવી જિનેશ્વર દેવોના વચનમાં બરાબર સ્થિર રહે.

નોંધ—ત્યાગીનું પતિત જીવન બેધારી તલવાર જેવું છે. જેના ઘા ઉપર અને નીચે બન્ને બાજુપર લાગે છે. સીડી ઉપર ચડેલો માણસ નીચેના ઉભેલા માણસથી ખૂબ ઊંચો દેખાય છે, પણ જ્યારે તે પટકાય ત્યારે ચત્તોપાટ પડી ઉભેલા માણસથી નીચો જાય છે અને તેને મારની ચોટ પણ લાગે છે; આજ દશા તેવા ભિક્ષુની થાય છે.

તેવા ભવિષ્યને નહિ ઈચ્છનાર સાધકે સદ્‌વિચાર અને મંથનનું ચૂર્ણ લઈ પોતાના મનનો કચરો સાફ કરવો; પશ્ચાત્તાપના સાબુથી અંતઃકરણને એવું તો સ્વચ્છ કરવું કે પછી તેવા દુષ્ટ વિચારોનુ ફરીથી આગમન ન થાય.

એમ કહું છુઃ-

એ પ્રમાણે રતિવાક્ય નામની પહેલી ચૂલિકા પૂર્ણ થઈ.



# વિવિક્ત ચર્યા

——:o:——

## ( એકાંત ચર્યા )

૧૨

આ સંસારના પ્રવાહમાં અનંત કાળથી પરિભ્રમણ કરતો આત્મા:અનંત સંસ્કારોને સ્પર્શી ચૂકયો અને ભોગવી પણ ચૂકયો, છતાં હજુ તે નથી પોતાના ભાનમાં આવ્યો કે નથી પોતાના સ્વરૂપથી ચ્યુત થયો. તેનાં લક્ષણો હજુ તેનાતે રહ્યાં છે. બીજા તત્ત્વના પ્રસંગમાં આવવા છતાં હજુ તે એક છે, અદ્વિતીય છે. એ ચેતના શક્તિનો સ્વામી તેજ એક આત્મા, તેજ ચૈતન્યપુંજ: તેનીજ શોધ પાછળ લાગી જવું તેનુંજ નામ વિવિક્ત ચર્યા–એકાંત ચર્યા.

વિશ્વનો પ્રાણીસમૂહ જે પ્રવાહમાં વહી રહ્યો છે તે પ્રવાહમાં વિવેક વિના વહ્યે જવું તેનું નામ એકાંત ચર્યા. આવી ગતિમાં લેશમાત્ર વિજ્ઞાન, બુદ્ધિ, હૃદયની શક્તિની કે જાગૃતિની ખાસ આવશ્યક્તા રહેતી નથી. અંધજન પણ તે પ્રવાહને ટેકે વહી શકે છે. હૃદયહીન પણ ટેકે ટેકે પોતાનું ગાડું ગબડાવી શકે છે. આ રીતે એક ક્ષુદ્ર જંતુથી માંડીને માનવજીવનનાં વિકાસક્રમ સુધી સામાન્ય રીતે તો આ પ્રવાહ ગતિજ જોઈ શકાય છે. જન્મથી માંડીને મૃત્યુ સુધીનાં બધાં કાર્યોમાં પણ તેવુંજ બને છે.

પરંતુ માનવસમાજનો વિરલવર્ગ એવો પણ હોય છે કે જેના બુદ્ધિના વિકાસ માર્ગમાં પડેલાં આવરણો દૂર થયાં છે, જેનાં આંત-

રિક ચક્ષુઓ ઉઘડી ગયાં છે અને જેના પ્રાણોમાં ચેતનાશક્તિની ઝણઝણાટી લાગી છે તે પોતાના કષ્ટપ્રદ ભાવીને સ્પષ્ટ જોઈ શકે છે. અને પોતાના વીર્યનો ઉપયોગ તેને વહાવવામાં કરવાને બદલે તેની જીવનનૌકાનું આખું સુકાન ફેરવી લે છે અને પોતાનું ધ્યેય નક્કી કરી સેંકડો સંકટોને દૂર કરવા માટે શસ્ત્રસજ્જિત શૂર, વીર અને ધીર લડવૈયો બને છે. સંસારના ઇતર શૂરવીરો પોતાનું સત્ત્વ અને માયા મુડી રક્ષવા બાહ્ય સંગ્રામ ખેડે છે. જ્યારે આ યોદ્ધો તે વસ્તુની ઉપેક્ષા કરી આત્મસંગ્રામમાંજ ખેલવાનુ પસંદ કરે છે. તેજ તેની બીજાથી ભિન્ન એવી વિવિક્ત ચર્યા.

ગુરુદેવ બોલ્યાઃ—

[ એકાંત ચર્યા એટલે વિશ્વના પ્રવાહથી પોતાના આત્માને બચાવી લેવો. તેવી એકાંતચર્યાના લાભો અને ઉદ્દેશનું નિદર્શન. ]

[૧] સર્વજ્ઞ પ્રભુએ ફરમાવેલી અને ગુરુદ્વારા સાંભળેલી આ ( બીજી ) ચૂલિકાને હું કહીશ કે જે ચૂલિકાને સાંભળી મદ્‌ગુણી સજ્જન પુરુષોની બુદ્ધિ શીઘ્ર ધર્મ તરફ ઉત્સાહિત બને છે.

આ પ્રમાણે જંબૂસ્વામીને ઉદ્દેશીને સુધર્મ સ્વામીએ કહ્યું હતું તેજ મનક નામના શિષ્યને ઉદ્દેશીને શય્યંભવ ગુરુદેવ બોલ્યાઃ—

[૨] ( નદીના પ્રવાહમાં તણાતા કાષ્ઠની પેઠે ) સંસારના પ્રવાહમાં બહુ બહુ જનો વહેતા હોય છે. તે પ્રવાહની પર થવા માટે જેનું લક્ષ્ય જાગૃત થયું હોય તે મોક્ષાર્થી સાધકે જે પ્રવાહમાં સંસારી જીવો વહેતા હોય તેની સામી બાજુ એટલે કે તેનાથી ઉલટી પ્રવૃત્તિમાં પોતાના આત્માને યોજવો ઘટે.

નોંધ—મનુષ્યજીવન, યોગ્ય સમય અને સાધનો મળવા છતાં ઘણા મનુષ્યોને ભૌતિક જીવન સિવાયના ઇતર જીવનનો કશો ખ્યાલ હોતો નથી. તે બધા એવા ઔઘિક પ્રકારના જીવો હોય છે. અર્થાત્ તેમની બધી ક્રિયાઓ પરંપરા પ્રમાણે બીજા કરતાં હોય છે તેમ થતી રહે છે. તે પૈકી કોઇક મેધાર્થી સાધક જાગૃત થાય છે અને તે લોક પ્રવાહમાં ન તણાતાં પ્રત્યેક ક્રિયાઓમાં વિવેક કરતો થઈ જાય છે.

[૩] જગતના પામર જીવો બિચારા સુખ શોધવા માટે સંસારના પ્રવાહમાં ધસડાઇ રહ્યા છે ત્યાં વિચક્ષણ સાધુઓની મન, વચન અને કાયાની એકવાક્યતા (શુભ વ્યાપાર)જ માત્ર તે પ્રવાહની વિરૂદ્ધ જાય છે. સાર:શ કે દુન્યવી જીવન હમેશાં એકજ પ્રવાહમાં વહેતું હોય છે, માટે સંસારથી પાર ઉતરવું હોય તો શ્રેયાર્થીએ માર્ગ બદલી નાખવો જોઇએ.

નોંધ.—ચાલુ પ્રવાહમાથી વેગ બદલતી વખતે સાધકને ખૂબ સાવચેતી રાખવાની હોય છે. દુન્યવી લોકોથી તેનું લક્ષ્ય ભિન્ન દેખાતાં કરોડો જનોની કરડી નજરો તેના પર કરી વળે છે. તેથી કહ્યું છે કે " હરિનો મારગ છે શૂરાનો કાયરનું નહિ કામ જોને." પરન્તુ આખરે સંકટો સહી એક તેના અંતરાત્માનું બળ પૂરૂં પડી જાય છે અને તે સાધક પોતાનું કાર્ય સાધી શકે છે.

[૪] (હવે તેવા સાચા સુખના જિજ્ઞાસુ સાધકે લોકપ્રવાહની સામે જવામાં કયા બળને ખીલવવું જોઇએ તે કહે છેઃ–) પ્રથમ તો તેવા સાધકે સદાચારમાં માનસિક બળ કેળવી, સંયમ અને ચિત્તસમાધિની બરાબર આરાધના કરી લેવી ઘટે અને પછી ત્યાગી પુરુષોનાં જે ચર્યા, ગુણો અને નિયમો છે તે જાણી તે અનુસાર વર્તન બનાવવું જોઇએ.

નોંધઃ—ચર્યા એટલે કેમ સંયમીજીવન ગાળવું તે; ગુણો એટલે મૂળ તથા ઉત્તર ગુણોની આરાધના અને ભિક્ષાદિના નિયમો તે નિયમો. આ બધું જાણી આચરવા માટે સાધકે તૈયાર રહેવું ઘટે.

## હવે નીચે તે વસ્તુ સ્પષ્ટ કરે છે

[૫] (૧) અનિયતવાસ (કોઈ પણ નિયત ગૃહ કે આશ્રમ કરી ન રહેવું અર્થાત્ વસુધામાં સર્વત્ર વિચરવું.) (૨) સમુદાનચર્યા (જુદા જુદા ઘરોમાંથી ભિક્ષા મેળવવી.) (૩) અજ્ઞાતોચ્છ (અપરિચિત ગૃહસ્થોના ઘરોમાંથી બહુ અલ્પ અલ્પ ભિક્ષા મેળવવી.) (૪) એકાંતનું સ્થાન (જ્યાં સંયમની બાધક વસ્તુ

ન હોય તેવું સ્થાન તે એકાંત સ્થાન.) (૫) જીવનની જરૂરિયાત પૂરતાં જ અલ્પ સાધનો. (૬) કલહનો ત્યાગ. આ ૭ પ્રકારથી યુક્ત વિહારચર્યા જ મહર્ષિઓએ વખાણી છે. શાણો ભિક્ષુ તેનો આદર કરે.

[૬] જે સ્થળે મનુષ્યોનો કોલાહલ થતો હોય કે સાધુજનોનું અપમાન થતું હોય તેવું સ્થાન છોડી દે. તેમજ ગૃહસ્થ જ્યારે બીજા ઘરમાંથી ખોરાક અને પાણી આપે ત્યારે તે ઘણું ખરું જોવાયેલું આહાર પાણીજ લેવાનો સાધુએ પ્રયત્ન કરવો ઘટે. અને તે દાતા જે હાથ કિંવા ચમચાથી ખોરાક લાવેલ હોય તે ભિક્ષા લેવાનો ભિક્ષુ ઉપયોગ રાખે.

નોંધ:--અહીં ખરડાયેલા ચમચાથી ભિક્ષા લેવાનું પ્રયોજન એ છે કે તે ગૃહસ્થ તે સાધનને તુરત સજીવ પાણીથી સાફ ન કરે. જો સાફ કરે તો તે તકલીફ માટે ભિક્ષુ નિમિત્તભૂત થાય.

આહાર પાણી જ્યાંથી લાવે તે જોવાનું પ્રયોજન એ છે કે ગૃહસ્થ પોતાની જરૂરિયાતની ચીજ તો આપી નથી દેતો ને! તેમજ તે આહાર શુદ્ધ છે કે કેમ ઇત્યાદિનો ખ્યાલ આવે.

[૭] મદ્યમાંસાદિ અભક્ષ્યનો સર્વથા ત્યાગી આદર્શ ભિક્ષુ: નિરભિમાની, પોતાના આત્મા પર સખ્ત કાબુ રાખવા સારુ વારંવાર બલિષ્ઠ ખોરાકને નહિ લેનાર, વારંવાર કાયોત્સર્ગ (દેહભાન ભૂલી જવાની ક્રિયા) કરનાર અને સ્વાધ્યાય યોગમાં પ્રયત્નશીલ બને.

[૮] ભિક્ષુ: શયન, આસનો, શય્યાઓ, નિષદ્યાઓ (સ્વાધ્યાયનાં સ્થાનો) તથા ખોરાક પાણી વગેરે પર મમત્વ રાખી હું જ્યારે ફરીને આવું ત્યારે મને જ આપજો બીજાને નહિ એવી એવી ગૃહસ્થોને પ્રતિજ્ઞા ન કરાવે. તેમજ કોઇ ગામ, કુળ, નગર કે દેશપર મમત્વ ભાવ પણ કદી ન કરે.

નોંધ —મમત્વભાવ એ સાધુજીવન માટે સર્વથા ત્યાજ્ય છે કારણ કે એક વસ્તુ પર મમત્વ થયુ એટલે બીજી વસ્તુ પરનો વિશુદ્ધ પ્રેમ ઉડી જવાનો, અને કદાચિત મમત્વવાળી વસ્તુને જે કઇ થાય તેના સારા માઠાની અસર પોતા પર પડવાની, એટલુજ નહિ પણ પરિણામે જેટલી એક વસ્તુ પર અતિ આસક્તિ થાય તેટલોજ ઈતર પદાર્થ પર દ્વેષ થવાનો દ્વેષ એ એક પ્રકારની માનસિક હિંસાજ છે અને તે માનસિક વિચારો આખરે ક્રિયામા પરિણત થઈ દુષ્પરિણામ લાવી મૂકે છે સર્વથા રાગ અને દ્વેષથી રહિત થવાના ભાવવાળા ત્યા ગી માટે મમતા તે સાફજ ત્યાજ્ય કહી છે

[૯] આદર્શ મુનિ, અસંયમી જનોની ચાકરી ન કરે તેમજ તેને અભિવાદન ( ભેટવાની ક્રિયા ), વંદન કે નમન પણ ન કરે. પરંતુ જે અસંયમીઓના સંગથી મુક્ત હોય તેવા આદર્શ સાધુઓના સગમાં રહે કે જે સમર્ગથી તેના ચારિત્રની હાનિ ન થાય

નોંધ —મનુષ્યો જેના પરિચયમા આવે છે, જેની ગુલામી કરે છે, જેનું પૂજન કરે છે તેનુ જ તેનુ મન અને વિચારો ઘડાતા જાય છે અને આખરે તે તેવા જ બની રહે છે કારણ કે સસર્ગના આંદોલનની તેમના પર અવ્યક્ત કે વ્યક્ત રીતે જરૂર અસર થાય છે આથી જ મહાપુરુષોએ સત્પુરુષોના સગનું અપાર માહાત્મ્ય વર્ણવ્યું છે. અને ખળપુરુષોનો સગ સર્વથા ત્યાજ્ય બતાવ્યો છે સયમના ઈચ્છુક સાધકે પોતાથી અધિક ગુણવાન હોય તેનોજ સસર્ગ કરવો ઘટે

[૧૦] ( કદાચ તેવો ઉત્તમ સંગ ન મળે તો શુ કરવુ તે બતાવે છે ) ભિક્ષુ, પોતાથી અધિક ગુણવાન કે સમાન ગુણવાળો ન મેળવી શકે તો કામભોગોમાં અનાસક્ત રહી તથા પાપોનો ત્યાગ કરી સાવધાનતા પૂર્વક એકાકી વિચરે ( પરંતુ ચારિત્રહીનના સંગમાં ન રહે )

નોંધ —જો કે જૈનસૂત્રોમા એક ચર્યાને ત્યાજ્ય કહી છે અને તેમ કહેવાનું કારણ એ છે કે એકાકી વિચરતા સાધુને અદૂષિત ચારિત્ર નિભાવવું એ અતિ કઠિન વસ્તુ છે અને તેના પર કોઈ છત્ર ન હોય તો તે સાધક

સમાજને વિશ્વાસપાત્ર રહેવા પામતો નથી. એવા એવા અનેક દોષોનો સંભવ છે એમ છતાં જૈનદર્શન એ અનેકાંતદર્શન છે. તેમાં પ્રાપ્ત થતાં કથનો એકાંત હોતાં નથી. અને તેથીજ તે ઉપરના શ્લોકમાં બતાવે છે કે જેનો સંગ આત્મ(સંયમ)ઘાતક થતો હોય તેવા સંગથી વિમુક્ત રહેવું એજ સમુચિત છે. સારાંશ કે એકચર્યા પ્રશંસનીય નથી તેમ એકાંતનિંદ્ય પણ નથી. છતાં વર્તમાન સમયે તો એકચર્યાનો પ્રશ્ન ખૂબજ ચિંતનીય અને વિવાદગ્રસ્ત છે. કારણકે વર્તમાન સાધુવર્ગમાં દેખાતી એકચર્યા બહુ મોટા પ્રમાણમાં સ્વચ્છંદવૃત્તિથી જન્મેલી નજરે પડે છે, અને જ્યાં સ્વચ્છંદ છે ત્યાં સાધુતાનો આદર્શ લુપ્ત થાય છે. આવે સ્થાને આ દૃષ્ટિએ એકચર્યા ત્યાજ્ય બને છે. પરંતુ જો તેમાં પણ કોઈ અપવાદિત એકચર્યા હોય અને આત્મસાધનાર્થે ઉત્પન્ન થઇ હોય તો તે અતિ પ્રશંસનીય છે. સારાંશ કે એકચર્યાની ઇષ્ટતા કે અનિષ્ટતાનો તોળ સંયોગબળો પર વિવેકની તુલાથી માપી લેવો ઘટે.

[૧૧] ( ચાતુર્માસ્યમાં ) જૈનભિક્ષુને એક સ્થાને વધારેમાં વધારે ચાર માસ સુધી અને અન્ય ઋતુઓમાં એક માસ સુધી રહેવાની આજ્ઞા છે. અને જે સ્થળે ચોમાસું કરેલું હોય ત્યાં બીજાં બે વર્ષો છોડી અને ત્રીજે રહી શકાય અને તેજ પ્રમાણે એક માસ જે સ્થળે રહ્યા હોય તેનાથી બમણો વખત બીજા ક્ષેત્રમાં ગાળી પછી ત્યાં માસ ભર રહેલું હોય તો રહી શકાય. એમ જૈન શાસ્ત્ર આજ્ઞા કરે છે. સારાંશ કે સૂત્રનો પરમાર્થ જે પ્રકારની આજ્ઞા કરે છે તે સૂત્રનાજ ફરમાવેલા માર્ગે ભિક્ષુ વિચરે.

નોંધઃ—શારીરિક વ્યાધિ કે બીજા કોઇ તેવા અનિવાર્ય અને મહાન કારણે કદાચ તે પ્રમાણમા અપવાદ હોઈ શકે છે. કારણ કે એક સ્થળે વધુ રહેવાથી આસક્તિ કિંવા રાગ બંધન થાય અને આસક્તિ કે રાગબંધન એ સંયમનાં ઘાતક છે. તેથી સંયમની રક્ષાના હેતુએ જ તેમ કરવા ફરમાવ્યું છે તે વિવેક ભૂલવો ન જોઈએ.

એક માસ કે ચાતુર્માસ્ય જેટલો કાળ જે સ્થાને રહેવાનું થયું હોય તેનાથી બમણો કાળ બીજે સ્થળે પસાર થયા પછી ત્યાં તેટલો કાળ રહી શકાય. એ પ્રમાણે સૂત્રની આજ્ઞા છે જુઓ આચારાંગ સૂત્ર.

[૧૨] વળી ભિક્ષુ રાત્રિને પહેલે પ્રહરે કે અંતિમ પ્રહરે પોતાના આત્માની પોતાના આત્માદ્વારા આલોચના (નિરીક્ષણા) કરે. કે મે આજે શું કર્યું ? બાકી શું કરવાનું છે ! મારાથી આચરવાનું શક્ય હોવા છતાં મે શું આચર્યું નથી ! બીજાજનો મને કેવો માને છે (ઉચ્ચ કે નીચ) ? મારો આત્મા દોષ પાત્ર તો નથી ને ? હું મારી કઇ ભૂલને છોડી શકતો નથી ! આ પ્રમાણે ખૂબખૂબ સંભાળપૂર્વક (સૂક્ષ્મ દોષને પણ જતો કર્યા વિના) વિચારીને ફરીથી ભવિષ્યમાં સંયમનુ ઉલ્લઘન (દોષો) ન થવા પામે તેવી ગીવટ રાખે.

[૧૩] ધૈર્યવાન ભિક્ષુ; કદાપિ (ભૂલથી) કોઇપણ કાર્યમાં મન, વચન કે કાયાથી લેશમાત્ર પણ દોષ થઇ જાય તો તેજ વખતે ઉત્તમ ઘોડો જેમ લગામથી તુરંત વશ થાય છે તેમ પોતાના આત્મા (મન)ને વશ કરી સન્માર્ગમાં સ્થાપે

[૧૪] જે ધૈર્યવાન અને જિતેન્દ્રિય સાધકોનું ઉપર કહ્યાં પ્રમાણે હમેશાં વર્તન રહે છે તેનેજ આ લોકના ઉત્તમ પુરુષો તરીકે જ્ઞાનીજનો માને છે અને તેજ સાચા સંયમમય જીવનથી જીવી જાણે છે.

નોંધઃ—થોડા વખત માટે સદ્વર્તન જાળવવું એ શક્ય છે. આપત્તિ ન આવે ત્યાં લગી તેવા લાંબા કાળ સુધી પણ વૃત્તિને સુરક્ષિત રાખવી શક્ય છે. પરંતુ સંકટોની અપાર ઝડીઓમાં પણ મન, વચન અને કાયાથી વ્રતમાં અડગ રહેવું તે જ ખરેખર દુઃશક્ય છે.

મન, વચન અને કાયાની એકવાક્યતા એ સંયમ જીવનનું આવશ્યક અંગ છે.

[૧૫] ખરેખર સમાધિવંત પુરુષોએ આ આત્માને જ ઈંદ્રિયો સહિત હમેશાં અસન્માર્ગમાં જતાં [illegible] જોઇએ. કારણ કે જો આ [illegible] ક્ષિત (અવશ) [illegible] રા મરણરૂપ ગમાર્ગના [illegible] પડશે અને [illegible] કરો તો [illegible]
મુક્તિ પા

નોંધઃ—શાસનના નિયમોને આધીન નહિ રહેતાં એકલા ફરવું, ગુરુકુળ વાસ ને છોડી જુદા વિહરવું એ કંઈ વિવિક્તચર્યા નથી અને એકચર્યા પણ નથી. આ તો કેવળ અનેકાંત ચર્યા જ છે.

જે એકચર્યામાં વૃત્તિની પરાધીનતા અને સ્વચ્છંદતાનો અતિરેક હોય તે એકચર્યામાં ત્યાગના વિકાસને બદલે દુરાચારની વૃદ્ધિ થવાનો જ વધુ સંભવ છે.

સ્વયં પોતાના જ પાપનું પ્રક્ષાલન, પોતાની જ શક્તિથી વિપત્તિઓનું વિદારણ અને પોતાનું જ પોતાને અવલંબન બનાવી એકાંત આત્મદમન કરવું તે જ આદર્શ એકચર્યા.

આત્મરક્ષાનો પ્રબળ ઉપાસક એ વીરસાધક આવી એકાંત ( રાગદ્વેષ રહિત ) ચર્યાનું રહસ્ય સમજી ઇંદ્રિયોની ચપળતા અને મનના દુષ્ટ વેગને આધીન ન થતાં કેવળ એકજ લક્ષ્ય રાખી પોતાનું સાધ્ય સાધી અને વીતરાગ ભાવની પરાકાષ્ઠા પામી સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થાય એ જ સંયમ અને ત્યાગનું અંતિમ ફળ છે.

એમ કહું છું:—

એ પ્રમાણે વિવિક્તચર્યા નામની બીજી ચૂલિકા પૂર્ણ થઈ.

[૧૨] વળી ભિક્ષુ રાત્રિને પહેલે પ્રહરે કે અંતિમ પ્રહરે પોતાના આત્માની પોતાના આત્માદ્વારા આલોચના ( નિરીક્ષણા ) કરે. કે મે આજે શું કર્યું ? બાકી શું કરવાનું છે ? મારાથી આચરવાનું શક્ય હોવા છતાં મે શું આચર્યું નથી ? બીજાજનો મને કેવો માને છે (ઉચ્ચ કે નીચ) ? મારો આત્મા દોષ પાત્ર તો નથી ને ? હું મારી કઈ ભૂલને છોડી શકતો નથી ? આ પ્રમાણે ખૂબખૂબ સંભાળપૂર્વક ( સૂક્ષ્મ દોષને પણ જતો કર્યા વિના ) વિચારીને ફરીથી ભવિષ્યમાં સંયમનું ઉલ્લંઘન (દોષો) ન થવા પામે તેવી ચીવટ રાખે.

[૧૩] ધૈર્યવાન ભિક્ષુ; કદાપિ (ભૂલથી) કોઈપણ કાર્યમાં મન, વચન કે કાયાથી લેશમાત્ર પણ દોષ થઈ જાય તો તેજ વખતે ઉત્તમ ઘોડો જેમ લગામથી તુરત વશ થાય છે તેમ પોતાના આત્મા (મન)ને વશ કરી સન્માર્ગમાં સ્થાપે

[૧૪] જે ધૈર્યવાન અને જિતેન્દ્રિય સાધકોનું ઉપર કહ્યાં પ્રમાણે હમેશાં વર્તન રહે છે તેનેજ આ લોકના ઉત્તમ પુરુષો તરીકે જ્ઞાનીજનો માને છે અને તેજ સાચા સંયમમય જીવનથી જીવી જાણે છે.

નોંધઃ—થોડા વખત માટે સદ્વર્તન જાળવવું એ શક્ય છે. આપત્તિ ન આવે ત્યાં લગી તેવા લાંબા કાળ સુધી પણ વૃત્તિને સુરક્ષિત રાખવી શક્ય છે. પરંતુ સંકટોની અપાર ઝડીઓમાં પણ મન, વચન અને કાયાથી વ્રતમાં અડગ રહેવું તે જ ખરેખર દુઃશક્ય છે.

મન, વચન અને કાયાની એકવાક્યતા એ સંયમ જીવનનું આવશ્યક અંગ છે.

[૧૫] ખરેખર સમાધિવંત પુરુષોએ આ આત્માને જ ઈંદ્રિયો સહિત હમેશાં અસન્માર્ગમાં જતાં બચાવી લેવો જોઈએ. કારણ કે જો આત્મા અરક્ષિત (અવશ) હશે તો જન્મજરા મરણરૂપ સંસારના માર્ગમાં ભમવું પડશે અને આત્માજ જો વશ હશે તો તે સંયમી આ બધા દુઃખોથી મુક્તિ પામી શકશે.

**નોંધઃ**—શાસનના નિયમોને આધીન નહિ રહેતાં એકલા ફરવું, ગુરુકુળ વાસ ને છોડી જુદા વિહરવું એ કંઈ વિવિક્તચર્યા નથી અને એકચર્યા પણ નથી. આ તો કેવળ અનેકાંત ચર્યા જ છે.

જે એકચર્યામાં વૃત્તિની પરાધીનતા અને સ્વચ્છંદતાનો અતિરેક હોય તે એકચર્યામાં ત્યાગના વિકાસને બદલે દુરાચારની વૃદ્ધિ થવાનો જ વધુ સંભવ છે.

સ્વયં પોતાના જ પાપનું પ્રક્ષાલન, પોતાની જ શક્તિથી વિપત્તિઓનું વિદારણ અને પોતાનું જ પોતાને અવલંબન બનાવી એકાંત આત્મદમન કરવું તે જ આદર્શ એકચર્યા.

આત્મરક્ષાનો પ્રબળ ઉપાસક એ વીરસાધક આવી એકાંત ( રાગદ્વેષ રહિત ) ચર્યાનું રહસ્ય સમજી ઈંદ્રિયોની ચપળતા અને મનના દુષ્ટ વેગને આધીન ન થતાં કેવળ એકજ લક્ષ્ય રાખી પોતાનું સાધ્ય સાધી અને વીતરાગ ભાવની પરાકાષ્ઠા પામી સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થાય એ જ સંયમ અને ત્યાગનું અંતિમ ફળ છે.

એમ કહું છું:—

એ પ્રમાણે વિવિક્તચર્યા નામની બીજી ચૂલિકા પૂર્ણ થઈ.

## તુરતમાં બહાર પડનારાં પુસ્તકો

તમારા જીવનપથમાં પગલે ને પગલે પ્રેરણા પાનારી;
દરેક જિજ્ઞાસુને એક સરખી ઉપયોગી:

# સાધક સહચરી

જેમાં ઉત્ત૦ દશ૦ તથા સૂય૦ સૂત્રના ચૂંટેલા શ્લોકપુષ્પોનું
સુંદર વર્ગીકરણ કરી સુમધુર પુષ્પમાળા બનાવી છે.

ઉપર પ્રાકૃત મૂળ શ્લોકો; તેની નીચે સમશ્લોકી ગૂર્જરગિરામાં
અનુવાદિત અનુષ્ટુપ શ્લોકો અને તેની નીચે ભાવવાહી
સક્ષિપ્ત વિવરણ

卐

# —પાપનું પ્રાયશ્ચિત—

આધુનિક યુગોચિત પ્રતિક્રમણ
બારે વ્રતોને લગતા દોષોનું પ્રાયશ્ચિત

જેની એક બાજુ પ્રાકૃત ભાષામા મૂળ પદ્યો; તેની નીચે સંસ્કૃત
છાયાયુક્ત શ્લોકો, અને બીજી બાજુ ગુજરાતી ભાષામાં
અનુવાદિત પદ્યો અને તેની નીચે અમરકારક
વિસ્તૃત વિવરણ

ટ. ખ. એક આનો પૃષ્ઠ સખ્યા ૧૦૦ કિંમત એક આનો

## તુરતમાં બહાર પડનારાં પુસ્તકો

તમારા જીવનપથમાં પગલે ને પગલે પ્રેરણા પાનારી;
દરેક જિજ્ઞાસુને એક સરખી ઉપયોગી:

# સાધક સહચરી

જેમાં ઉત્ત૦ દશ૦ તથા સૂય૦ સૂત્રના ચૂટેલાં શ્લોકપુષ્પોનું
સુંદર વર્ગીકરણ કરી સુમધુર પુષ્પમાળા બનાવી છે.

ઉપર પ્રાકૃત મૂળ શ્લોકો; તેની નીચે સમશ્લોકી ગૂર્જરગિરામાં
અનુવાદિત અનુષ્ટુપ શ્લોકો અને તેની નીચે ભાવવાહી
સંક્ષિપ્ત વિવરણ

卐

# —પાપનું પ્રાયશ્ચિત—

આધુનિક યુગોચિત પ્રતિક્રમણ
બારે વ્રતોને લગતા દોષોનું પ્રાયશ્ચિત

જેની એક બાજુ પ્રાકૃત ભાષામાં મૂળ પદ્યો; તેની નીચે સંસ્કૃત
છાયાયુક્ત શ્લોકો, અને બીજી બાજુ ગૂજરાતી ભાષામાં
અનુવાદિત પદ્યો અને તેની નીચે અસરકારક
વિસ્તૃત વિવરણ

ટ. ખ. એક આનો    પૃષ્ઠ સંખ્યા ૧૦૦    કિંમત એક આનો